પ્રજાબંધુની સને [illegible] ની સાલની ભેટ

# રુશિયામાં ક્રાન્તિ

"પ્રજાબંધુ" ઓફીસ

ખાડિયા અમદાવાદ

# કચ્છમાં ક્રાન્તિ

[ ઐતિહાસિક નવલકથા ]

લેખક

ગુણવંતરાય પોપટભાઇ આચાર્ય,

રાણપુર (કાઠિયાવાડ)



આવૃત્તિ ૧ લી — પ્રત ૩૯૦૦

સંવત ૧૯૮૭ — ઈ. સ. ૧૯૩૧

અમદાવાદ:

ખાડિયા, જેઠાભાઇની પોળમાં "પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કર્સ" માં

ઇન્દ્રવદન બ. ઠાકોરે છાપી તે જ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું.

મૂલ્ય રૂા. ૧ા

# પ્રસ્તાવના.

લગભગ ત્રણ ચાર વર્ષ ઉપર કચ્છના ઇતિહાસનો અભ્યાસ કરવાનો મને પ્રસંગ અને તક સાથોસાથ સાંપડ્યાં હતાં. એ અભ્યાસના પરિણામ રૂપ આ પુસ્તક લખાયું છે. ત્રણ વર્ષ ઉપર લખાયેલું આ પુસ્તક આજે પ્રકટ થાય છે.

આ પુસ્તકને નવલકથા કહેવી, નવલિકા કહેવી કે ઐતિહાસિક વાર્તા કહેવી એ પ્રશ્નનો મેં તો ક્શોયે નિર્ણય કર્યો નથી. કંપની સરકારના ખાસ મોકલાયેલા ત્રણ લશ્કરી અમલદારોએ કચ્છની ભૌગોલિક, આર્થિક, સામાજિક અને ઐતિહાસિક હકીકતોનાં જે જુદાં જુદાં બયાનો, ખાનગી અહેવાલો તરીકે પાઠવ્યાં હતાં, તે માંહેની નક્કર હકીકતો ઉપર જ આ પુસ્તકનું મુખ્ય વસ્તુ રચાયું છે. રાજગોરની ન્યાતનાં ત્રાગાં, મદનજી મહેતાનું કારજ, હરજીવન મહેતાની સમાધ, ગંગાનું અપહરણ અને માંડવીનો બળવો ઇત્યાદિ આ પુસ્તકમાં અપાયેલા પ્રસંગો ઐતિહાસિક છે અને પતરીની ચડાઇ તથા બારભાયાના કારભારના પ્રસંગો તો એટલા પ્રસિદ્ધ છે કે આજસુધી આ ઉજ્જવલ ઇતિહાસને ધોઇ નાંખનારા કચ્છ રાજ્ય તરફથી પ્રકટ થયેલા અનેક શાળોપયોગી ઇતિહાસમાંથીયે આ બે પ્રસંગો તો ભૂંસી શકાયા જ નથી! જોકે એ બે પ્રસંગોનેય વિકૃત સ્વરૂપ આપવાના તો પ્રયાસો થતા જ રહ્યા છે. એક પછી એક ક્રમશઃ પ્રકટ થતા કચ્છના રાજ્યાશ્રિત ઇતિહાસ-ગ્રંથોમાં આ ઉજ્જવલતા ઉપર લગાડવામાં આવતી કાલિમા કોઇ પણ નિષ્પક્ષ વાચકની નજરે તરી આવે એવી છે.

આ પુસ્તક લખાયું હતું ત્યારે તો એક અમર રહેવા સરજાયેલા ઐતિહાસિક યુગને આજના યુગમાં વાચકો સમક્ષ રજુ કરવા સિવાય મારી બીજી કોઇ ધારણા હોય એવું મને યાદ નથી; પરંતુ એના પ્રકટીકરણનો કાળ તો કોઇ નવી જ આશા અને નવીન વિચારણા, નવાં જ દૃષ્ટિબિન્દુઓ અને નૂતન સર્જનના પ્રયાસોના કાળની સાથે ભેટી જાય છે. ગોળમેજી પરિષદની પૂર્ણાહુતિ થઇ ગઇ. રાજાઓ અને રાજ્યોના અનેકવિધ પ્રશ્નો

અને એ પ્રશ્નોના ઉકેલો આજે રાજસ્થાની પ્રજાએ વિચારવાના રહ્યા છે, તે વખતે બહુ દૂરના કાળમાં નહિ, કોઇ વૈદિક કે પૌરાણિક કાળમાં નહિ, કોઇ પરદેશમાં કે પરપ્રાંતમાં નહિ, પરંતુ ઠેઠ ઇ. સ. ૧૭૮૬ના અરસામાં એટલે આ દેશમાં–હિન્દમાં અંગ્રેજોના વર્ચસ્વની સ્થાપના પછી, કાઠિયાવાડને સામે કાંઠે, અઢાર વીસ માઇલની ખાડી વચમાં રાખીને આવેલા કચ્છમાં જ, કચ્છી પ્રજાએ પોતાના જ એક ઉદ્ધત અને તુમાખી રાજાને ઠેકાણે લાવવા, તેને કેદ કરીને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવા સુધીની પણ હામ ભીડી હતી, એ વાત ઉપર રાજસ્થાની પ્રજાએ લક્ષ શામાટે ન ચોંટાડવું?

અને આ પુસ્તકમાં વર્ણવેલા પ્રસંગો જેવા છૂટાછવાયા પ્રસંગો તો આજે પણ દેશી રાજ્યમાં ક્યાં નથી બનતા? અલબત્ત, આ પુસ્તકમાં તો આખરી ઉપાય જ બતાવવામાં આવ્યો છે. હું અંતઃકરણપૂર્વક માનું છું કે અત્યારના સાતસો રજવાડામાંથી કેટલાકને બાદ કરતાં બાકીનામાં તો આખરી ઉપાયો જ અસરકારક નીવડી શકે. જ્યારે શરીર જર્જરીભૂત થઇ જાય છે, અંગેઅંગ સડાથી ખદબદી રહે છે, ત્યારે તુલસીનું પાન અને ગંગાજળ વગર કોઇ પણ ઔષધ નકામું જ છે, એવી સ્થિતિમાં તેના બધાય સંબંધીઓ એવા વ્યાધિગ્રસ્ત કલેવરની આ સંસારમાં રહી સહી 'માયા' ઉતારવાની અને સુખરૂપ અવસાન થવાની માનતા પણ લે છે. એકના એક પુત્રનો પણ તરત જ દેહ છૂટી જાય એ માટે સ્નેહઘેલી વિધવા માતાને પણ એકાદશીની કે ગાયને કપાસીયા નીરવાની કે એવી જ કોઇ બાધા લેતી ઘણાયે ક્યાં નહિ જોઇ હોય?

આજનાં કેટલાંક રાજ્યશરીરો પણ એવા જ વ્યાધિ ભોગવી રહ્યાં છે. એ વ્યાધિનિવારણનો અન્ય કોઇ માર્ગ નથી જ--ન હોઇ શકે એમ કદાચ ન કહી શકાય. પણ જો કોઇ અન્ય માર્ગ સૂઝતો હોય તો તે હવે તાબડતોબ અજમાવવો જોઇએ એવી મારી માન્યતા છે. પ્રસ્તુત નવલકથામાં ભાગ ભજવનાં ઐતિહાસિક પાત્રોને પણ આજથી દોઢસો વર્ષ પૂર્વે એમ જ લાગ્યું હશે ને? રોગગ્રસ્ત રાજદેહને ખરે જ આરામ થાય તો એ ઇશ્વરી ચમત્કારને સૌથી પહેલો હું પૂજીશ. પરંતુ આજના જડવાદી જગતમાં એવા કોઇ ચમત્કારો સંભવી શકતા નથી એમ પણ હું માનનારો હોવાથી જ શરીરસડા ઉપરના કોઇ

ઔષધ કરતાં દાક્તરી છરીનો હું જેમ આચારમાં પક્ષપાતી છું, તેમ વિચારમાંયે તેનો જ હિમાયતી છું.

આ સાંકેતિક કાળમાં મારા દષ્ટિપથમાં આવતા પુસ્તકના ગુણદોષની આટલી ચર્ચામાં ઉતર્યા પછી પુસ્તકના વાસ્તવિક ગુણદોષોની વિચારણા વાચકને જ સોપું છું. મારા વિચારોને વાચકો ન મળતા થાય એ વાત હું સમજી શકું છું; તોયે તેમને વિનતિ કરૂં છું કે આ પુસ્તકમાં આલેખાયેલા છે એવા જે સાત કરોડ માનવી આજે અનેકવિધ અત્યાચારોના જન્મથી જ ભોગ થઈ પડે છે તેમની દુર્દશા ઉપર, તેમની તમામ આશા અને આબાદીની કબરો ઉપર આંસુનાં બે બિન્દુ સારજો. તમે સુખી હો-ઇશ્વર તમને સુખી રાખે–તો એ લાલ લીટીની પેલે પાર જે હજારો હાડપિંજરો વસે છે, જે હજારો માણસો જીવતા જાગતા સદેહે રૌરવ નરકની યાતનાઓ સહે છે, તેમનાં દુઃખોની કોઈ કોઇ વાર યાદગીરી કરજો–કોઇ વાર તમારા વેપારધંધા, તમારા લગ્નગાળા, તમારી મહેફીલોની વૈભવી ધમાલ વચ્ચે એ દુઃખપીડિતોનીયે તમારી ફૂરસદે સંભાળ લેજો.

જેવું છે તેવું આ પુસ્તક વાચકને હવે સોંપી દઉં છું.

રાણપુર,<br>
તા. ૧-૨-૧૯૩૧. } ગુણવંતરાય પોપટભાઇ આચાર્ય.

# અનુક્રમણિકા.

| પ્રકરણ | પૃષ્ઠ |
| --- | --- |

૧૫૭૦૦

# કચ્છમાં ક્રાન્તિ.

## પ્રકરણ ૧ લું.

### કાશીગર ગોસાંઈ.

વિક્રમની અઢારમી સદીની એક પ્રભાતે એક પુરૂષ પોતાના મકાનની પરસાળમાં હિંચકા ઉપર હિંચતો હતો.

વૃદ્ધત્વની સફેદ છાયાએ એની આંખનાં એક વારનાં વિજળી જેવાં ઝળકતાં તેજને ઠાર્યા હતાં. એના કપાળ ઉપર પડેલી કરચલીઓ વધતી જતી અવસ્થાએ હણાયેલી શારીરિક શક્તિઓ બતાવતી હતી. એના સફેદ વાળ અને ધોળી ફરફરતી દાઢી એના આખા અંગને પૂજનીયતા અર્પતાં.

ડેલી ઉઘાડી એક જુવાન અંદર આવ્યો અને બોલ્યો: "જમાદાર ડોસલ વેણુ ઘરમાં છે?"

"કેમ ભા?" પેલા પુરૂષે તેની સામું જોયું. આંખો માત્ર પ્રશ્ન પૂછી રહી.

"જગા મહેતાએ મને મોકલ્યો છે." પેલા જુવાને જવાબ દીધો.

"ભા! મહેતો શું કહે છે?" ડોસલવેણે પૂછ્યું.

"મહેતા આપને કહેવરાવે છે કે ફુરસદ હોય તો દુકાને આવો!"

"કેમ? કાંઇ કસુંબાપાણી છે કે મહેફીલ છે?" ડોસલવેણુ સહેજ હસ્યો.

"એ તો, ભા! મને ખબર નથી."

"ઠીક! ઠીક! જે હોય તે! મહાજનનો શેઠીયો કાંઈ અમસ્તો બોલાવે નહિ. બેસ, હું આવું છું. પાણી બાણી પીવું છે?"

"જી ના!"

ડોસલવેણુ અંદર જઇને થોડી વાર પછી બહાર આવ્યો. એણે પોતાનાં વસ્ત્ર સજ્યાં હતાં. કસકસતા અંગરખાની લાંબી લાંબી બાંયો કરચલી વાળી

ઉપર ચડાવી હતી. મલમલની ઇજાર ઉપર ભેટ લગાવી હતી. ભેટમાં જમૈયો, એક હાથમાં તલ્વાર અને બીજા હાથમાં હુક્કો લઇ જમાદાર ડોસલવેણુ નીકળ્યા અને પાછળ પેલો જુવાન ચાલ્યો.

માર્ગમાં જમાદારે પેલા જુવાનને પૂછ્યુંઃ "કેમ ભા! કેવો છો? ક્યાં ચાકરી છે?"

"નોતીયાર મુસલમાન છું. મારૂં નામ ફતેહ મહમદ. દરબારી શીરબંદીમાં વીસ ઘોડાનો હવાલદાર છું." પેલા જુવાને નમ્રતાથી જવાબ આપ્યો.

"હેં! મહેતે તને ક્યાંથી પકડ્યો?" દરબારી શીરબંદીના હવાલદારને આવે કામે આવેલો જોઇ જમાદાર ડોસલવેણે સ્વાભાવિક આશ્ચર્ય બતાવ્યુંઃ "અને મને ઓળખતો નથી?" જમાદારના ઉચ્ચારમાં કાંઇક ગર્વખંડન જેવો ભાસ થયો.

"ભા! તમને નામે તો આખું કચ્છ જાણે છે. પણ આ બે ચાર દી'થી ચાકરી બાંધી છે, એટલે દીઠે ન ઓળખ્યા. હું તો ત્યાંથી જતો હતો. મહેતા દુકાને બેઠા હતા. હવે એણે વચન નાંખ્યું, તે આપણે ગરીબથી કાંઇ ના કહેવાય? આવ્યો, તો તમારા દર્શન થયાં." જમાદારનું ક્ષુબ્ધ થયેલું મન સંતોષવા ફતેહ મહમદે લાંબો ખુલાસો આપ્યો.

થોડી વાર તેઓ તેમ ચાલ્યા એટલે ભૂજના નગરશેઠ મહેતા જગજીવનની દુકાનના ઉંચા ઓટલા અને લીલાં કમાડો દેખાયાં.

"અચો! અચો! જમાદાર!" સત્કાર બતાવવા દુકાનના પગથીયાં ઉતરી શેઠે આવકાર આપ્યો. "બેઠો રહે! બેઠો રહે!" કહેતાં જમાદારે શેઠનો હાથ પકડ્યો અને બન્ને અંદર ગાદી ઉપર બેઠા.

શેઠે એક માણસને હુક્કો ભરવા મોકલ્યો. બીજો ગુમાસ્તો દેવતા લેવા ગયો. થોડી વાર સત્કારસૂચક શાંતિમાં કલાકની શીશીમાંથી પડતી રેતીનો પણ ખડખડાટ સંભળાતો લાગ્યો.

શેઠની દુકાનમાં બેએક ખેડુતો અને એક બાઇ બેઠેલાં હતાં. હેમવર્ણી સ્ત્રીની કમળ સરખી આંખો રડવાથી લાલ થઇ ગઈ હતી. હજીએ એ તગતગતા ડોળાની પછવાડે આંસુઓ ઉભરાતાં હોય એમ જમાદારને લાગ્યું.

જમાદાર થોડી વારે બોલ્યા:

"કેમ શેઠીયા! આજ આ ગરીબને કાંઇ યાદ કર્યો?"

"હવે તો તમારા જેવા ગરીબ ઉપર અમારો ભરોસો છે. હવે અમારે કરવું શું? કાંઇ બંદોબસ્ત તો કરો."

"શું છે ભા? શેનો બંદોબસ્ત?" જમાદારે આશ્ચર્ય બતાવતા ભાવે પૂછ્યું.

"જુઓને, આમની કર્મકથા સાંભળો! આ બિચારા ખેડુતો પોક મૂકે છે કે આ દુકાળમાં અનાજ પાક્યું નથી, ઘરમાં ખાવા ધાન નથી, ત્યાં રાજભાગ ક્યાંથી દેવો? એમનાં ઘરબાર ને ઉચાળા લઇ દરબારે કાઢી મૂક્યા છે. આ તો બે ચાર છે, બીજા એવા તો હજારો હશે."

"એ તો ખોટું!" વિચારપૂર્વક દાઢી પસવારતા જમાદાર બોલ્યા: "આ દુકાળ* તો ભારી ભયંકર છે. કાલ મારો એક માણસ આધાપર ગયો હતો, તે કહેતો હતો કે ગામડાંમાં છોકરાંને માબાપ ખાઇ જાય છે. દશ દશ કોરીનો મણ બાજરો જોયો હતો? આ દુકાળ તો સહુને યાદ રહેશે-જીવશે તેને પણ." જમાદારનો અવાજ નરમ પડી સ્હેજ અટક્યો. એમની આંખોમાં જિજ્ઞાસા પ્રગટી: "હું એમાં શું કરૂં? દેવચંદ શેઠને કહોને. એમની દિવાનગીરીમાં આવું?"

"અરે ભા!" એક આતુર ખેડુત બોલી ઉઠ્યો: "દેવચંદ કામદાર જેવો તો આદમી આ મલકમાં ન મળે. એ કામદારના સારા પ્રતાપે અમારે ઘેર સોનાનાં નળીયાં હતાં. પણ હમણાં તો એનું સાંભળે છે કોણ?"

"એ વાત સાચી છે!" જમાદાર દાઢીને વધારે જોરથી પસવારતા બોલ્યા: "રા' રાયધણજી જુવાન છે. વળી રાજકાજના હુકમ પોતાને મ્હોંડેથી

---

* "The History of this reign has now approached the period of the great famine which visited with its destructive effects the province of Kutch as well as Gujarat and which spread such desolation and misery in progress as to have suspended all active operation and in a great degree to have paralysed both the minds as well as the bodies of men."

—*Brief sketch of the History of Kutch from the Memoirs of Captain Charles Walter.*

દેવાનો એમને શોખ છે, એટલે પછી કામદાર બીચારો શું કરે? પણ મને કહીનેય શું?"

"અમે તો, ભા! મહાજનના શેઠને કહીએ! અમારી રાડ એ ન સાંભળે તો પછી અમારાં નસીબ. એને ઠીક લાગે એને કહે." એક ખેડુતે જગા મહેતા ઉપર બધો ભાર નાંખી સમસ્ત ખેડુત વર્ગની નીતિ સ્પષ્ટ કરી દીધી.

"જમાદાર! તમે ફોજના સરદાર છો. તમે જ રાં ને કાંઇ ન કહો?" નગરશેઠ આતુર આંખોથી જમાદાર તરફ જોઇ રહ્યો.

જમાદાર મૂગો બેસી રહ્યો. થોડી વારે એની વૃદ્ધ આંખો આછાં આંસુથી ભરાઇ ગઈ. ધ્રૂજતા હાથે ચહેરા ઉપર પડતી કરચલીમાં વેરાતાં આંસુને લૂછતો વૃદ્ધ સરદાર બોલ્યો. તેનો કંપતો અવાજ સંપૂર્ણ લાચારી વ્યક્ત કરતો હતો.

"ભા! તને લાગે છે ને મને નથી લાગતું એમ નથી. લાખા ફૂલાણીની ગાદીને શોભતું નથી એ થાય છે અને હું ડોસો બેઠો બેઠો જોઉં છું. દેવચંદ શેઠ જેવાનાં જ્યાં રોજ અપમાન થાય ત્યાં અમારૂં શું? નજરે જોવાય એટલું જોવું, સંભળાય એટલું સાંભળવું! રાં જુવાન છે, ધૂની છે. હમણાં ઠીક ચાલતું નથી. આગળ ઉપર સારાં વાનાં થશે એમ આશાએ જીવાય એટલું જીવું છું."

"જમાદાર! તમે થોડુંક તો કહી જુઓ. દેવચંદ શેઠના રૂડા પ્રતાપે રાજનો ખજાનો ક્યાં ખાલી છે? કોઇનીયે હાય લીધા વગરની કરોડ કોરી તો ખજાનામાં છે પછી શું?"

"અને એનેય પગ આવવા માંડ્યા છે. હમણાં તો પઠાણોની એક ફોજ રાખી છે. વળી પેલો ફકીર મહમદ પણ પેંધો પડ્યો છે. ખજાનાનાં તો તળીયાં સાફ થશે થોડી વારમાં."

"હરહર!" નગરશેઠ રાજ્યલક્ષ્મીની પ્રબળ થતી વેશ્યાવૃત્તિથી કંપી ઉઠ્યો: "પણ હવે આ બાઇની કથા સાંભળો."

"બાઇની કથા! એ વળી શું?"

"મને એનો પઠાણ મસુદીઓ ઉપાડી ગયો હતો. પછી શું!" ક્રોધથી કંપતી એ બાઇ આવેશભરી લાલ આંખોથી બોલી ઉઠી. પછી એ

ચૂપ બની ગઇ. એના હોઠ કાંઈ કહેવા માંગતા હોય એમ ફડફડી ઉઠયા. રૂંધાતા અવાજને અંસુ વાટે માર્ગ દેતી એ હતભાગી નારી જમીનને હાથના અંગુઠા વતી ખોતરવા લાગી.

જમાદાર મૂઢ જેવો બની ગયો. રા' રાયધણના પિતાના સમયમાં એની પ્રચંડ સમશેર અને સમરવિજયી રણઘેલછા ઉપર દેવચંદ શેઠ જેવા સમર્થ દિવાનની અસાધારણ શક્તિના ઓપ ચડયા હતા. તેઓએ કચ્છમાં લક્ષ્મી રેલાવી હતી અને આબાદીને ઉતારી હતી. સેંકડો માઇલો દૂર આવેલાં રાજ્યોના ખેડુતો કચ્છને સલામત અને સુવ્યવસ્થિત માની કચ્છમાં ખેતી કરવા આવ્યા હતા. દેશપરદેશના વેપારીઓ વેપાર કરવા આવ્યા હતા. એ એના અને દેવચંદના વિશ્વાસ ઉપર. એની ફૂલવાડી ચૂંથાઇ જતી એણે જોઈ. એની છાતીમાં ડુમો ભરાયો. કચ્છી ફોજનો વડો સરદાર મૂક અને મૂઢ બની જડવત્ બેસી રહ્યો.

એકાએક દુકાનની બહાર કોલાહલ થયો અને હાંફતો હાંફતો એક માણસ દુકાનમાં પેસીને બેસી ગયો. એના શરીર ઉપર નીતરતા પરસેવામાં કોઇ કોઇ ઠેકાણે લોહીનાં કંકુવર્ણાં છાંટણાં હતાં.

"કેમ કાશીગર! શું છે?" શેઠે પૂછ્યું.

"શું હોય? તમારા રા'નાં પરાક્રમ!" કાશીગર બોલ્યો.

"ચૂપ! ચૂપ!" શેઠ બોલ્યા: "સરખી વાત તો કર!"

"વાત તો નવી નથી. રોજ બને છે એની જ નવી આવૃત્તિ છે." કાશીગર આવેશથી બોલ્યો: "તમે તમારે તમારા ચોપડા લખ્યા કરોને. તમારે છે કાંઇ ફીકર?" ભયંકર કટાક્ષથી શેઠનો ન દેખાય એવો તિરસ્કાર એના અવાજમાં કંપતો હતો.

"પણ કહે તો ખરો! છે શું?" આતુર બનેલા ભુજના મહાજનના શેઠે કહ્યું.

"હોય શું? એ તો ઓધવજી રાજગરને રા'ના પઠાણો પકડી ગયા. ઓધવજી છાનોમાનો નહોતો જતો. તેણે જરા તરવારના સાથીયા પૂર્યા. જુઓ આ મને પણ થોડા છાંટા ઉડયા છે."

"અરરર!" જમાદાર અને શેઠ બન્ને આસન ઉપરથી ઊભા થઇ ગયા. જાણે આ ભયંકર કૃત્યમાં પોતાનોય હાથ હોય એમ ડોસલ વેણુનો

ચ્હેરો શ્યામ બની ગયો. ક્રોધ અને ભયથી કંપતા અવાજે શેઠ બોલ્યા: "પણ રાજગોરને ? બ્રાહ્મણને ? મહાજનના ગામમાં બ્રાહ્મણ ઉપર તલ્વાર ! હે દીંના નાથ ! તેં શું ધાર્યું છે ?" આકાશમાંથી ઇશ્વર જાણે હમણાં જવાબ આપશે એવો ભાવ શેઠના વદન ઉપર વ્યક્ત થયો.

"અરે, એ તો દીંનો નાથ છે, એને રાત સાથે શું લાગે વળગે ? હમણાં તો રાત છે. આખા દેશમાં અંધેર અને અંધારૂં છે. તમે બધા મોટા ભાઓ છો તે કોઇ રાતનો નાથ શોધી કાઢો."

"અમે મોટા ભા ! ત્યારે તું મોટો ભા હો તો શું કર ?" કાંઇક વ્યવહારૂ માર્ગ આ સ્પષ્ટવક્તા ગોસાંઇ પાસેથી મળશે એમ માની જમાદારે પૂછ્યું.

"હું ! હું જો મોટો ભા હોઉં, ને પાંચ માણુસ મારા કબ્જામાં હોય તો આ રાંને કાનની બૂટ ઝાલી ઉઠાડી મૂકું." નિશ્ચલતાથી રાજદ્રોહી મનાય એવાં વાક્યો ઉચ્ચારતો કાશીગર પોતાના શબ્દની અસર જોતો જમાદાર સામું જોઈ રહ્યો.

"હવે ગાંડાં કાઢ મા ગાંડાં ! અતીત કીધો ને બાવો કર્યો એટલે પછી જેમ ફાવે એમ બોલવું. કાંઇક વહેવારે વાત કરીએ તોય ઠીક."

"તો પછી અમારી વાત રહેવા દો ! તમે બધા મળીને રસ્તો કાઢો. અમને પૂછશો નહિ, અમારૂં સાંભળશો નહિ. નહિતર હું તો છઉં આખાબોલો ! એક ઘા ને બે કટકા ! તમે રાજ્યના ચાકર છો, હું નથી. મારી વાતો પછી કડક લાગશે. માટે ઓધવજી જેવા પાંચ માણસમાં પૂછાતા માણસને છોડાવો."

ત્યાં રસ્તા ઉપર ગણગણાટ થવા લાગ્યો. મચ્છરોના ગણગણાટ સમો એ અવાજ વધતો વધતો ઘેરો બનવા લાગ્યો. આ નવીનતા શું હશે એ જોવા ઉત્સુક બનેલા જગા મહેતા અને જમાદાર ડોસલવેણ દુકાનને ઓટલે ઊભા રહી જોવા લાગ્યા.

દૂરથી રસ્તાને છેડે તેમણે એક વિશાળ માનવસમૂહને સ્થિરતાથી તેમના તરફ આગળ વધતો જોયો. આશ્ચર્યથી મૂઢ બનેલાઓ તેને નિરખી રહ્યા.

---

# પ્રકરણ ૨ જું.

## રાજગોરની ન્યાત.

પાંચસોથી સાતસો માણસનું ટોળું ચાલ્યું આવતું હતું. તેમણે માથે ધોળી કચ્છી પાઘડી, ટુંકી ગામઠી કાપડની કસ ભીડેલી બંડીઓ અને ઘુંટણથી સહેજ નીચે પહોંચતાં ધોતીયાં પહેર્યાં હતાં. માથે ધોળી પછેડી ઓઢી અશુભદર્શક દેખાવથી ઘણાં માણસો જિજ્ઞાસાથી આ દૃશ્ય જોવા એકઠાં થઈ ગયાં હતાં. શેરીને નાકે નાકે નગરનારીઓ આ ચર્યા નિહાળી રહી હતી. આ ટોળાની પછવાડે કુતૂહળભાર્યા બાળકો પણ આડંબરભરી ગંભીરતાથી શું થાય છે તે જોવા ચાલતાં હતાં.

આમ આ માનવમેદની ધીમેધીમે વહી આવતી હતી. જગા મહેતાની દુકાન પાસે તે આવી કે એટલે ઊભેલો કાશીગર આશ્ચર્યભર્યા અવાજે બોલી ઉઠયો:

"અરે, આ તો રાજગોરની ન્યાત!"

"દયાશંકર!" એક મોખરે ચાલતા આગેવાન જેવા જણાતા વૃદ્ધ રાજગોરને જગા મહેતાએ પૂછ્યું: "શું છે? કાંઈ વાત આવી છે?"

"વાત તો આવી છે ગામના મહાજનની. ગામનું મહાજન મરી ગયું તેની કાણે જઈએ છીએ દરબારગઢમાં." દયાશંકરે તીખા અવાજે જવાબ દીધો.

જગા મહેતા અને જમાદાર ડોસલવેણ તીખા કટાક્ષથી કંપ્યા. આ આખી ન્યાત એક જથ્થે જઈ દરબારગઢમાં શું કરશે એ પ્રશ્ન તેમને સહજ ઉદ્ભવ્યો. મહેતાએ અપમાનને પચાવી પ્રશ્ન પૂછ્યો:

"ત્યાં શું કરશો?"

"કરીશું શું?" એક જુવાનીયાએ જવાબ દીધો: "દરબારગઢમાં જઇને બેસીશું. ખાઇશું નહિ અને ખાવા દઇશુંય નહિ. અમારે બીજું કામ નથી. ઓધવજીને દરબાર છોડે પછી અમારે કાંઇ બીજું દુઃખ નથી."*

---

* આ પ્રસંગ કેટલાકને હાલમાં પ્રવર્તતી સત્યાગ્રહની હિલચાલ ઉપરથી ઉપજાવી કાઢેલો લાગે નહિ તે માટે તેનો ઐતિહાસિક પુરાવો આપવો ઉચિત માન્યો છે:

"The Rao (Roydhunji) became more violent in his proceed-

"પણ બાવો નારાજ થશે તો ?" જમાદાર ડોસલવેણુ બોલ્યા. 'બાવો' તે કચ્છનો રા' રાયધણજી.

"બાવો નારાજ થાય કે રાજી થાય એની ફીકર તમારા જેવા એના અમલદારને સોંપી. અમારે ક્યાં એની રાજીખુશીએ લાડવા ખાવા છે ? અમારો બાવો તો ઓધવજી કે જે મહીને બે મહીને વારતહેવારે જમાડે, ન્યાતનાં ગરીબ ગરબાંને મદદ કરે અને અમારા વાંધા ચૂકવે." દયાશંકર આવેશભર્યા અવાજે બોલ્યો.

જમાદાર ડોસલ વેણુને આ અવાજ અને આ કાર્યમાં રાજદ્રોહ ભાસ્યો, પરંતુ એના વિચારશીલ હૃદયમાં રાજદ્રોહ જેવી આ વાત અત્યારે સકારણ લાગી. તે બોલ્યો: "ગોરદેવતાઓ ! ઊભા રહો અહીં. આ મહેતો રા' બાવા પાસે જાય છે. તમારી વાત કરશે."

જગો મહેતો ચમક્યો. જમાદારની "ચડ જા બેટા શૂળીપર"ની ગત તેને રૂચી નહિ. ધૂની ગણાતા, મુસલમાન અને પઠાણોથી વિંટળાયેલ રા' રાયધણ પાસે જવું અને તે પણ તેના શિકારની મુક્તિ માટે એ એને રૂચ્યું નહિ. પણ સાથે સાથે તે મહાજનનો શેઠીયો હતો. કાંઇક કરવું જોઇએ એ એની પ્રજાના મનાયેલા આગેવાન તરીકે ફરજ હતી. આ હોળીમાં જમાદારને બીજા નાળીયેર તરીકે હોમી પોતાનો સાથ લેવરાવવા તેણે કહ્યું:

"હા ! ગામના કામમાં કાંઇ ના પડાય ? પણ–પણ જમાદાર તમે જ જાઓ તો ?"

"હું જાઉં ? હું રાજનો નોકર કહેવાઉં, મહેતા ! નહિતર વળી ગામનું અને એમાંય ગોરબાપાના કામમાં ના પાડું ? પણ શું કરૂં ? લાચાર છું, ચાકરી રહી." હાથ ધોઇ નાંખતા અવાજે જમાદારે કહ્યું.

"હાસ્તો." કાશીગરનો કંપતો કઠોર અવાજ સન્નાટો છવરાવતો

---

ings and under some trifling pretext ordered the seizure of the person and the effects of Odhavji, a Rajgor Brahmin of great respectability. On the order being enforced the whole caste assembled in hopes of effecting his liberation by the methods usually adopted by Brahmins."

—*Memoirs of Kutch by Lieutenant Raikes.*

બોલ્યો: " એ તો પેટ અને હાથ સાથે આંખ અને જીભ પણ વેચાય છે ને ! મહાજન સૂઈ ગયું ને ફોજે પહેરી ચૂડી. નહિતર આમ કાંઈ તદ્દન બને ખરું ? મહારાજો ! તમે તમારે જાઓને. કરો કરતા હો તે; આ મહાજનના શેઠમાં અને જમાદારમાં કાંઈ નહિ વળે. ચાલો હુંય આવું લેળો ! "

એટલા ઉપરથી કાશીરામ કુદ્યો અને મોખરે થયો. તિરસ્કારભરી દૃષ્ટિ કરી રાજગોરની ન્યાત આગળ ચાલી ગઈ. માનવમેદની વિખરાઇ ગઇ. મહેતો અને જમાદાર એક બીજા સામું જોતા ઊભા રહ્યા.

" જમાદાર ! આ તો ઠીક ન થયું. બાવાનો સ્વભાવ જાણો છો. વળી પઠાણોની ટોળી રાખે છે અને પાસવાનો બધા આ મસુદ, મરીચ, મહમદશા જેવા છે. બ્રાહ્મણનું લોહી રેડાશે ! " જગા મહેતા નિરાશ અવાજે બોલ્યા.

કચ્છી મુસલમાન ડોસલ વેણુ પણ બ્રહ્મહત્યાના ખ્યાલ માત્રથી કંપ્યો. એ કચ્છી હતો. મુસલમાન છતાં બ્રાહ્મણોને પૂજ્ય ગણતો. બ્રાહ્મણના લોહીમાં રહેલું શહેરનું સત્યાનાશ કરવાનું સામર્થ્ય તે સ્વીકારતો. એનો ઉગ્ર બનેલો ચહેરો કૃતનિશ્ચય થયો. જુવાન રાં' રાયઘણને વૃદ્ધત્વ અને જુની સેવાના દાવે બે બોલ તેણે કહેવા વિચાર્યું : " મહેતા ! ચાલોને આપણે બેય જઈએ ! આપણા બેયનું સામટું વજન ઠીક પડશે. "

જગા મહેતાએ આકાશ સામે દૃષ્ટિ કરી. " ઠીક ત્યારે. " એણે કહ્યું: " પહેલાં તમે બોલજો. પછી મારે કહેવા જેવું હશે તો કહીશ. "

કસકસતું અંગરખું પહેરી, ખભે ખેસ નાંખી, જગા મહેતા તૈયાર થઈ ગયા. જમાદાર ડોસલ વેણે આસપાસ નજર કરી. ઓટલાના ખુણા ઉપર ફતેહ મહમદ બેઠો બેઠો વિસ્ફારિત નેત્રે બધું જોતો હતો તેને જોઈ તે બોલ્યો: " નોતીયાર ! તુંય ચાલને, વખત છે ને કામ પડે. "

તેઓ જ્યારે ગઢમાં પહોંચ્યા ત્યારે દરબારગઢના ચોગાનમાં રાજગોરની ન્યાત ટોળું વળી બેઠી હતી. એમની આશાભરી નજરથી નોંધાતા તેઓ આગળ વધ્યા. એક દાદર—જે ભવિષ્યનાં ઇતિહાસમાં લોહીઆળ કીર્તિ પ્રાપ્ત કરવાનો હતો તેને વટાવી ઉપર ચડ્યા. ઉપરના એક ઓરડામાં કચ્છનો યુવાન અને બીમકાયી રાવ રાયધણજી પોતાન નીચા અને નામચીન

પાસવાનોથી વિંટળાઇને બેઠો હતો. કોઇએ કહેલી કાંઈ વાત ઉપર તેનું મુખ હસી રહ્યું હતું.

જમાદાર અને મહેતાને જોઇને તેનું હાસ્ય ઉડી ગયું. એની આંખોમાં ક્રોધના લોહીવર્ણા આવરણ ચડયાં. પોતાના આનંદમાં ખલેલ પાડવા આવેલા આ બે નકામા લાગતા મનુષ્યોને જોઈ તેના ચહેરા ઉપર ગુસ્સાની લાલ ઝાંય પથરાઈ ગઈ.

---

## પ્રકરણ ૩ જું.

---

### રાજહઠ.

ફતેહ મહમદ ભૂજથી અપરિચીત હતો, નવો રહેલો નોકર હતો. અત્યારસુધી નહિ જોયેલા કચ્છના ભાગ્યવિધાતા, કચ્છના રાજવીને તેણે જોયો. કચ્છનો એ રાજવી પ્રથમ દૃષ્ટિએ તો માન ઉપજાવે એવો હતો. એનું ભરાવદાર ગૌરવર્ણું મોઢું. પડછંદ અને વજ્રદેહી કાયા ઉપર શોભતું હતું. તેની લાલ અંગારા જેવી આંખો અહોનિશ સત્તા અને અભિમાન વર્ષાવતી હતી. એના સશક્ત અને લાંબડી હાથોમાં સમશેર કે પીસ્તોલ હમેશાં વસતી રમતી હતી. જોનારને ડારે એવો કચ્છનો રા' રાયધણ એક મુલાયમ આસન ઉપર બેઠો હતો. આગન્તુકોને જોઇને તે ઉઠ્યો.

"કેમ ? કેમ આવ્યા છો ?" તેણે ભયંકર અવાજે પૂછ્યું. તેના પડછંદ પડઘા ચોમેર ફરી વળ્યા.

જમાદાર અને મહેતો એક બીજા સામું જોઇ રહ્યા. બન્ને વિચારશીલ હતા, પરંતુ બન્નેમાં પ્રસંગને છાજતી હિમત ન હતી એમ લાગતું.

"ફાટોને ઝટ !" રાયધણ ફરીથી ગાજ્યો.

પ્રયાસે હિંમતને હાથમાં પકડી જગો મહેતો બોલ્યા. જમાદાર તો મૂક ઊભા રહ્યા હતા અને રાંના વધતા જતા ગુસ્સાને શમાવવો જોઇએ માની મહેતાએ વાત ઉપાડી.

"બાવા ! એ તો હું મહાજન તરફથી આવ્યો છું."

"મહાજન તરફથી ? એમ ! ગામનું મહાજન વળી ગામના રાજાને

વિષ્ટિઓ મોકલી શકે છે કેમ? કહો શેઠીયા! મહાજન માબાપ અમ ગરીબને શું ફરમાવે છે?" ભયંકર કટાક્ષ કરતો રાયધણ હસ્યો અને એના હાસ્યની ક્રૂર છાયા તેના પાસવાનોનાં વદનો ઉપર છવાઇ.

"વિષ્ટિ તો શું બાવા! પણ વિનંતિ છે. આ બિચારા ઓધવજી જેવા સાધુરામને છોડી દો એમ આજીજી કરવાની છે. બીજું રાજા પાસે અમારૂં ગજું છે?"

રાં' રાયધણના ચહેરા ઉપર ક્રોધનું લાલ વાદળ એકદમ છવાયું-ઉડી ગયું. લોઢાને ખૂબ તપાવવાથી જેવો ભૂરો રંગ થાય એવી ભયંકર ભૂરાશ એના વદન ઉપર ઘેરાઈ ગઇ. "અને આ જમાદાર પણ એજ કામે આવ્યા છે ને?"

પ્રયાસે પ્રત્યુત્તર દેતો ભૂજની ફોજનો ઉપરી, અનેક રાજવીઓનાં મસ્તક નમાવનાર, અનેકને ડરાવનાર, અત્યારે જાતે મસ્તક નમાવતો અને ડરતો ધીમે ધીમે બોલ્યો: "હા! બાવા!"

"રાજા હું છું. તમે નહિ કે મહાજન નહિ, સમજ્યા?" રાયધણ બોલ્યો: "આ રાજ્ય મારા બાપદાદાએ તલ્વારથી લીધું છે. તલ્વારથી હું ફાવે તેમ ચલાવીશ. રૈયત મારી ગુલામ છે. ફાવે તેને મારીશ, ફાવે તેને જીવાડીશ. કુરાનેશરીફમાં રાજાનો રૈયતના જાનમાલ ઉપરનો અધિકાર અખંડ કહ્યો છે. કેમ મહમદશા?"

"રાસ્ત છે બાવા! રાજા એ તો જમીન ઉપરનો અલ્લા છે. અલ્લા કોઇને મારે એને પૂછાય નહિ. રાજા કોઇને મારે તેને પૂછાય નહિ." મહમદશા બોલ્યો.

"સાંભળ્યું પીરસાહેબ કહે છે તે?" મોટી મોટી પીળી અને કાળી માળાઓ પહેરી આસન લગાવી બેઠેલા સૈયદ મહમદશા તરફ આંગળી બતાવી રાયધણે આગળ ચલાવ્યું: "બસ જાઓ! ઓધવજીનું થવું હશે તે થશે. કાંતો હાથીપગે થશે કે ફાંસીએ ચડશે, તેમાં તમારે શું? તમે તમારે કામે જાઓ. અમારા રાજકાજમાં વચ્ચે પડી તમારી જાતને જોખમમાં મૂકો નહિ."

"પણ બાવા—" જગા મહેતાએ કહ્યું.

"હવે જાને બાપ અહીંથી! ક્યારના કહીએ છીએ તે શું ઘાસ

કાપીએ છીએ !" ક્રોધથી કંપતો રાયધણ ગાજી ઉઠ્યો: "મસુદ ! મસુદ !"

રાયધણના અવાજથી તેની આસપાસ ઊભેલા પાસવાનોમાંથી એક પઠાણ જેવો લાગતો બીમકાયી પઠાણ આગળ આવ્યો અને કુર્નિશ બજાવી બોલ્યો: "ફરમાવો બાવા !"

"આ વાણીયાને ધક્કો મારી દરબારગઢમાંથી ઝટ કાઢ." જમાદાર તરફ ફરી રા' ભયંકર શાંતિ ધારી બોલ્યો: "ડોસલ ડોસા ! તમે આબરૂમાં ચાલ્યા જાઓ."

અપમાન પામી શ્યામ મુખે જમાદારે પીઠ બતાવી. જગો મહેતો પીઠ ફેરવતા હતા ત્યાં રાજાની ધૂની આજ્ઞાને અક્ષરશઃ પાળતા મસુદે તેને સખ્ત ધક્કો માર્યો.

વૃદ્ધત્વને આરે પહોંચેલા જગા મહેતા પડી ગયા. ઓરડાની ફરસબંધી ઉપર એમનું માથું અફળાયું. નાળીયેર ફાટે એવો અવાજ થયો. મહેતાની ખોપરી ફાટી ગઇ. માથામાંથી ધખધખ કરતું લોહી વહેતું પોતાના માનેલા રાજાના ચરણસુધી પહોંચી તેના પગને લાલ રંગે રંગવા લાગ્યું.

ઘડીભર સ્તબ્ધતા છવાઇ ગઈ. મસુદ એક બાજુએ ઊભો રહ્યો. રા' રાયધણ આ અણધારેલા કુકર્મથી ચિત્ર જેવો જડ બની ગયો. જમાદારે નીચે નમી મિત્રની છાતી ઉપર હાથ મૂક્યો. એનો અમર આત્મા ઉડી ગયો હતો.

જમાદાર ડોસલ વેણ વીર હતો; એણે અનેક લડાઇઓમાં મનુષ્યનો સંહાર થતો જોયો હતો. ઝારાની ટેકરીની ઉપર ઊભા રહી એક લાખ કચ્છીઓને કપાઇ જતા તેની અશ્રુવિહોણી આંખે જોયા હતા. ગુલામશાહ કલોરાની ચડાઇઓ નિષ્ફળ કરવા એની પરાક્રમની પરાકાષ્ટાએ થનગનતા હૈયાએ આંચકો ખાધા વગર કંપ અનુભવ્યા વગર સેંકડો કચ્છીઓનાં બલિદાન આપ્યાં હતાં. છતાં અત્યારે તે કંપી ઉઠ્યો. જગો મહેતો તેનો મિત્ર. રાજકાજમાં મિત્રતા ન હોય તોયે મહાજનનો શેઠ. તેના શરીરે પરસેવો છૂટ્યો. કંપતા અવાજે તે રા' તરફ ફર્યો. એ ત્રસ્ત વૃદ્ધ મુખ પર છવાયેલી નિરાશ શ્વેતતાથી રા' પણ પાછો હઠી ગયો.

"જાણો છો રા' આ શું થયું તે ?"

રા' ઉત્તર આપે તે પહેલાં મહમદશા બોલ્યો: "યા ખુદા !

એક વાણીઓ એની મેળે મરી ગયો, એમાં ધાંધલ ! શુકર કરો ! કાલથી ઉંદરડા મરશે ને અન્નદાતાને કહેવાને જમાદાર આવશે. જમાદારનીય અવસ્થા થઇ લાગે છે. મસુદ ! જમાદારનેય કાઢને !"

"હા ! મસુદ જરા જમાદારને દોઢી બતાવ !" રા'એ કહ્યું અને મુખ ફેરવીને મહમદશાને સંબોધીને બોલ્યો : "હાં પીર સાહેબ ! પછી જનાબ પેગંબર સાહેબ શું બોલ્યા ?"

મસુદનો રાઠોડી હાથ ઉંચો થયો અને જમાદારની ગરદન તરફ લંબાયો.

એકાએક એ લંબાયેલા હાથ ઉપર સખત ફટકો પડયો, અને મસુદનો લોહી ઝરતો હાથ નકામો થઇ ગયો. એણે ક્રોધભરી દૃષ્ટિ ફેરવી. ઉઘાડી તલ્વાર લઇ તેણે ફતેહ મહમદને ઊભેલો જોયો.

"જમાદાર જાય છે. એના જેવો માણસ આ પિશાચમંદિરમાં આવ્યો એ જ ભૂલ કરી. ખબરદાર ! હાથ લાંબો કર્યો તો." ફતેહ મહમદ દેખીતી શાંતિથી બોલ્યો. તેની સમશેર એ ઓરડામાં ચમકી રહી.

રા' કૂદીને બેઠો થયો. એના હાથમાં એની લાંબી તલ્વાર તોળાઈ રહી. "મૂક, તરવાર નીચે મૂક !" એનો પહાડી કંઠ ફાટતો ગાજ્યો.

"ખબરદાર ! કચ્છના રા' ! એક ડગલું આગળ વધ્યા છો તો આ સગી નહિ થાય !" કમરમાંથી પીસ્તોલ કાઢી રા'ના કપાળ સામે નોંધતો ફતેહ મહમદ બોલ્યો : "આ તારી ચાકરી !" પટ્ટો દૂર કરી રા' તરફ ઘા કરતો તે બોલ્યો : "એક પણ માણસ જો હાલ્યું ચાલ્યું છે તો જાણજો કે કચ્છ નધણીયાતો થઇને બેસશે."

મૂઢ અને જડ બનેલા જમાદાર તરફ ફરીને તે બોલ્યો : "લ્યો ડોસલ કાકા ! મારી સમશેર લ્યો કે તમારી કાઢો ! ચાલો !"

મિત્રના લોહીભર્યાં શબ ઉપર છેલ્લો દૃષ્ટિપાત કરી, પોતાનાં ઉના આંસુની અંજલિ આપી જમાદાર અને ફતેહ મહમદ ચાલી નીકળ્યા. તેમના ગયા પછી ફિક્કું અર્થહીન હાસ્ય કરતો રા' બોલ્યો : "છોકરો છે ને કોઇ ! ભયંકર જણાય છે !"

## પ્રકરણ ૪ થું.

### રા'નું સાહસ.

ગઢને વટાવી તેઓ બહાર નીકળ્યા. ધ્રૂજતે સ્વરે જમાદાર બોલ્યા : "છોકરા! આજ તેં મારી જીંદગી બચાવી છે. મરણને આરે તો બેઠો છું, છતાંય જે બે-પાંચ ચોમાસાં કાઢીશ, તેમાં તારો ગુણ નહિ ભૂલું."

"કાકા! એમાં શું? મારો જીવ ન રહ્યો એટલે મારાથી તલ્વાર ઉપડી ગઇ." ફતેહ મહમદે પોતાના કાર્યનું મહત્ત્વ ઓછું આંકતાં કહ્યું.

"ના રે! એ કાંઇ ભરોસા નહિ! મારા જેવાની ઉપર ઘા ન થાય એમ તો ન કહેવાય! આજકાલ કાંઇ રાજના ભરોસા છે? એમાં વળી આ રા' રાયધણ! ધૂની માણસ."

તેઓ આમ થોડે દૂર ગયા હશે ત્યાં માર્ગમાં એક વૃદ્ધ પુરૂષને આવતો તેમણે જોયો. લોકો ખસીને તેને માર્ગ આપતા હતા અને પ્રણામ કરતા હતા. એ પ્રણામોની અંદર હૃદયનો સત્કાર બહાર દેખાઇ આવતો.

એ પુરૂષ નજીક આવ્યો. જમાદારને જોઈ ઊભો રહી તેની સાથે વાતોએ વળગ્યો.

"કાં જમાદાર! ક્યાં ગયા હતા?"

"અહો! કોણ દેવચંદ શેઠ?" જમાદાર આનંદભર્યું આશ્ચર્ય બતાવતો બોલ્યો. ફતેહ મહમદ આશ્ચર્યથી જોઈ રહ્યો. તેનું યુવાન હૈયું પૂજ્યત્વના અકલ્પ્ય ભાવથી કૂદી ઉઠયું. આ વૃદ્ધ પુરૂષ તે દેવચંદ શેઠ! કચ્છનો ચાણક્ય સમો દિવાન! જેની બુદ્ધિની ગ્રંથીઓએ સિન્ધ, મોરબી આદિની અહોનિશ મ્યાન બહાર રહેતી સમશેરોને બાંધી હતી, જેની અસાધારણ શક્તિએ કચ્છના સ્વતંત્ર થયેલા મહાલો ઉપર રાજસત્તા બેસાડી હતી, જેની અપૂર્વ મુત્સદ્દીગીરીએ સ્વચ્છંદ ભાયાતો અને મંડળેશ્વરોને વશ કર્યા હતા, દુર્લભ એવી જેની પ્રમાણિકતાએ સમર્થ રાજ્યનો એ સમર્થ દિવાન છતાં રાજ્યનો ખજાનો તર કરી પોતે ગરીબ રહેતો, ચંદ્રગુપ્તના ચાણક્ય સમો, પ્રતાપના ભામાશા સમો, અકબરના ટોડરમલ સમો, રા' લાખાનો એ માનીતો દિવાન દેવચંદ શેઠ પોતે હતો.

"જરા ગઢમાં જાઉં છું." દિવાન દેવચંદ બોલ્યોઃ "આ ઓધવજીનો ઝઘડો છે ને?"

"હુંય જઈ આવ્યો. પણ કાંઈ સાર ન નીકળ્યો. ઉલટો બીચારો મહાજનનો શેઠ મૂઓ!" જમાદાર નિરાશાભર્યા અવાજે બોલ્યો.

"શું જગા મહેતાનું ખૂન થયું?" દેવચંદ શેઠ બોલી ઉઠયા.

"ખૂન તો નહિ તોય કાંઇક એવું તો ખરૂં." જમાદારે રા' સાથે કરેલી મુલાકાત યથાર્થ વર્ણવી બતાવી કહ્યું. "શેઠ, મારૂં માનો તો આજ રહેવા દ્યો. કાલ વાત. એક દિવસમાં શું ખાટુંમોળું થઈ જાય છે?"

વિચારે ચડેલો કચ્છનો દિવાન બોલ્યોઃ "જમાદાર! મને કાંઇ નહિ થાય. પણ જો હું નહિ જાઉં તો નવાજુની થશે. રાજગોરની ન્યાત હજી ગઢમાં છે."

દેવચંદ શેઠ ગઢ તરફ રવાના થયા અને એની વિષ્ટિનું પરિણામ જાણવા આતુર જમાદાર માર્ગમાં એક દુકાનને ઓટલે બેઠા. એને હવે પરિણામની શંકા રહી નહિ. દેવચંદ શેઠનું અપમાન કરવાની ખુદ રા'માંએ તાકાત નથી એમ તે માનતો હતો. રાંના પાસવાનો દેવચંદ શેઠથી કેવા અને કેટલા ડરતા એ તો તેણે ઘણી વાર અનુભવ્યું હતું દુકાને બેઠેલાની સાથે જમાદાર નિરાંતે વાતોએ વળગી આંખને દરબારગઢ તરફ રાખી બેઠો.

કેટલીક વાર પછી ભયંકર કોલાહલ થયો. જમાદાર કુતૂહલભર્યો ઊભો થઇ ગયો. એણે એક ભયંકર દૃશ્ય જોયું. તેની રૂવાંટી બેઠી થઇ ગઇ. એની આંખે અંધારાં આવ્યાં. કાન ગાજવા લાગ્યા.

રાજગોર બ્રાહ્મણોને નાસતા, બૂમો કરતા રસ્તા ઉપર દોડયા આવતા તેણે જોયા. તેમાંના કેટલાકનાં કપડાં લોહીથી નીતરતાં હતાં. તેમની પછવાડે બ્રાહ્મણોના લોહીથી કલંકિત બનેલા માર્ગ ઉપર રા' ના પહાણોની ઘોડેસવાર ટુકડી દોડતી આવતી હતી. એને મોખરે રહેલા રા' નો કાળો પહાડી ઘોડો પોતાના પડછંદ ડાબલાથી ધરતી ધ્રુજાવતો દોડતો આવતો હતો. ઉઘાડી લોહીભરી તલ્વારોથી રા' અને તેના પહાણો નાસતા બ્રાહ્મણોની પીઠ ઉપર ઘા કરતા હતા. જખમાઇ પડેલા બ્રાહ્મણો ઉપર થઇને ઘોડાઓ આગળ

વધતા હતા. ઘવાએલાઓની ચીસોથી વાતાવરણ કંપતું હતું. કચ્છના ગૌ-બ્રાહ્મણ પ્રતિપાળ કહેવાતા ક્ષત્રિય જાડેજા રા' ને જમાદારે બ્રાહ્મણોના ભયંકર લોહીથી ખરડાએલો જોયો.

જમાદારને જોઈ ભયંકર બ્રહ્મરાક્ષસ સમો લાગતો રા' ઊભો રહ્યો. એણે પડછંદ હાસ્ય કરી પઠાણોને રોક્યા.

"હવે બસ! ભામટા ભાગ્યા! સાલા આવ્યા હતા મોટા ભા થઈને! મસુઃ! જોયુંને? પણ ભાગ્યા કેવા!"

પઠાણોથી વિંટળાએલો રા' ઊભો રહ્યો. તેણે ઘોડો પાછો ફેરવ્યો. કાંઇ યાદ આવ્યું હોય એમ તેણે બૂમ મારી "મરીચ!"

સીસમમાંથી કોતરેલો હોય એવો સીદી આગળ આવ્યો: "જમાદારને આપજે પેલી ભેટ તને કરી હતી તે." અને રા' હસ્યો. એના હાસ્યમાં સાક્ષાત્ ભયંકરતા ગાજતી હતી. એકાએક જમાદારના પગ આગળ કાંઇક પડ્યું. નીચા વળી જમાદારે તેને હાથથી સ્પર્શ કર્યો. તેનો હાથ લોહીવાળો થઇ ગયો. ચમકીને તે પાછો પડ્યો. "યા ખુદા!" તેના ફિક્કા પડી ગએલા વદનમાંથી શબ્દ માત્ર નીકળ્યો.

તે વસ્તુ તે એક મસ્તક હતું–ધડવિહોણું અને એ મસ્તક કચ્છના સમર્થ દિવાન *દેવચંદ શેઠનું હતું!

---

*Shortly after Rao Roydhun assumed the sovereignty of Kutch he caused the Dewan or the Minister Devchand Sett to be put to death. * * * * * Devchand was much respected in the country * * but his conduct proved too upright. So long as Devchand conducted the affairs of the Darbar, the country continued perfectly tranquil. But it was Roydhun's misfortune early to be deprived of the only services which could emancipate him from the vicious system he inherited. The disposition of the servants of the Durbar was too much corrupted to submit patiently to the regularity and the upright rule of the Minister. One of the seedees conspired to assassinate him. He was seized on his appearance at Durbar and put to death.

—*Memoirs of Kutch by Lieut. Raikes.*

# પ્રકરણ ૫ મું.

## ઉડતી નજર.

ગયા પ્રકરણમાં વર્ણવેલી ઘટના ઉપર આશરે એકાદ અઠવાડીયાનાં પાણી વહી ગયાં.

દેવચંદ શેઠ પડ્યો અને કચ્છની આબાદીનો સ્થંભ તૂટ્યો. કચ્છની પ્રજામાં આ ભયંકર કમોતે ભય, ત્રાસ, દયા આદિ મિશ્રિત ભાવોનો સન્નાટો છાઇ દીધો.

જે પિશાચી ક્રૂરતા, ભયંકર સેવકદ્રોહ અને નિષ્ઠુર તટસ્થતાથી એક માનવીના સર્વનાશનું છટકું ગોઠવાયું હતું તેના તારોથી પ્રજાજનો વાકેફ થતા જતા હતા. લોકોક્તિ એ હતી કે રા' લાખા–રા' રાયધણના પિતાએ અંતઃપુરનાં કેટલાંક રહસ્યોને લઇ દેવચંદ શેઠનું ખૂન પોતાના ધૂની પુત્રને વારસામાં આપ્યું હતું. આ ભયંકર ષડ્યંત્રમાં ભાગ લેતા રા'ના પાસવાનો પણ કંપી ઉઠયા હતા.

દેવચંદ જેવા સમર્થ મુત્સદ્દીથી ડરતા છતાં, અનેક પિશાચી પાશવતાથી ન હારે એવાં છતાં, પઠાણોએ એ કામથી પોતાના રાક્ષસી હાથ ધોઇ નાંખ્યા; રા' રાયધણની ક્રૂરતાઓનો અધ્વર્યુ હોવા છતાં, સીદીઓના આગેવાન મસુદે પણ એ સાહસ ન સ્વીકાર્યું. છતાં નીચતા કાંઇ પિશાચ વગર રહી છે? ભૂત પીંપળા વગર રહ્યું છે ખરૂં? એક નરરાક્ષસ નીકળ્યો. જમાલમીયાં નામના માણસે એ કાર્ય માથે લીધું. દેવચંદ શેઠ દાદર ઉપર ચડતા હતા ત્યાં એ વૃદ્ધ મસ્તક ઉપર એક સમશેર પડી. ધડ દાદરને વળગી રહ્યું. માથું પોતાનું નિમકહલાલ ગરમ લોહીની ધારોથી મહેલની પરસાળ તરબોળ કરતું નીચે રડયું.

આ પિશાચિતાનાં ભયંકર પરિણામ રા'એ નજર સમક્ષ રક્તબીજની માફક ફાટી નીકળતાં જોયાં. શાંતિનો સૂત્રધાર, રાજતંત્રનો કર્ણધાર, સમર્થ અને પ્રતાપી દિવાન ગયો અને ભાયાતો તથા મંડળેશ્વરોની વશીભૂત તોફાની મનોવૃત્તિઓ જાગી. રા'નાં કુકર્મોથી વિફરેલા, રાજ્યની થયેલી સત્તાહીનતાથી નિર્ભય બનેલા ભાયાતો અને મહાલો એક પછી એક સ્વતંત્ર થયા. મુંદ્રા

ગયું, અંજાર ગયું, માંડવી ગયું અને લખપતે ગયું. ભૂજ અને તેની આસપાસનાં થોડાં ગામડાં સુધી પહોંચતા પોતાના નાના બની ગયેલા સીમાડા ઉપર ક્રોધભરી દૃષ્ટિ નાંખતા રા' નો પ્રકોપ ખૂની જમાલમીયાં ઉપર ઉતર્યો. રાજાની દૃષ્ટિ માત્ર ફરી જતાં રાજકૃપા ઉપર પરાવલંબી હજુરીયાની સ્થિતિ થઇ જાય છે તેવી જમાલમીયાંની થઇ. ઇતિહાસની અહોનિશ ફરતી, થોડાને માટે સ્થિર રહેતી, રંગભૂમિ તેને ગળી ગઇ. તે અદૃશ્ય થયો. કોણ જાણે તેનું શું થયું.

મહમદશાની લાગવગ અને મસુદની ભલામણે રા' રાયધણની પ્રાણહારક દિવાનગીરીના થોડા દાવ ખેલવા વાઘો પારેખ નામનો વાણીયો દિવાન બન્યો. પરંતુ દિવાનની મંદિલ પહેરેલા એના મસ્તકમાં એક ભયંકર ચિન્તાએ ઘર કર્યું. રા' લાખાના ખજાનામાં દેવચંદ શેઠના કારોબાર દરમ્યાન એકત્ર થયેલી એક કરોડ કોરી ઉડાઉ વિલાસોમાં અને બાદશાહી રસાલામાં પગ કરી ક્યાંય ચાલી ગઇ હતી. રાજ્યની ઉપજ તો ઘટી ગઇ. ખર્ચ ઘટ્યું નહિ. દિવાનગીરી સંરક્ષવી હોય તો રા' રાયધણને ખર્ચ ઘટાડવાનું કહેવાય પણ નહિ. ઉપજ ખર્ચનાં સામસામાં પલ્લાં સમતોલ કરવાની ચિન્તામાં દિવાન વાઘા પારેખને આપણે છોડી દઇએ.

રા' રાયધણને કુરાને શરીફ ઉપર મોહ લાગ્યો હતો. શ્રી કૃષ્ણનો ક્ષત્રિય વારસ પોતે પીર માનેલા મહમદશા પાસે પેગંબરની વાતો કરતો. ગીતાના ગાનારા યાદવકુલભૂષણનો આ યુવાન વારસ કુરાનની શરીયતો સાંભળતો. એ ધર્મના રસપાનમાં મસ્ત બનેલા રા' ની મનોદશા ઉપર સમીક્ષા શા માટે? એટલું જ બસ થશે કે આ જિજ્ઞાસાથી રા' ને લાભ થયો દેખાતો ન હતો પરંતુ મહમદશાને ગેરલાભ ન હતો. વેસ્યાવૃત્તિમાં જ અહોનિશ રાચનારી જાડેજાની રાજ્યલક્ષ્મી અત્યારે એ ફકીરના ઘરમાં થનથન કરી નાચતી જતી હતી.

આ હતભાગી રાજ્યમાં કોઇ સુખી ન હતું. રાજ્યલક્ષ્મીના ભારથી દબાતા મહમદશાને સત્તા જોઇતી હતી. સત્તાના સહુ તારો પોતાના અનિયંત્રિત હાથમાં રાખતા રા' ને લક્ષ્મી જોઇતી હતી. દિવાનગીરીની પાઘડી પહેરનારાને રા' ના બાદશાહી વિલાસો પૂરા કરવાના હતા. પ્રજાને નિયમિતતા જોઇતી હતી. સંયોગોમાં અપ્રાપ્ય એવી વસ્તુ સહુને જોઇતી

હતી. એ પ્રાપ્ત કરવા સહુના પ્રયાસો જુદા જુદા કે એક સામટા થતા. પરિણામે પ્રજાકીય સલામતીની અસ્થિરતા, વધતો જતો બોજો અને એ સહુના વિષમય સારરૂપ અસંતોષ જન્મ્યો.

## પ્રકરણ ૬ ઠું.

### મદનજી શેઠનું કારજ.

"ભા ! ભૂંડી થઇ ! મદનજી શેઠ ઉમરે તો બાળક નહિ, પણ હવે બેઠા હોત ચાર ચોમાસાં, તો કાંઇ ખોટું ન હતું." એક શેઠ બોલ્યો.

ભૂજના એક શેઠના ઘરમાં પાથરણું હતું. પાથરણે ગામના સજ્જનો આવ્યા હતા.

"આશકરણ ! શેઠની ઉમર કેવડીક હશે ? તને ત્રીસેક તો થયાં હશે ખરૂંના !" એક બીજા શેઠે પૂછયું.

"મને અઠાવીશ થયાં. અમે બેઉ ભાઈ પાછલા ઘરના. મારા બાપાની ઉંમર સીત્તેરેકની હશે." મરનારના પુત્રે વિનયભર્યો જવાબ આપ્યો.

"હા ! સીત્તેર તો સાચાં ! પછી બે પાંચ આમ કે બે પાંચ આમ. આ પ્રાગાભટની નિશાળમાં પાટીયે ધૂળ નાંખવા અમે બે સાથે જતા. અમે તો લંગોટીયા દોસ્તો ! ને પાંસઠ તો મને થયાં." એક બીજો વૃદ્ધ બોલી ઉઠયો.

"પુનમચંદ કાકા ! હવે આ કારજ તમારે સંકેલવું છે હોં !" મદનજી શેઠનો નાનો ભાઇ હંસરાજ બોલ્યો: "છોકરા હજી બાળક કહેવાય."

"હર ! હર ! મદનજીનું કારજ હું જમું ?" પુનમચંદે બે ખોટાં આંસુ લૂછી કહ્યું. તેણે વહિવટ સાથે ભોજનનું પણ પાકું કરવા માંડયું.

"જમવાનું કયાં અત્યારે છે કાકા ? તે દિવસની વાત ત્યારે. પાટે બેસશો તોય શોભા છે. પણ હવે કરવું કેમ એ વાત કરો." ટોકરસી શેઠ બોલી ઉઠયો.

નરસિંહ મહેતાની સાસુએ કુંવરબાઇને મામેરાની સામગ્રી ઉતરાવતાં જે ગંભીરતા ધારણ કરી હશે, તેવી ભારેખમ ગંભીરતાને વદન ઉપર આણી, વિચાર કરી પૂનમચંદ શેઠ બોલ્યા : "જાણે આજ ને આજ 'મેલો' તો લખવો જ પડશે. બાર ગામની નાતનેય નોતરાં કરવાં જોઇએ. શેઠની આબરૂ

જોતાં દેશાવર તો કરવું જોઇએ. પછી તો ઘરધણીની મરજી. પૂછો એના છોકરાને!"

આશકરણે દેશાવર કરવાની ઇચ્છા દર્શાવી: "હા કાકા! દેશાવર તો હોય જ ને!"

આ આખા દેશાવરના વહિવટનો ભાર અને કબજો પોતાના હસ્તક રહેશે એવું જાણી પુનમચંદ શેઠના અંતરમાં આનંદ થયો. પોતાને ઘેર તો દેશાવરની ન્યાત બેઠી ન હતી, તેનું ચાલે તો બેસાડવી પણ ન હતી, પરંતુ પારકા ઘરના લ્હાવા અને તે અંગે પ્રાપ્ત થતી ભોઇની પટેલાઇ કોને અપ્રિય લાગે? પુનમચંદે આગળ ચલાવ્યું:

"બાર ગામની ન્યાત–જાણે કે અંજારથી તો મહાજન આવશે; ને માંડવીથી પણ આવશે. મુંદ્રાવાળા તો આવે જ ને! લખપત રહ્યું છેટું, તો તેનું કહેવાય નહિ. આશા!" મદનજીના પુત્ર આશકરણને સંબોધી પુનમચંદ બોલ્યો: "કાળોત્રીમાં લખજે કે વહેવારે એક ફેરો એકાનો ચૂકવીશું. પછી બેરાજા, તેરા, રોહા, સુથરી એય આવશે. છોકરા! તારૂં નસીબ સારૂં લાગે છે હોં. તારા બાપનું કારજ સુધરશે. હમણાં દેશાવર ભેગું થયું નથી, તો તારે ઘેર બાર ગામની ન્યાતની ગંગા ઉતરશે. પણ—" પુનમચંદ ખમચાયો.

"કેમ કાકા?" હંસરાજે પૂછ્યું.

"આ...જરાક" ઝીણી આંખે વાણીઓ ધીમેથી બોલ્યો: "આ આટલું કરો છો તો ભેગાભેગું ભૂજ ગામ ધૂમાડાબંધ જમાડો તો?"

"કાકા! કાંઇક છોકરા સામી તો નજર રાખો." હંસરાજે વિનંતિ કરી: "મદનજી શેઠ રળી ગયા તે રળ્યા. બાકી આજકાલ કાંઇ કમાણી ભાળો છો? હજી એમનાય વહેવાર કાઢવા છે."

"તો કાંઇ નહિ. એ કાંઇ તમને પરાણે કહેવાય છે? પણ આ દેશાવરના તો કાગળો લખી નાંખજો. હુંય સુંદરજીને કહી દઇશ કે અનાજ ને ઘી સારાં મોકલે; અને શાક તો વાડીમાં થાય છે મનમાન્યાં."

પાથરણું વેરાયું ત્યારે કારજની ઝીણામાં ઝીણી વાતો પણ નક્કી થઇ ગઇ. પાણીપંથા ઊંટ ઉપર મેલા રવાના થઈ બાર ગામના મહાજનને પહોંચ્યા. કેટલાંય વર્ષોથી દેશાવર મળેલું નહિ તેથી દૂર દૂરથી પણ જ્ઞાતિ

ગંગાના દર્શન કરી પાવન થવાની ઉમેદ રાખનારાઓ આવ્યા. કેટલાક પ્રવાસ કરવાની ભાવનાથી આવ્યા. કેટલાક જિજ્ઞાસાથી આવ્યા. કેટલાક ખાવા આવ્યા કેટલાક ભાઇના પટેલો દેશાવરનો વહિવટ સમજી લેવા આવ્યા. કેટલાક સહેલ કરવાયે આવ્યા. મદનજી શેઠના મૃત્યુને અગીઆરમે દિવસે ભૂજમાં આખા રાજ્યનાં મોટાં મોટાં શહેરોના શ્રીમંતો, પટેલો અને વેપારીઓ ઉભરાઇને બજારમાં ભીડ કરવા લાગ્યા. કાશીગર ગોસાંઇ કેટલેક અંશે મદનજીનો આશ્રિત હતો, પણ સંપૂર્ણપણે આશકરણનો મિત્ર હતો. એ પણ કામકાજમાં હરફર કરી મોટો ભા થઇને ફરતો હતો.

ન્યાતના વિશાળ વંડામાં ભોજન તૈયાર થઇ રહ્યું. શહેરમાં હરીફરી થાકેલા પરદેશીઓ અને શહેરના ન્યાતીલાઓ પંગતે બેસી ગયા. થોડી વાર પછી "લાડુ લાડુ તમારે લાડુ ! શાક તમારે શાક ! ભજીયાં તમારે ભજીયાં "ના અવાજોથી એ વંડાની દિવાલો ધ્રૂજવા લાગી.

દેશાવર આજ ભેગું થયું હતું. ગામ-પરગામના મોટેરાઓ અને યુવાનો આવ્યા હતા. કેટલાક બાપો પોતાના પુત્રોને લગ્ન કરવા બતાવવા લાવેલા હતા. આવા યુવાનો બહાર તરી આવતા. સૌથી વાચાળ, સૌથી આગળ પડતા, સૌથી વધારે ટાપટીપ કરતા યુવાનો લગ્નની બજારમાં થનારા સોદાના મૂક અને ઘણી વાર મૂઢ પક્ષકાર છે એમ દેખાઇ આવતું. એમાંના કેટલાક શ્લોકો બોલવા લાગ્યા અને તરત જ બે પક્ષ પડી ગયા; વારાફરતી સંસ્કૃત શ્લોકોની શુદ્ધઅશુદ્ધ ગર્જના ઉઠવા લાગી. ભોજનનો અવાજ તેમાં સૂર પૂરતો હતો. ભોજનનો રસ જામ્યો હતો. વિશાળ બનેલા ઉદરોમાં સામગ્રીઓ ગોઠવાતી જતી હતી. રંગ આવ્યો હતો. મદનજી શેઠનાં ધન્યભાગ્ય કે તેને આંગણે આ મરણોત્સવ રચાયો !

એકાએક રસમાં ભંગાણ પાડતો કોલાહલ થયો. હવામાં બંદુકના અવાજો ગાજી ઉઠ્યા. ચમકી ઉઠેલા શેઠીયાઓએ જોયું કે પઠાણોની ટોળી વંડામાં ધસી આવી છે.

ભોજન અધૂરૂં રહ્યું. સહુ ચિત્રવત્ બની ઊભા રહ્યા. શું થાય છે તે સમજી શકાય તે પહેલાં પઠાણોએ વંડાને ફરતો પહેરો લગાવી દીધો. બારે ગામનું મહાજન કેદ બની ગયું !!

## પ્રકરણ ૭ મું.

### રા' નું સાહસ.

પઠાણોની ટોળીમાંથી તેમનો આગેવાન **મસુદ** બહાર તરી આવ્યો. આખી માનવમેદની સાંભળે એવા પહાડી અવાજે તે બોલ્યોઃ

"**રા'** બાવાની આજ્ઞા છે કે કોઇ પણ માણસ અહીંથી બહાર જઇ શકશે નહિ. અહીં **દેવચંદ** શેઠનો નાનો ભાઈ **મેઘજી** શેઠ છે, એનું અમારે કામ છે."

**પુનમચંદ** અને **આશકરણ** બન્નેનાં હૈયાં ધ્રૂજી ઉઠયાં. **દેવચંદ** શેઠનો શોક મૂકાવવા **માંડવીથી** ખાસ આગ્રહ કરી **મેઘજીને** તેઓએ બોલાવ્યો હતો. લુહાણો છતાં વાણીયાના કારજમાં એ શેઠ આવ્યો હતો. અત્યારે તે વંડામાંજ હતો.

**મસુદને** કોઇએ ઉત્તર દીધો નહિ. **મસુદ** સહુનાં મ્હોં નિરખતો નિરખતો ઉઘાડી તલવારે ફરી વળ્યો. એણે **મેઘજી** શેઠને પીછાણી લીધો.

"અહો શેઠીયા ! છૂપાઓ છો કેમ !" ભયંકર હાસ્ય કરતો પઠાણ બોલ્યોઃ "રા' નાં તેડાં કાંઈ સહુને નથી આવતાં ! પધારો."

હાથ ઝાલીને એણે **મેઘજીને** જોરતાથી ખેંચ્યો. બે પઠાણોએ એને પકડ્યો.

"શેઠીયાઓ !" **મસુદ** બોલ્યોઃ "હવે તમારે ડરવાનું નથી. તને તમારે લાડવા ઉડાવો ને **મદનજી** શેઠને પીંપળેથી ઉતારો. હમણાં રા' બાવાનું ફરમાન લઇ પઠાણોને પાછા લઈ જાઉં છું."

**ભૂજના** રાજરસ્તા ઉપર તેના એક વારના માનીતા દિવાનને દોરડેથી બાંધી **મસુદ** મહેલ તરફ ચાલતો થયો. પઠાણોની એક ટુકડી વંડામાં રહી. બીજી **મસુદને** સાથ આપતી પરવરી.

માર્ગમાં જે મળે તેના હૈયામાંથી **મેઘજી** શેઠની દશા માટે અરેરાટી છૂટતી. કેટલાક **મેઘજી** શેઠે **ભૂજના** દરવાજામાં દાખલ થઈ કરેલી ભૂલ ઉપર વિવેચન કરવા લાગ્યા. રૈયતના ત્રાસ અને તિરસ્કાર વચ્ચે આ મંડળ મહેલમાં પહોંચ્યું.

**મેઘજી** શેઠના આગમનની રાહ જોતો રા' **રાયધણ** પાંજરે પુરાએલા

સિંહ સમા આવેશભર્યા ફેરા ફરતો હતો. મેઘજી શેઠને જોઇને તે હસ્યો. ભયંકર ત્રાસોત્પાદક અને ખૂની હાસ્યની પ્રાણહારક છાયા તેના લાલ મુખ ઉપર ફરી વળી. એની નિષ્ઠુર આંખો ચમકવા લાગી.

"વાહરે વફાદાર દિવાનના ભાઇ ! તમે તો માંડવીમાં ભરાઇને બેઠા'તા. તમને ક્યાંથી ખબર કે રા' ના હાથ લાંબા છે? પણ હાથ કરતાંય ભાગ્ય મોટું છે. અમારો માંડવીનો ધક્કો તમેજ જાતે અહીં આવીને બચાવ્યો."

કોઇ અગમ્ય વિચારે તેનો ચહેરો તપ્ત લોહના રંગે રંગાયો. એની ખૂની આંખોમાંથી આગ વરસતી લાગી. મસુદ પણ એના આ વિકરાળ વાઘ જેવા ચહેરાના પરિવર્તનથી કંપી ઉઠ્યો. આ દૃશ્ય દેખાયું કે બંધ થયું, પરંતુ જીવ્યો ત્યાંસુધી આ ભયંકર ચિત્ર મેઘજી ભૂલ્યો નહિ. તેને શંકા ઉદ્‌ભવી કે રા' ગાંડો તો નથીને? તેના શરીરે પરસેવો છૂટી નીકળ્યો. સાક્ષાત્ રૌરવ નરકમાં દૃષ્ટિ કરતો હોય તેમ તે કમકમ્યો.

"અમારા રાજ્યનાં ગામો સ્વતંત્ર થવાની ધૃષ્ટતા કરે છે અને તે તમારા જેવા દેશદ્રોહીઓને પ્રતાપે. પરંતુ એવાં તોફાની શહેરો અને દ્રોહીઓને સજા કરવાને અમારા હાથ પુરતા પહોંચતા છે." રાવનો ભયંકર અવાજ પ્રતિશબ્દ કરતો બોલ્યોઃ 'મેઘજી! લવાણા! તારા એ તોફાની માંડવીને પાધર જ તને ફાંસી દેવામાં આવશે. તારા શબને દાટી દેવામાં આવશે. રાજની સામે માથું ઉંચકવું કેટલા શેરનું થાય છે એ ખબર પડશે. મસુદ! લઇ જાઓ આને, હમણાં ક્યાંય પૂરી દ્યો. કાલ સવારે માંડવી લઇ પાધરમાં લટકાવી દેજો. એનું માથું મને બતાવવા લાવજો."

"ફરમાન બાવા! પણ હવે પેલા બીજાઓનું શું કરવું છે? બોલાવી લઉં પઠાણને?"

અત્યારસુધી નીચું માથું કરી વિચારગ્રસ્ત લાગતા દિવાન વાઘા પારેખે પોતાનું માથું ઉંચું કર્યું. તેની ઝીણી આંખો રા'ની આંખો સાથે પરોવતો વાણીયો બોલ્યોઃ "ભલેને રહ્યા પઠાણો!"

"કેમ પારેખ? આ મેઘજી પકડાયો, પછી શું?" રા'એ જિજ્ઞાસા બતાવી પ્રશ્ન પૂછ્યો.

"બાવા, તમારી મરજી; પણ જો પઠાણને રાખ્યા હોત તો ઠીક." પારેખ નમતું આપતો દેખાતો બોલ્યો.

"પણ પછી પઠાણોને રાખવાનું કારણ શું ?"

"કારણ તો, બાવા ! ખાસ નથી, પણ જો એ ગામ પરગામના શેઠીયા જરા એક બે એમ રહે તો રા'ને કાંઇક નજરાણો ધરે. દૂર દૂરથી આવે ને આપને કાંઇ લાભ નહિ ? ક્યાં ઓછું રળે છે ?" વાણીયાએ કારણ બતાવ્યું અને પોતાના શબ્દોની અસર કેવી થાય છે તે જોવા ઊભો રહ્યો.

રા' આ ભયંકર સાહસથી કંપ્યોઃ

"પારેખ ! હવે એવી ઉછાંછળી વાત કર નહિ."

"બાવાને બીક લાગતી હોય તો—" પારેખ ઝેર રેડતો ધીમેથી અધૂરૂં બોલ્યો.

"બીક ! આ હિંગતોળુ ને ડુંગળીતોળુની બીક ! અને બીક લાગવાનું કારણ ?"

"એ મહાજનના શેઠીયા કહેવાય. રૈયતના આગેવાન તે રૈયતમાં અસંતોષ થાય એમ બીક તો, બાવા ! લાગે જ ને ? "

"રૈયતના આગેવાનોની રા'ને બીક લાગે ? આ ત્રણ ત્રણ બદામના આદમીથી કચ્છનો જાડેજો રા' ડરે, એમ ? પારેખ ! મને ન ઓળખ્યો !" રા'એ જણાવ્યું.

"બાવા ! બીક ન હોય તો ઘેર બેઠે ગંગા આવી છે. ખજાનામાં નાણું નથી અને પઠાણોના પગાર તો ચૂકવાયા નથી. એ ચૂકવ્યા વગર ચાલશે ખરૂં ? વળી હમણાં દુકાળ છે તેથી રાજભાગ આવતો નથી. આ તો મેં કહ્યું એમ થાય તો આ ખરાબ વરસ આખું નીકળી જાય."

"એમ કહેતા નથી ને આડું આડું બોલો છો ?" રા' એ પારેખને ઠપકો આપતાં કહ્યું: "મસુદ ! જા આ મેઘજીનો પાકો બંદોબસ્ત કરી વાણીયાનો વંડો ઘેરી લે. શેઠીયાઓને રાખ જાપ્તામાં. પારેખ આવશે તારી સાથે. એ ઠરાવે એટલો દંડ ન આપે, ત્યાંસુધી કોઇને ફરકવા દઈશ નહિ. હવે એ બધો બંદોબસ્ત તમે બે મળીને કરી લેજો. પણ પારેખ, વરસ ચાલ્યું જાય એટલો જોગ તો જરૂર કરજો. "

એવી ભયંકર આજ્ઞા કરી રા' અંદરના ખંડમાં ચાલ્યો ગયો.

તે જ સાંજે વિજળી પડે એમ સમાચાર ગામમાં પ્રસર્યા કે મેઘજી

શેઠને માંડવીમાં ફાંસી દેવાની છે, અને બાર ગામના મહાજનને કેદ કરવામાં આવ્યું છે. સારાય શહેરમાં જાનમાલની સ્થિરતા ઉપર પડેલા આ ભયંકર ફટકાથી મૂઢતા, ત્રાસ અને ભય છવાઇ રહ્યો. હવે આ વાજું ક્યાં અટકશે, એ વિચાર સહુને થયો.

## પ્રકરણ ૮ મું.

### રાજદ્રોહી મહાજન કે પ્રજાદ્રોહી રાજા?

આ બાજુ ન્યાતના વંડામાં ભંગ પડેલા ભોજનની પુનરાવૃત્તિ કરવાના વિચારો થતા હતા. કેટલાકોને મેઘજી શેઠની સ્થિતિથી શોક અને અસંતોષ થયો હતો અને બધાએ ખેદ પણ પ્રદર્શિત કર્યો હતો; પરંતુ રા' બાવાના ફરમાન આગળ લાચારી બતાવી મદનજી શેઠને સ્વર્ગે પહોંચાડવાનો અધૂરો રહેલો કાર્યક્રમ શરૂ કરવાની આતુરતા સહુ બતાવવા લાગ્યા હતા.

હજી તો વાટાઘાટ થાય છે, હજુ તો પંગત બેસે છે અને પીરસવા રહેલા યુવાનો લાડુના ટોપલા પાસે આતુર ઉતાવળથી ઊભા રહે છે, ત્યાં વંડાના દરવાજા બંધ થતા હોય એવો અવાજ આવ્યો. ચકિત થયેલી અનેક આંખોને મસુદ શ્મશાનવાસી વૈતાલ સમો હસ્ય કરતો ઊભેલો દેખાયો. "મરીચ! મરીચ!" મસુદે ગર્જના કરી.

સીદીઓનો પહેલવાન અને લોખંડી આગેવાન મરીચ આગળ આવ્યો. મસુદે આજ્ઞા કરી: "આ બધાને બહાર કાઢ અને રસોડાને તાળું માર!"

દશબાર સીદીઓ રસોડામાં પેઠા. જુવાનીયાઓ બહાર નાઠા. લોખંડનું ખંભાતી તાળું અભડાયેલી રસોઇવાળા રસોડા ઉપર દેવાઇ ગયું.

"શેઠીયાઓ! ગભરાશો નહિ! માત્ર તમને બધાને કેદ કરવામાં આવ્યા છે."

"અમને કેદ? અમે શું ગુન્હો કર્યો?" મૂઢ બનેલી મેદનીને છેડેથી એક અવાજ આવ્યો.

"હું તો ચીઠીનો ચાકર! હામણાં વાઘો પારેખ આવશે તો એ કારભારીને પૂછજો."

"પણ અમને ક્યાંસુધી પૂરી રાખશો ?" એક શેઠે પૂછ્યું. તેનાં ત્રસ્ત ચક્ષુઓ સામે એની વ્હાલસોઇ વનિતા અને કાલાંઘેલાં પણ સ્નેહાળ બાળકો તરવરવા લાગ્યાં.

"એય વાઘો પારેખ જાણે!" મસુદ બોલ્યો. બોલીને હસ્યો. એ હાસ્ય માત્રથી ત્રાસનો સન્નાટો બારે ગામના મહાજનમાં છવાઇ ગયો.

આથમતો સૂર્ય હવે અસ્ત થયો અને રાતના અંધારા જગતને કાળું રંગવા લાગ્યો. અધીરો બનેલો એક શેઠ બોલ્યો: "પણ ત્યારે દિવાન છે ક્યાં ?"

"એનેય કાંઇ કામકાજ ઓછાં છે ? પરવારશે એટલે આવશે."

ધીમે ધીમે રાત જામતી ગઇ અને અઘોર અંધારા પહોરના કાળા પછેડા જગત ઉપર પથરાયા. મહાજનને નિદ્રા ન હતી. ગામમાંયે નિદ્રા ન હતી. વાઘા પારેખને હિસાબ ગણવામાં નિદ્રા ન હતી. ઉજાગરામાં લાંબી લાગતી રાત પણ આખરે વહી ગઈ. ફિક્કા પડેલા ચહેરાઓમાં ઉંડી ઉતરી ગયેલી નૂરવિહોણી આંખોએ ઉષાને આકાશમાં લાલ સાથીઆ પૂરતી જોઇ.

ઉષાના એ સૌમ્ય તેજ ભૂજ્યાની ગગનગરવી દિવાલોને સોને રસી દેતાં હતાં. પાસે જ હમીરસરનું તળાવ ડોલતું હતું. વૃક્ષોમાંથી પંખીઓનો કલરવ સંભળાતો હતો, પરંતુ મહાજનો એ અનુપમ રમ્યતાથી તૃપ્ત ને સંતુષ્ટ ન થયાં. રમ્યતાની એ રંગભૂમિ ઉપર કે જ્યાં ઇશ્વર પોતાની પ્રતાપી દયાને છૂટે હાથે વેરી રહ્યો હતો, ત્યાં ઇશ્વરના પુત્ર હોવાનો દાવો કરનાર એક મનુષ્ય સ્વચ્છંદ ખેલી રહ્યો હતો!

મુખપ્રક્ષાલન માટે મહાજનોને એક એક વાટકી ભરી પાણી આપવામાં આવ્યું. કોઇ લક્ષ્મીપુત્રની વધારેની માંગણીનો અસ્વીકાર કરતાં મસુદે રા' નું ફરમાન આગળ કર્યું: "બાવાનો હુકમ નથી. હુકમ છે એટલું મળશે."

માથે ગોળ કચ્છી પાઘડી પહેરી કસકસતું અંગરખું ચડાવી વાઘો પારેખ વળતે દિવસે સવારના બે પહોર વીતી ગયે આવ્યો. તેણે સીધી વાત કરી દીધી. "રા' બાવાએ તમારો એક કરોડ કોરી દંડ કર્યો છે. વરાડ તમારી મેળે પાડો. દંડ ભરીને છૂટા થાઓ."

ત્રાસ અને મૂઢતાની અરેરાટી છવાઇ ગઇ. સારા ગણાતા શેઠીઆઓ આગળ આવ્યાઃ "દિવાન! પણ અમારો વાંક શું?"

"વાંક!" બનાવટી ક્રોધનો આડંબર કરતો વાઘો પારેખ બોલ્યોઃ "વાંક? તમારો વાંક મને પૂછો છો? ખેડુતો અને ઠાકોરોને રાજ વિરૂદ્ધ ઉશ્કેરી મૂકનાર મહાજનો અમને પૂછે છે 'અમારો વાંક શું?' આખા દેશમાં તમે રાજદ્રોહ ફેલાવ્યો છે. રાજ વિરૂદ્ધ લોકોને ચઢાવ્યા છે. આભાર માનો ઈશ્વરનો અને મારો કે આટલો થોડો દંડ લઇ રા' તમને જીવતા છોડે છે."

"જીવતા છોડે છે એ તો ઠીક! બાવાની દયા, બીજું શું? પણ અમે ક્યારે કોને રાજ વિરૂદ્ધ ચડાવ્યા? અમને પૂછ્યા વગર, સાંભળ્યા વગર સીધો ફેંસલો? આ તો ગજબ જ કહેવાય!" એક બીજો વૃદ્ધ શેઠ બોલી ઉઠયાં.

"અમારી આંખે અમે શું જોતા નથી કે તમને પૂછીએ? કાન ગીરવી મૂક્યા છે કે તમારા બડબડતા હોઠ પાસે ધરીએ? માંડવી, મુંદ્રા, બેરાજા, સુંથરી, લખપત વિગેરે સ્વતંત્ર થયાં તે તમારે જોરે અને તમારી સલાહે."

"પણ કાંઇક પૂછો તો ખરા, જુઓ તો ખરા! અમને શું વેપાર નથી કે રાજખટપટમાં પડીએ?" એક ત્રીજા શેઠે વાક્યો ઉચ્ચાર્યો.

"એમાં વળી પૂછવું શું? દીવા જેવી ચોખ્ખી વાત છે. એ ગામો અલગ પડ્યાં ને તમે ત્યાંના શેઠીયા. તમે કદાચ સલાહ નહિ આપી હોય પણ ના તો પાડી નહોતી ને? બસ, એ જ રાજદ્રોહ! એના જેવો ગુન્હો બીજો કયો? રાજા વિરૂદ્ધ કામ થાય એ અટકાવવાની રૈયત તરીકેની તમારી ફરજ પાળી?" વાઘો પારેખ રાજદ્રોહની વ્યાખ્યા કરતો બોલ્યો.

"પણ આ દુકાળમાં એટલી તે રોકડ ક્યાંથી હોય!" આ જીભ-તોડમાં કાંઇ સાર ન સમજવાથી એક શેઠ મુદ્દાની વાત ઉપર આવી બોલ્યો.

"દુકાળ! દુકાળ છે જ ક્યાં? દુકાળ દુકાળ કહીને જ તમે બધાયે ખેડુતોને ઉશ્કેરી મૂક્યા. પહેલેથી જ તમે બધાયે દુકાળ ન ઠરાવ્યો હોત તો ખેડુત બિચારા સીધેસીધા ચાલત! પણ આ તો તમે તમારી ઉઘરાણી ખોટી કરી અને રાજનેય ખોટમાં ઉતાર્યું. હવે એ ખોટ તમારે પૂરી કરવી રહી." અને ભયંકર તથા સૂચક કટાક્ષથી કારભારીએ ઉમેર્યું: "ઘરબાર પાછાં જોવાં હોય તો!"

વાતમાં ભોજનકાળ થઇ ગયો. એટલે એક પઠાણુ એક ટોપલો લાવ્યો. ટોપલામાં ચણા હતા. સહુને એક એક મુઠી દેવાનો હુકમ થયો. "પણ મૂઠી ચણાએ પેટ ભરાય?" એક જુવાનીયો બોલી ઉઠયો.

"હમણાં તો દુકાળ છે ને? અમારી પાસે બીજું હોય શું? તમ શેઠોના પટારા તર છે એટલે આ લાડુનાં તોફાન સુઝે છે! હવે લ્યો રામ રામ! વરાડ નક્કી કરી રાખજો."

વાઘો પારેખ ચાલતા થયા. મસુદને મહાજનની સારવાર કરવાની કટાક્ષમય સૂચના કરતા ગયા.

મૂઠીભર ચણા અને વાડકો પાણી ઉપર લક્ષ્મીમાં મહાલતા શેઠોએ દિવસ વીતાવ્યો. રાજના ત્રાસની અને વરાડની વાતોમાં વખત જેમ તેમ ચાલ્યો. એ વાતોનો અંત ન હતો. આ વાતોનો સાર એટલો જ નીકળે કે રાજનો ત્રાસ અને વરાડ બંને હદ ઉપરાંતનાં હતાં.

બીછાનાના પડછાયા વગરની બીજી રાત ગઈ અને ફરી વાર મૂઠીભર ચણા દેખાયા. મહાજનો હવે વહેવારૂ રીતે વાતો કરવા લાગ્યા. બધાં ગામોએ મળી દશ લાખનો ફાળો આપવો નક્કી કર્યો.

વાઘો પારેખ અડગ હતો. રાનું ફરમાન વારંવાર પ્રસંગે અપ્રસંગે આગળ ધરી પોતાની માંગણીમાંથી જરાય ઉતરવા ઇન્કાર કરતો હતો.

મહાજને વળી એક મૂઠી ચણા વધારે ખાઇ દશના વીસ લાખ કર્યા. વાઘો પારેખ મનમાં ફૂલાતો હતો: "વાંધો નહિ, મૂઠી ચણાયે મહાજન મોંઘું નથી. દશ દિવસમાં કરોડે પહોંચશે." તેણે ત્રિરાશીનો સ્પષ્ટ હિસાબ બાંધી લીધો.

મહાજન વધી વધીને ત્રીસ લાખ કોરી આપવા બંધાયું. આગળ વધવા અશક્તિ બતાવી. વેપારની પાયમાલી આગળ ધરી અને પછી અડગ બની ગયું. વાઘો પારેખ કરોડથી ઓછી લેવા માંગતો નહોતો. મહાજન ત્રીસ લાખથી વધારે દેવા માંગતું ન હતું. માંગણી અને સ્વીકારની હદ જડ બની સ્થંભી રહી.

# પ્રકરણ ૯ મું.

## પતરીનો ઠાકોર.

આપણે આગળ જોયું છે કે મેઘજી શેઠને માંડવીમાં ફાંસી દઇ, એ તોફાની શહેરને ભયથી દબાવી દેવા રા'ની આજ્ઞા થઇ ચૂકી હતી. મસુદ આવે પ્રસંગે ફરી વાર ફરમાનની રાહ જુએ એવો ન હતો. ન્યાતના વંડામાં કેદ થયેલા વણિક મહાજનને વાઘા પારેખના નિષ્ઠુર અને ઝેરભર્યા હાથમાં સોંપી મસુદ મેઘજી શેઠને લઇને ચાલી નીકળ્યો. મૂઢ બનેલી રૈયતના તેને માથે વરસતા શ્રાપની તેને પરવા ન હતી.

પઠાણોની ઘોડેસવાર ટુકડીની વચ્ચે મેઘજી શેઠના દોરડે બાંધેલા શરીરનો ભાર ઉંચકતી ઊંટગાડી માંડવીના ખડબચડા માર્ગે વહી જતી હતી.

સાવધાનતાથી આગળ વધતા મસુદે ઘોડાના ડાબલા સાંભળ્યા અને કાન માંડી ક્ષિતિજને વીંધતો તે ઊભો રહ્યો.

થોડી વારે માંડવી તરફની દિશામાં રસ્તા ઉપર ધૂળનું વાદળ ઉડતું જોયું, અને જમીનમાંથી જ જાણે પ્રકટ થતા હોય એમ આશરે પચાસ માણસોનો રસાલો તેની નજરે પડ્યો.

એ રસાલો નજીક આવ્યો અને મસુદ આશ્ચર્યથી બોલી ઉઠ્યો: "અરે આ તો બારાજી !"

"કોણ પતરીના ઠાકોર ?" એક નાયક જેવા લાગતા પઠાણે કહ્યું અને રા' ના સગા અને સ્હેજ દૂરથી થતા કાકા તથા મુખ્ય ભાયાત જાડેજા બારાજી તરફ તે જોઇ રહ્યો.

પતરીનો એ જાડેજો ભાયાત બારાજી વયે વૃદ્ધ હતો, ડાહ્યો ગણાતો, સંબંધે અને શૌર્યે અગ્રગણ્ય મનાતો. ઘોડા ઉપર બેસીને પોતાના મંડળને મોખરે ચાલતો ઠાકોર મસુદ પાસે આવી પહોંચ્યો.

"કેમ મસુદ !" તિરસ્કારમિશ્રિત પરિચય બતાવતા અવાજે ઠાકોર બારાજી બોલ્યો: "વળી આ નવું ધત્તીંગ શું છે ?"

દોરડાંથી બંધાયેલા શરીરથી લોટતો મેઘજી ગાડીને છેડે આવ્યો, માથાવતી માફો દૂર કરી રસ્તા ઉપર નજર કરી. એની અને મેઘજી શેઠની આંખો મળી.

"કોણ મેઘજી શેઠ!! દેવચંદ કાકાના ભાઇને આમ ક્યાં લઈ જાય છે મસુદ?"

ઠાકોરની વૃદ્ધ આંખોની પડેલી શરમનો પડદો ખસેડી નાંખી મસુદ બોલ્યો: "દેવચંદ તો ગયો જહન્નમમાં. એનો ભાઈ પણ હમણાં જશે ત્યાં. તમે તમારા મારગે જાઓને! અમે રા' ની સેવા બજાવીએ છીએ."

"અરર! દેવચંદ શેઠને મારી નાંખ્યા! ભગવાન! ભગવાન! ભૂંડી થઇ! અલ્યા મસુદ! આ રા' ની સેવા નથી—કુસેવા છે. મારૂં માન, મેઘજીને છોડી દે!"

"અમને તો બાવાનું ફરમાન છે. તે પ્રમાણે અમલ કરવો જોઇએ. શું કરીએ, પેટ પડ્યું છે. નહિતર હું જરૂર મેઘજી શેઠને છોડી દેત!"

"મસુદ!" પતરીનો ઠાકોર નમ્રતાથી પણ નિશ્ચયપૂર્વક બોલી ઉઠ્યો: "ચાલ! મસુદ પાછો ફર! હું રા'ને કહીશ. મારા જેવા વૃદ્ધની વાત એ માનશે."

ઠાકોરની વાત રા' માનશે એવો મસુદને જરાએ ભરોસો નહોતો. તેને તો ફરમાનનું પાલન કરી માંડવી લૂંટી પાછા ચાલ્યા જવું હતું. આ વચમાં વળગેલી આકસ્મિક બલાને ટાળવા તે બોલ્યો:

"બાપુ! એ મારાથી ન બને. તમે તમારે જાઓને! રાજકાજના મામલા તો એવા જ હોય છે. એમાં વળી ઓળખાણ કે અરેરાટ કેવો?"

"હું જાડેજો! મારા દેખતાં મહાજનના શેઠીયાને લઇ ન જવાય! તેમાં વળી તો દેવચંદ શેઠનો ભાઈ! વળી દેવકરણ દિવાનનો ન્યાતીલો!" ઠાકોરે જણાવ્યું.

"પણ મારાથી કેમ છોડાય? હું શું કરૂં?" મસુદ કંટાળીને બોલ્યો. આ બલામાંથી છૂટીને માંડી ચારે બાજુથી સીવી લેવાનો તેણે માનસિક નિશ્ચય કર્યો.

"મસુદ! તું પરદેશી છે, એટલે રા'ના નામને જ્યારે ત્યારે આગળ કરે છે. પણ સમજતો નથી કે કચ્છમાં રા' સિવાય બીજા ય માણસો છે કે જેઓ કચ્છમાં પૂજાય છે. કચ્છી જેમ રા'ને દેવ માને છે તેમ એ દેવને દોરનારા અને દેશને તારનારા પ્રજામાંથી યે પાકયા છે."

"તે હશે, હું તો પરદેશી. મારો દેવ કહો, ખુદા કહો, તે રા' સાયધણુ !" મસુદે ટાઢો જવાબ આપ્યો.

"પણ કચ્છીઓને મન બીજા પણ છે. ઉછળતી ફોજનો મહાસાગર ભૂજના કિલ્લાની નીચે ગાજતો હતો. ભલભલા પાણીઆળાના પાણી ઉતરાવે એવો વખત હતો. રા' તો હિમત હારીને ભાગ્યો હતો પણ માણસહીણા, સાધનહીણા એક કચ્છીએ ભૂજનો ને દેશનો બચાવ માથે લીધો. તે કચ્છી દેવકરણે દેશને બચાવ્યો અને શેરબુલંદખાન ગુજરાતનો મોટો સુબો ભાગ્યો! પછી તો ઝારાની લડાઇઓ થઇ અને મારી આ આંખે દેશને દુઃખના દાવાનળમાં સળગતો જોયો. આખો કચ્છ ઉજ્જડ થઇ ગયો. દુશ્મનોએ હજારો ગામડાં બાળી નાંખી ખેડુતોને કાપી નાંખ્યા હતા. સિન્ધુ નદીનાં પાણી આવતાં અટકી ગયાં, વેપાર તૂટ્યા, દુકાળો પડયા. કચ્છના ઘેરેઘેર ઝારાની કાણ મંડાઇ હતી. એક લાખ માણસ તો એક જ લડાઇમાં કપાયું. પણ દેશનાં ભાગ્ય, રા'નાં ભાગ્ય કે તેણે દેવચંદ શેઠ ને જમાદાર ડોસલ વેણ દીધા. આજની આ લીલી વાડી એણે રોપી છે. તું ને તારો રા' તાગડધીન્ના કરો છો એ એના ભલા પ્રતાપ. રા'નો ઇશ્વર રૂઠયો ન હોય તો એનાં માણસો ઉપર ઘા ન હોય. એને તો કસ ફાટફાટ થાય એવા થનથનતા હૈયાના હરખથી પાઘડીઓ પહેરાવાય! મારૂં માન, મસુદ! છોડી દે એને. રા'ને ગુસ્સો ઉપજે તો તેનો હું જામીન, પછી છે કાંઇ?" જુની સ્મૃતિઓનાં આવરણો એ ઠાકોરની આંખમાં ઘેરાયાં. એના અવાજમાં વિનંતિ હતી.

"હવે ઠાકોર, ચાલવા માંડોને!" લાંબા પ્રસ્તાવે કંટાળેલો સીદી બોલ્યો.

જાડેજા ઠાકોરનું હૃદય કૃતનિશ્ચય થઇ ગયું. એ જાડેજો હતો, રણવીર યોદ્ધો હતો. મહાજનના પ્રતિષ્ઠિત શેઠને રા'નો સીદી નોકર પરદેશમાંથી પેટને માટે આંહી વસેલો—ઉપાડી જાય, પોતાની નજર આગળ, રા'ના કાકા અને જાડેજા ઠાકોરનું અપમાન કરી શકે, એ સર્વ એને અંતરમાં ખૂંચ્યું. મેઘજી શેઠે ફેંકેલી એક જ દૃષ્ટિ તેની સામે તરવરી ઉઠી. કેવી વિનંતિ—કેવી આશા—કેવી નિરાધારતા! એ બધું દેવચંદ શેઠના ભાઇની આંખમાંથી અને એક જાડેજા તરફ!! જાડેજાઓએ તો એવાના આભાર

ભૂલવા ન ઘટે તેને બદલે આ દુર્દશા! વળી રા'ના પરદેશી સલાહકારોએ આયાત કરેલી રૈયત એ રાજાની મિલ્કત છે એવા નવા વિચારો તેણે આજસુધી સાંભળ્યાયે ન હતા. એને મહાજન તરફ માન હતું અને એનો શેઠ આમ બકરાની માફક પરદેશીઓથી ખેંચાય એ એને ન રૂચ્યું. એણે તલ્વાર કાઢી અને કહ્યું:

"મસુદ! નહિ લઇ જવાય! લઇ જવો હોય તો અમને મારીને લઈ જા!"

આ બધી વાતોને જિજ્ઞાસાથી સાંભળતા ઠાકોરના જાડેજા અસવારોએ તલ્વારો મ્યાન બહાર કાઢી. એકાએક ધસારો કરી ગાડીઆગળ ઊભેલા પઠાણોને હઠાવી દીધા. ગાડી ઘેરી લીધી.

"હું પતરીનો ઠાકોર અને કચ્છનો જાડેજો ભાયાત બારાજી તારા કેદીને લઇ જઉં છું. તારા રા'નો કેદી એ મારો પણ કેદી! તારો રા' માંગશે તો આપીશ. મારા માર્ગમાંથી ખસી જા!"

મસુદ ઘડીભર મૂઢ બની ગયો. શું કરવું તે તેને સુઝયું નહિ. પછી તેણે એક સર્વગ્રાહી નજર કરી. તેની સાથે ઓછામાં ઓછા ચારસો પઠાણો હતા. જાડેજાઓ પચાસ હતા. તેણે સત્તાવાહી અવાજે ઠાકોરને કહ્યું:

"ઠાકોર! અમે તો રા' નું ફરમાન માત્ર બજાવીએ છીએ. એમાં તમારી ડખલગીરી ન શોભે. નહિતર અમારેય કડક માર્ગ લેવો પડશે."

"તો તારો મારગ તું લઈ લે. અમે મેઘજી શેઠને સોંપવાના નથી તે નથી જ."

"યા રસુલ!" કરતા પઠાણોએ મસુદની આજ્ઞાથી તલ્વાર કાઢી. જાડેજાઓ સ્થિર ઊભા રહી ગયા. ઘડીવારમાં ગાડીની આસપાસ મોતના ખેલ મંડાયા.

ઘડીભર તો તલ્વારોની ભયંકર તાળી પડવા લાગી. મરનારાઓની ચીસથી હવા ધ્રૂજવા લાગી. યોદ્ધાઓની પડછંદ દિવાલો ભયંકર જોરથી અથડાઈ પાછી પડી.

યદુકુળભૂષણોની તીખી તેગ પઠાણો પાસેથી ભયંકર હિસાબ લેતી હતી. વિજળી જેવી ઝબકતી રજપુતાઇની પ્રતિમૂર્તિ સમી જાડેજા સમશેર પઠાણોને પાડતી હતી. પરંતુ પઠાણો અનેક હતા, જાડેજા થોડા હતા.

ટેકને માટે લડતા, જાતિધર્મને માટે મરતા જાડેજાઓ અડગ અને અભંગ ઊભા રહી મોતને નોતરતા હતા. પઠાણો ધીમે ધીમે વિજયથી ઉન્મત્ત થતા આગળ વધતા હતા.

હવે તો જાડેજા કાંઇક દશ–બાર રહ્યા હશે. લોહીતરસ્યા વરૂઓ સમી ભયંકર ત્રાડ મારી પઠાણો આગળ વધ્યા. કુળધર્મના અવશેષ સમા શહીદો મોતની રાહ જોતા ઊભા રહ્યા. મેઘજી શેઠની કાયા ગાડીમાં માફા નીચે કંપતી હતી. એની આશા ઉડી ગઇ હતી. એને બચાવવા જતાં જાડેજાઓ મરી ગયા તેનો એને અફસોસ થતો હતો.

એકાએક બંદુકોના સામટા અવાજના પડઘાથી હવા ધ્રૂજી ઉઠી. આસપાસનાં વૃક્ષોમાંથી ગંધકની દુર્ગંધ મારતા રૂની પુણી સમા ધૂમાડાના ગોટા ઉંચે જવા લાગ્યા, અને કારમી રણહાક હવામાં ગાજી રહી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### મહમદ સેતા.

એ અવાજથી વિજેતાઓ અને પરાજેતાઓ બન્ને સ્તબ્ધ બની ઊભા રહ્યા. આકસ્મિક જ્વાળામુખી ફાટી નીકળતાં માણસો ચોંકી ઉઠે એમ સૌ ચોંકી ઉઠ્યા.

વૃક્ષરાજીમાંથી દાઢીવાળા, બોકાનીબંધ, ભીમકાયી, શ્યામદેહી, બરકંદારો દોડ્યા આવતા તેમણે જોયા. પૃથ્વીના પેટામાંથી પ્રગટ થતા હોય તેમ, મહાસાગરમાં અવિરત મોજાં ચડે તેમ બરકંદારોની અવિરત મનુષ્યધારા વૃક્ષરાજીમાંથી જન્મતી તેમના તરફ દોડતી આવતી તેમણે જોઈ. એ પ્રકટેલા મનુષ્યોએ પઠાણો અને જાડેજાઓને વીંટી લીધા અને પડછંદ કાયાવાળો, નાના ડુંગરની પ્રતિમાસમો એક મનુષ્ય ગર્જી ઉઠ્યોઃ

"આ તો રા'ના પઠાણો! અલ્યા વળી કોને પકડ્યો છે? મારા બેટા જંપતા જ નથી."

કોઇએ પ્રત્યુત્તર ન આપ્યો અને એ લોખંડી ભૂજાઓવાળો ફરીથી બોલ્યોઃ "હશે! તમારૂં કામ તમે કરો! અમારૂં અમે કરીએ. અલ્યા,

બાંધો આ બધાયને નેં લઇ ચાલો બાલીયારીમાં! રા'નો સેવક હોય કે શિકાર હોય, ઘણી ખમ્મા રા'ને ને તેના સાગરીતોને કે આપણને તો સહુએ શિકાર સાંપડ્યા છે. દામ દેશે એને છોડશું."

ભયથી કંપતો તથા નિરાશાથી ધ્રૂજતો મસુદ બોલી ઉઠ્યોઃ "તમે કોણ છો? જાણો છો હું કોણ છું તે? હું રા'ના પઠાણોનો ખાસ જમાદાર! મારૂં નામ મસુદ! મસુદનું નામ સાંભળ્યું છે ખરૂં?"

"ભા મસુદ! હવે ચાલવા માંડ, બાપ! વેળા જાય છે; અમે તો રા' હોય તોય પકડીએ, સમજ્યો? અમે તો માળીયાના મિંયાણા."

મિંયાણાનું નામ સાંભળતાં પઠાણો અને જાડેજાઓ બન્ને ધ્રૂજી ઉઠ્યા. માથે તલ્વારનો ફટકો પડ્યો હોય એમ મસુદ પાછો હઠી ગયો.

"મિંયાણા! યા અલ્લાહ!" એના ફિક્કા પડી ગયેલા કંપતા હોઠમાંથી શબ્દ માત્ર નીકળ્યો.

મરકી પ્રગટે, કે દાવાનળ ફાટે કે જળનો પ્રાણહારક પ્રલય ફરી વળે એમ વિનાશને વેરતા, આખા નિર્ભાગી દેશને નિર્ભય બની લૂટતા, રા' ના સીતમગર અવ્યવસ્થિત તંત્રમાં સ્વચ્છંદ બની આખા દેશમાં ભયંકર ખૂની લૂંટો કરનારા જળોની માફક દેશનું સત્ત્વ ચૂસનારા મિંયાણાઓના નામ માત્રથી સૌ ધ્રૂજી ઉઠતાં.

રાજ્યના અંધેરનો લાભ સ્વચ્છંદ રીતે લૂંટારૂ લેતા. મિંયાણાઓને જોઇ પતરીનો ઠાકોર પોતાની લોહીનીતરતી તલ્વાર લઇ એકદમ આગળ આવ્યો. તેમના નાયક સમા જણાતા એ પહાડી મનુષ્યને સંબોધી બોલ્યોઃ

"અને જાણે છે હું કોણ છું તે?"

"ના." શાંતિભરી અવગણનાથી તે બોલ્યોઃ "જાણતો નથી. જાણવા માંગતોય નથી"

"તોય સાંભળ જુવાન! મારૂં નામ બારાજી. હું પતરીનો ઠાકોર!" આગેવાનની અવગણના દૂર થઇ. તેના ચહેરા ઉપર સન્માન પ્રગટ્યું અને તે બોલ્યોઃ "કહો ભા! કાંઈ કહેવું છે?"

"કહેવું છે તો ઘણું. પણ કહેવા જેવું તમે રાખ્યું છે શું? છતાંય જાણો છો આજ શું અનર્થ થાય છે તે?"

"ના બાપા!"

"રા'નો આ પઠાણ નોકર આજ મારી સામે સમશેર ચલાવી શકે છે! મા આશાપુરા! દેશનું શું થવા બેઠું છે? જાડેજાઓમાંથી ઉતરી આવેલા સમાંતરી મિંયાણાઓ મહાજનના શેઠને કમોતે મોકલે છે. હર હર!"

ઠાકોરનો અશ્રુભર્યો અવાજ કંપ્યો. તે મૂક બની ઊભો રહ્યો. એની આંખોમાં અણદીઠાં આંસુ ઉભરાયાં. એનો ધીમો ગદગદ અવાજ ધ્રૂજતો આગળ વધ્યો: "મિંયાણા! કંઇક અનાથોને તેં માર્યાં હશે! કંઇક ભાગતાને નોંધ્યા હશે! કંઇક ફડફડતી બાઇયુંના ચૂડા ફોડ્યા હશે! જાડેજાનો તું સપૂત! કંઇક તારી પાસેથી નાસી જતા ઉપર તેં કેટલાયે ઘા કર્યાં હશે! પણ લે આ મારી સમશેર અને મને માર! હું અનાથ નથી, તારાથી ભાગતો નથી. મારે કોઇ ફડફડે એવી બાઇ નથી. આ દેશનું ઊંચામાં ઊંચું રજપૂત લોહી આ નસમાં ભર્યું છે. તારી સમશેરથી કાઢી લઇ ધરાઇને પી લે."

માથું નમાવી જડ જેવા બનેલા મિંયાણા સમક્ષ ઠાકોર નીચું જોઈ ઊભો રહ્યો. ફરીથી તે બોલ્યો: "પરંતુ મારી નજર આગળ તો મહાજનનો શેઠ તારા જેવાના કે રા'ના પઠાણ જેવાના હાથમાં નહિ પડે."

"કાકા! પણ છે શું?" મિંયાણાએ પ્રશ્ન કર્યો અને બારાજીને તેણે માનપૂર્વક ઊભો કર્યો.

"દેવકરણના નાતીલા અને દેવચંદ શેઠના ભાઇને આ રા'નો નોકર ફાંસીએ દેવા લઈ જાય છે, માંડવીને પાધર."

"કોને? દેવા કાકાના ભાઇ મેઘા શેઠને? મહાજનના શેઠને ફાંસી, અને તે માંડવીને પાધર! બને નહિ. આ રાજના ને રાં'ના રામ એટલા ઉઠી ન જાય! માંડવીમાં તો ફાંસી હોય નહિ! જ્યાં કીડી ન મરાય ત્યાં કાંઇ મહાજનના મોટા શેઠને ફાંસીએ ચડાવાય!"

"તો જોઇ લે તારી મેળે!" માફાનો પડદો દૂર કરી બારાજી જાડેજો બોલ્યો.

મોટી ફાળ ભરીને મિંયાણો ઊંટગાડી પાસે આવ્યો. દોરડાંથી બંધાયેલા શેઠને તેણે જોયો. ત્રાસ અને તિરસ્કારથી તેની આંખો સળગી ઉઠી.

"મેઘાભા! નીકળ બા'રો. આ ઠાકોર કહે છે એ વાત ખરી છે!"

તેણે દોરડાંના બંધ ઉતાવળા છોડી નાંખ્યા. સંકોડાઇ ગયેલાં અંગોને

મરડીને સમારતો, કળ ઉતારતો, શેઠ નીચે ઉતર્યો. મિંયાણાના પ્રશ્નના ઉત્તરમાં તેણે પોતાનું માથું માત્ર ધુણાવ્યું.

કામદેવને ભસ્મીભૂત કરવા ત્રીજું લોચન ઉઘાડતા ધુર્જટી સમો ક્રોધ અને રોષનો ભયંકર જ્વાળામુખી મિંયાણાની આંખમાં ફાટી નીકળ્યો: "રાં' દેશળની ગાદીએથી આવા હુકમ છૂટે છે? મહાજનના શેઠને મહાજનના ગામને પાધર ફાંસીયે દેવાય છે! અમે બહારવટીયા, નીચ લૂંટારા અને જીવતા રાક્ષસો! પરંતુ આ કાળાં કામો અમારાથી ન થાય! ગમે તેમ તોય મહાજન તો માબાપ છે. અને એમાં આ તો દેવચંદનો ભાઇ." ભારથી એનું હૈયું બેસી જતું હોય એમ તે થંભી ગયો.

એકાએક તે મેઘજી શેઠ તરફ ફર્યો. તેણે તેનો કાળો હાથ તેના તરફ લાંબો કર્યો. તેનો પહાડી કંઠ ફાટતો ગાજ્યો:

"અને તમેય બધા લુવાણા ને વાણીયા ને નાગરોય મહેતા મુત્સદ્દી કહેવાઓ પણ અક્કલના અધૂરા અને હૈયાફૂટા છો! શું જોઇને આવી નોકરી કરવા એક બીજા ઉપર તૂટી પડો છો અને એક બીજાના પેટ ફોડે એવી ખટપટો કરો છો? જાણો છો, જુવો છો, નજરે ભાળો છો, એક બીજાના હાલ અને હાલત! એક આદમીની ધૂની આજ્ઞા ઉઠાવવા તમારાં હૈયા શા માટે વેચો છો? શા માટે એની ખુશામત કરો છો? તમારી આબરૂ અને જાતને અને બાઇડીછોકરાંને એક માણસની ધૂનને ભરોસે મૂકતાં લજવાતા યે નથી? તમારી ચાકરી સારી હોય, અમારા જેવા કંઇક ગરીબોને રોવરાવી રાજના ખજાના તર કરો અને છેવટ તો આ હાલતને?! અરે, બીજો ધંધો કરીને સુખે કમાઇ ખાઓ અને ન ભરાતું હોય તો પેટ ફોડી નાંખો!"

મિંયાણો ચૂપ થયો, અને એના આવેશથી સહુ જડ જેવા બની ગયા.

થોડી વારે મેઘજી શેઠ બોલ્યો: "તારી વાત ઠીક છે. જ્યાં મહેનતની કદર નહિ, બુદ્ધિની પરીક્ષા નહિ, જ્યાં સેવામાં માન નહિ, અને બધુંયે ખુશામત ઉપર કે નીચતાની ચશ્મપોશીથી જ ચાલતું હોય, ત્યાં સેવા કરવા કરતાં મરી જવું બહેતર છે."

"ભા! મારૂં લગાડીશ મા હો! હૈયે ચડયું એ હોઠે નીકળી ગયું. અમે તો જડસા ને બુસા કહેવાઇએ."

"જડસા અને બુસા છતાંય તેં આજ મને એક એવી શિખામણ આપી છે કે જે હું કદિ નહિ ભૂલું."

"ઠાકોર!" મિંયાણાએ મુદ્દાની વાત પકડતાં કહ્યું: "આ પઠાણનું શું કરવું?"

"ભાઇ! એને જવા દો. એના માલીકને જ એમનો ઇન્સાફ સોંપી દો. હું ન ભૂલતો હોઉં તો રાં'જ એને એવો બદલો આપશે કે જેવી હિંમત આપણે ન કરી શકીયે."

"હા ભા! ઠીક છે તારૂં કહેવું." અને પઠાણોની ટોળીને સંબોધનો એ બોલ્યો: "એ—એ-ને આ ભૂજનો મારગ! પાછું વળ્યા વગર વહેતા થઇ જાઓ!"

"પણ–" મસુદ બોલવા જતો હતો, તેને હાથવતી ઇશારતે અટકાવતો મિંયાણો બોલી ઉઠ્યો: "હવે બહુ લપલપારો છોડીને વહેલો થઇ જા! જે કહેવું હોય એ તારા રાં'ને કહેજે, સમજ્યો? અમારે છે ઉતાવળ અને કહેવાઇએ પણ ઉતાવળા. વાતે વાતે હાથ સખણા ન રહે. સમજ્યો? માટે હવે ડાહ્યો થઇને વહેતાં મૂકી દે!"

એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર વધારે શ્યામ બનેલો, કંપતો મસુદ પાછો ફર્યો. એના ફડફડતા હોઠમાં સમાએલા ઉચ્ચારો તેણે થયેલ અપમાન, પરાજય અને તિરસ્કારથી ત્રસ્ત થઈ દબાવી દીધા. ઘોડા ઉપર બેસી એ અને એના પઠાણ સાગરીતો ત્યાંથી ચાલ્યા ગયા.

એ દેખાતા બંધ થયા અને મેઘજી શેઠ બોલ્યો: "હવે અમારૂં શું કરવું છે?"

"તમેય પડો મારગે અને અમેય ઉપડીએ."

"જે જાન તમે બચાવ્યો તેને વધારે જોખમમાં ન મૂકવો હોય તો મને અંજાર સુધી વળાવો." અને ઠાકોર બારાજી તરફ ફરીને તે બોલ્યો: "ઠાકોર! આપ પણ અંજાર પધારો."

"પણ શેઠ! તને અંજાર સંઘરશે? સંઘરીને પણ જીરવશે? નહિતર ચાલ મારે ગામ."

"ઠાકોર! આજના બનાવ માટે આપનો આભાર મારે માનવાનો. તેમાં હું વધારો નહિ કરૂં. મેઘજી શેઠ મરેલો નથી, હવે કમોતે મરવાનો નથી, એ તો હવે મારે બતાવવું રહ્યું. જીવું છું ત્યાંસુધી ભીડ પડ્યે યાદ કરજો. કાળી રાત્રે હાજર થઇશ."

"ઠીક ભા! જેવી મરજી. હુંય આવું તારી સાથે. ત્યાંથી પતરી જઈશ."

મેઘજી શેઠ મિંયાણા તરફ ફરી બોલ્યોઃ "તારી આજની સેવાનાં ઋણ તો કદિયે ન ઉતરે. પણ ભવિષ્યમાં કામ પડે; માટે કહેતો તો જા કે તારૂં નામ શું?

"મારૂં નામ તો મહમદ સેતો. લ્યો ત્યારે, થઇએ ચાલતા. વેળાસર પહોંચી જઇએ. અમારે હજી છેટે જવું છે."

વાતો કરતાં કરતાં દૂરથી અંજારની દિવાલો દેખાઈ. મહમદ સેતો ત્યાંથી જુદો પડયોઃ "લ્યો ત્યારે સલામ! જરૂર પડે યાદ કરજો. કામકાજ કહેવરાવજો. બોલ્યું ચાલ્યું માફ કરજો."

# પ્રકરણ ૧૧ મું.

## મહાજનનો દંડ કેમ વપરાયો?

"પણ-પણ મસુદ! તું શું એમ કહેવા માંગે છે કે મિંયાણાઓ મેઘજી શેઠને છોડાવી ગયા?" રા' રાયધણનો ઉશ્કેરાયેલો અવાજ ઘેરો અને ખોખરો બની ગયોઃ "અને તું જીવતો કહેવા આવ્યો?"

"બાવા! જીવતો નર ભદ્રા પામે એમ કયાંક સાંભળ્યું હતું. તે બરોબર એજ અવસરે મોઢે ચડી ગયું."

"યા ખુદા!" જાડેજો રાજ ખુદાને સંભારતો બોલી ઉઠયોઃ" કયાં ગયા જુના જમાનાના સેવકો! રા'ના નામ અને કામને ખાતર જાનને ફના કરવા તૈયાર થનારાઓની ઓલાદ મરી ખૂટી કે શું?"

આકાશમાંથી ઈશ્વરે તો પ્રત્યુત્તર આપવાની જરૂર ન જોઇ; પરંતુ ઓરડામાં ઉભેલા જમાદાર ડોસલવેણે તકે ઘા મારવાની આવશ્યકતા જોઈ અને તે ધીમા સચોટ અવાજે બોલ્યોઃ

"બાવા! એવી ઓલાદ તો મરી નથી પરવારી પણ એવા રા' ગાદીએ નથી આવતા."

"એટલે?" રા' ક્રોધથી કંપતો બોલ્યો.

"એટલે બાવા એમ કે, નોકર નોકરી કરે સારી તો બદલો શો? સારી નોકરી કરી ક્યારે કહેવાય?"

"કેવો મૂરખ સવાલ! મારી આજ્ઞા અક્ષરશઃ ઉઠાવે! હું કહું એમ કરે, કાળી રાતે માથું દે એને ન્યાલ કરી નાંખું. પૂછો મસુદને." રા' બોલ્યો. જમાદારની બુદ્ધિમાં પણ વૃદ્ધત્વનો દોષ રા'ને ભાસવા લાગ્યો.

"બાવા! તમારી આજ્ઞા ઉઠાવવા હજારોને પીડે, તમે કહો તેમ કરવા–ન કરવાનાં કામો કરે અને કાળી રાતે જ કામ થાય એવા કામમાં કાળી રાતે માથું આપે, એમને!"

"આ શું બકો છો જમાદાર?" રા' આશ્ચર્યથી બોલ્યો.

"બાવા! મારું કહેવું એમ છે કે એ કાંઇ ચાકરી ન કહેવાય. એ તો કાંતો પેટને માટે દેહને વેચવા જેવું કહેવાય ને કાંતો ગુલામી કહેવાય. આપ જાણો છો કે કચ્છમાં ગુલામી નથી ને ગુલામો પાકતા નથી."

જડ જેવો બનેલો રા' મૂઢતાથી થોડી વાર થોડાબોલા ગણાતા જમાદાર સામું જોઈ રહ્યો. પછી કંટાળાથી બોલ્યોઃ

"ડોસલ વેણુ! આપણે નોકરી ને ગુલામીની ચર્ચા શા માટે કરવી જોઇએ? તમે શું કામે આવ્યા છો તે કહો! મારે હજી બીજાં ઘણાં કામકાજ છે."

"બાવા! તમારા કામકાજમાં મારે વિલંબ કરાવવો ઠીક નથી. હું તો આવ્યો છું મહાજનને માટે. બાવા! એ ઠીક થયું નથી. ભારે અનર્થ થઇ ગયો છે. જાડેજાના રાજમાં બાર ગામનું મહાજન કેદ થાય નહિ. બાવા! મહાજન એટલે તો રાજલક્ષ્મી જીવતી ને જાગતી. એનાં તો સન્માન હોય, એને હાથે કડી ન હોય!"

"તો જઇને કહો મહાજનને કે મારી સામે કેમ થાય છે? હું કોણ? હું કચ્છનો રાજા! મારી આજ્ઞા છે અને એનો ભંગ કરનાર સજા ભોગવે. સજા ભોગવનાર ગમે તે હોય તેની મને પરવા નથી. દંડ આપી દે."

"બાવા! દંડ પણ ભારે છે, અને દંડ દેવાનું કારણ નથી. વગર કારણે આવી સજા શોભે ખરી?"

"વગર કારણે! મારા રાજના ખજાનામાં નાણું નથી, ત્યારે મારી રૈયત મને ન આપે? મારું ખર્ચ મારે કેમ ચલાવવું? મારા પઠાણોને પગાર ક્યાંથી આપું? મારી ફોજને ક્યાંથી ચૂકવું? મારે જોઇતી ચીજો અને મારો વૈભવ નાણાં વગર કેમ બને? હું રાજા છું, ઇશ્વરે મને ગાદી દીધી

છે. તો મારૂં રાજાપણું શોભાવવાને પૈસા રૈયત નહિ આપે તો મારે જાતે લેવાજ જોઇએ. એમાં વળી આ તો રાજદ્રોહનો ભયંકર ગુન્હો છે. કરોડ કોરીથી ઓછો દંડ કરવાનું બની શકશે નહિ."

"પણ બાવા! ત્યારે ખર્ચ ઓછો કરી આવકમાંથી નિભાવો તો?"

"ખર્ચ ઓછું થઈ શકે એમ નથી. શું આ પઠાણોને રજા આપું? એથી તો મારી શોભા છે. શું મારી ફોજ ઓછી કરૂં? એથી મારી સત્તા છે. મારી રખાતોને રજા દઉં? એથી મને આરામ છે! મારા હજુરીયાઓને રજા દઉં? એથી મને ગમત પડે છે!" રા' રાયધણે ખર્ચ ઓછું કરવાની સંપૂર્ણ અશક્તિ બતાવી.

"બાવા, પેલો ફકીર—" ડોસલ વેણુ બોલતો હતો તેને અટકાવી રોષથી લાલ આંખે રા' બોલી ઉઠ્યો:

"ચૂપ કરો, જમાદાર! એ તો મારા પીર સાહેબ છે. પીર સાહેબ માટે કાંઇ બોલતા નહિ. જીવતા જાગતા પીર કાંઇ વારંવાર મળતા નથી. હવે લાંબીટુંકી રહેવા દો અને મહાજનના શેઠોને કહો કે, રાજહઠ આગળ પોતાની હઠ છોડી દઇ દંડ આપી માફી માંગી લે!"

"તો બાવા! હવે તડજોડ કરો. કરોડ કોરીએ પાયમાલી થઇ જાય, કાળો કેર વરતી જાય ને હાહાકાર બોલી જાય. હવે ગરીબ લોક ઉપર દયા કરો." ડોસલ વેણુ નમ્રતાથી બોલ્યો: "આ સેવકની ચાકરી સામું જોઇ કાંઇ ખમૈયા કરો."

"તો જમાદાર! તમારૂં માન રાખ્યા વગર છૂટકો નથી. તમારા જેવા રાજભક્ત સેવકના બોલ અમારે પણ વિચારવા ઘટે છે. મહાજન કેટલો દંડ દેવા તૈયાર છે?"

રા'ના નમી પડવાથી ડોસલ વેણુનો આત્મા રાજી થયો. તે આતુરતાથી બોલ્યો: "બાવા! મહાજન ત્રીસ લાખ કોરી આપવા રાજી છે. ક્યારનું ય એ ત્રીસ લાખ તો દેવા તૈયાર જ છે!"

"તો જાઓ અમારે ત્રીસ લાખ કોરી કબૂલ છે, પણ એક શરતે. દંડ અમને આજ ને આજ મળી જવો જોઇએ. જામીન–બામીન આપવા લેવાની વાત નહિ."

"જીએરા! કચ્છના ધણી! હમણાં ગોઠવણ કરી દઉં."

બાર ગામના મહાજનને કેદ કરવાનું ભયંકર સાહસ રા'એ કરેલું

જોઈ ડોસલ વેણુનો આત્મા કંપી ઉઠ્યો હતો. આ સાહસમાંથી કાંઈ અનિષ્ટ થાય અને અત્યાચાર થાય અને રાજ્યનું અહિત થાય, તે પહેલાં કાંઈક કરી સમાધાન કરાવવાને ડોસલ વેણુ પોતાની રાજ્યભક્તિની ભાવનાએ પ્રેરાઇ રા' પાસે આવ્યો હતો. પોતે કરાવેલ સમાધાનથી ઉભય પક્ષ સંતુષ્ટ થશે એવી અસ્પષ્ટ આશા સેવતો ડોસલ વેણુ મહાજન પાસે જવા ચાલતો થયો.

રા'ની સાધારણ પ્રકૃતિથી વિરૂદ્ધ દેખાતી આ નીતિથી મસુદ થોડી વાર તો દિગ્મૂઢ બની ગયો. રા'એ એક નોકરને નમતું આપી રૈયતનું માન રાખ્યું, અને પોતાનું વજન નહિ ? પૃથ્વી રસાતલ જતી મસુદે અનુભવી.

તે દબાયેલા સ્વરે બોલ્યો : " બાવા ! બસ ત્રીસ જ લાખ ! આવડી બધી મહેરબાની ?"

રા'એ હાસ્ય કર્યું. પૃથ્વીનું પાતાલ ફાટી સાક્ષાત્ નરકનાં દર્શન થતાં હોય એવી ભયંકરતા એની આંખમાં પ્રકટી. " મસુદ ! તું તો મૂર્ખ રહ્યો ! ડોસલ ડોસો તો મૂરખ છે અને આજ મૂરખ બન્યો ! પણ તુંય નથી સમજતો ?"

" શું ?" આશ્ચર્યથી સ્તબ્ધ બની મસુદે પૂછ્યું.

• " તો સાંભળ." રા' બોલ્યો: " આ ત્રીસ લાખ તો આજ મળશે. એટલે ભુજમાં કોને ત્યાંથી લેવાય છે એની પણ ખબર પડશે, સમજ્યો ? બોલ આપણે કાંઇ ખોયું ? પછી ત્રીસ લાખનો સંઘરનાર છે ને રાજ્ય છે !" રા' હાસ્ય કરતો બોલ્યો: " તેમ વળી આપણે કેટલાંક બીજાં કામ પણ ઉતાવળથી કરવાનાં છે, એટલે પૈસો તરત જ જોઇએ છીએ. ત્રીસ લાખ કોરી રોકડી મળે પણ કરોડ તો મળે જ નહિ. ઉધાર રાખીયે તો મળે નહિ. એ તો હાથે તે સાથે." રા'એ રાજનીતિની વ્યાખ્યા કરી.

મહાજનની પાસેથી ત્રીસ લાખ કોરી લેવી ઠરાવી એ વાત સાંભળી પોતાને માનભંગ થયેલો સમજતો દિવાન વાઘો પારેખ એકદમ અંદર આવ્યો. મસુદને જેમ સમજાવ્યો તેમ તેને સમજાવી રા' આગળ બોલ્યો:

"હવે દિવાન, જુઓ ! પતરીનો ઠાકોર આપણા કામકાજમાં દખલગીરી કરવા વચમાં પડ્યો. તેની ઉપર એકદમ ચડાઇ કરો. મારી સત્તાનો વિરોધ કરનાર ઉપર એ સત્તાનો લોખંડી પંજો બેસાડો. એક કામ એ અને

એટલા માટે નાણાંની ઉતાવળ કરવી પડી. બીજું પીર સાહેબને વારંવાર મારી પાસે પૈસા માગવા પડે અને આપણી પાસે ન હોય તો ના પાડવી પડે એ પણ શોભતું નથી. એમને માટે એક વેરો આખા દેશ ઉપર નાંખી ઉઘરાવવાની ખાસ ગોઠવણ કરો.”

“ફોજની ગોઠવણ ડોસલ વેણને જ કહું ને?”

“હા, એને કહેજો. એ ડોસો હમણાં હમણાં દોઢડાહ્યો બહુ થાય છે. વચમાં બહુ આવી વગરમાગી સલાહ આપે છે. પણ હજી આપણે એનું કામ છે. આપણું કામ પાર પડે પછી એનું ઓસડ કરવું પડશે. કેમ મસુદ!” રા’એ મસુદ તરફ જોઇ કહ્યું.

પોતાને માટે ઉચ્ચારાયેલા અભિપ્રાય અને ગોઠવાયેલાં પાટીયાંથી અજ્ઞાત ડોસલ વેણ તો મહાજન પાસે ચાલતો જતો હતો. એણે એ શબ્દો સાંભળ્યા હોત તો?

## પ્રકરણ ૧૨ મું.

### ત્રીસ લાખ કોરી.

રાજકાજના કાવાદાવાથી અજ્ઞાન એકમાર્ગી જમાદાર ડોસલ વેણ ધીમે ધીમે આગળ વધ્યો. માર્ગમાં બે ચાર વેપારીઓને સમાધાન થઇ ગયાના અસ્પષ્ટ સમાચાર આપ્યા. કુતૂહલપ્રિય મેદની અને જિજ્ઞાસુ બનેલા વેપારીઓ સાથે એ મહાજનના વંડામાં પહોંચ્યો.

અસ્ત થએલા, માત્ર સ્મૃતિમાં આલેખાયેલા, પરંતુ પ્રતિદિન હૈયે ચડી આવતા રા’ દેશળના સમયના સુવર્ણયુગના છેલ્લા અવશેષ સમો જમાદાર વંડામાં આવ્યો અને એને સહુએ વિંટળાઇ વળ્યા. બંસીધર કનૈયાને વિંટળાઇ વળતી આશાભરી ગાયો જેવી આંખોવાળા મનુષ્યો, એ યાદવકુળભૂષણના ઓગણીસમી સદીના વંશજની ફોજના મુસ્લીમ સરદારને પોતાની અવશેષ આશાની દેહધારી પ્રતિમા લેખતા તેના મુખમાંથી શું શબ્દો નીકળે છે તેની આતુર પ્રતીક્ષા કરતા તેને ઘેરીને ઊભા થઇ રહ્યા. વૃદ્ધત્વથી અશક્ત થતી આંખો પર કરચલીવાળો હાથ રાખી જમાદારે

એક સર્વગ્રાહી દૃષ્ટિ ફેંકી અને એનું હૈયું ભારથી બેસી જતું હોય એવી વિષમ મુંઝવણુ તેને થઈ.

મૂઠી ચણા અને વાટકી પાણી ઉપર ત્રણ ત્રણ દિવસ જીવનનો આધાર રાખનારા કચ્છના લક્ષ્મીનંદનોની દુર્દશા તેના હૈયામાં શૂળ ભોંકતી હોય એવી વ્યાધિ કરવા લાગી. આંખો ઉંડી ઉતરી કાળાં કુંડાળાંની વચ્ચે આંસુ અને ઉજાગરાથી લાલ રંગાઈ ગઈ હતી. નૂરવિહોણા બનેલા ચહેરા ઉપર અંધારી રાતે મેઘલી મળી હોય ત્યારે વચમાં ચંદ્ર પ્રગટી અદ્રશ્ય થાય, એમ આશાની ક્ષણભર છવાયેલી જ્યોતિ ઉપર ભૂખ અને દુઃખના પરિતાપની શ્યામલતા છવાઇ ગઇ. નોધારાના આધાર સમો, જીવન સંભાવનાની જ્યોત્સ્ના સમો ડોસલ વેણુ ડોસો એક ક્ષણ મૂક અને મૂઢ બની ગયો. પોતે જેની સેવા સ્વીકારી હતી તેની ભયંકર સત્તાના પાશવી સામર્થ્યનું તેને સ્વપ્નદર્શન થયું. ક્ષણભર એની લશ્કરી કાયા પવનમાં પાંદડું ધ્રૂજે એમ ધ્રૂજી ઉઠી!

"લ્યો શેઠીઆઓ!" દબાએલા સ્વરે તે બોલ્યો. પોતે આ ભીષણ પાશવતામાં સાથીદાર નહિ તોપણ જવાબદાર તો હતો એમ લાગ્યું. પોતે કરેલા કૃત્યનું ગૌરવ એના હૃદયમાંથી ઓસરી ગયું, પરંતુ કરેલા કૃત્યની આવશ્યકતા અને અનિવાર્યતા મૂર્તિમંત થઇ એને પ્રેરવા લાગી. વિચારમાં પડેલો દેખાઇ તે થોડી વાર ચૂપ રહ્યો. પછી આગળ વધતો બોલ્યો: "લ્યો શેઠીઆઓ! હવે મ મુંઝાઓ ભલા! રા' તમારી વાત માને છે. ત્રીસ લાખે છોડી દેશે." અને બનાવટી આનંદનું ફીકકું હાસ્ય તેના ચહેરાને વધારે વૃદ્ધ બનાવતું દેખાયું.

"પણ દેવી કેવી રીતે? હામી કોણ રાખ્યા?" એક શેઠ બોલી ઉઠ્યો.

એક કરોડ કોરી આગળ તો ત્રીસ લાખની રકમ ભલે નજીવી ગણાય, રા'ના પઠાણી દરબારમાં ભલે એ રકમના આંકડા ઉપર તિરસ્કાર બતાવાય, પરંતુ ત્રીસ લાખની રકમ પણ થોડી ન હતી. એવડી રકમ મહાજનના ગજવામાં કે પાઘડીના આંટામાં ન હોય! જમાદારને જે વાત પહેલાં ન સમજાઈ તેની ગંભીરતા હવે ભાસી અને તે વીલો પડતો બોલ્યો: "રા' હામી લેવા તો ના પાડે છે. રા'

એકલો હોત તો લેત પણ સહુઓ પણ હતા. ફોરી તો આજ ને આજ ભરવી જોઇએ."

"પણ એવડી રકમ તે કાંઇ એમ ને એમ ભરાય ? આખી રકમની વાત તો શું પણ વરાડ આવશે ગામદીઠ અઢી લાખ જેટલો ! એને માટે આઘાપાછી ને વારાફેરા કરવા પડશે. રોકડ તો કાંઇ થોડી ઉછળે છે કોઇને ત્યાં ?" એક શેઠ બોલ્યો.

"પણ ત્યારે કરવું કેમ ?" માંડવીનો હંસરાજ બોલ્યો.

"સાંજે તો કોઇ હિસાબે નહિ ભરાય. નકામી વાત શું કરવી ?" મુંદ્રાના ટોકરશીએ સ્પષ્ટ વાત કહી.

"બાર ગામનું મહાજન મારા બાપને પાથરણે મારે બોલાવ્યે આવ્યું છે. દશ લાખ બીજો કોઇ આપે તો વીસ લાખ મારી." આસકરણ શેઠે જમાદારને કહ્યું.

"તો કોઈ દશ લાખનો દેનારો મળે તો શરાફી હુંડીઓ આંહી બેઠાં લખી દઇએ. અમારો એટલો વિશ્વાસ તો છે ને ?"

"તમારા કોટીયાઓના સઢો મસ્કત ને બસરાનાં બંદરોમાં ફરફરે અને તમારી હુંડીઓ કોઇ પાછી ઠેલે ? પણ ભા ! ગજુંય જોવું જોઇએને ! એક લાખ મૂકો મારે નામે." ભૂજનો એક બીજો શેઠ બોલ્યો.

"તો પછી મારીયે લાખ નોંધો !" એક વાણીયો-ભૂજનો બોલ્યો.

"તો આ બાવીસ તો થઇ. હવે આઠ રહી. છે કોઈ બીજો ?"

"ગજું તો નથી પણ મહાજનનું કામ છે. મારી ત્રણ લાખ મૂકો." એક બીજો ભૂજનો શેઠ બોલ્યો.

"તો પછી, મારી કરો વીસને બદલે પચીસ." આસકરણ શેઠ હિંમત ધરીને બોલવા જતો હતો.

એકાએક માનવમેદનીને છેડેથી એક અવાજ ગાજી ઉઠયો: "અલ્યા ડાહીમાના ધેલાઓ ! કાંઈ વાત તો સમજો છો કે ના ? આમજ વેપલો ડોળો છો કે કાંઇ રીત જાણો છો ?"

સહુની આંખો એ અવાજ તરફ ફરી. પાપડી ભેગી યેળની માફક વાણીયાઓ સાથે પહેલેથી પકડાયેલા કારીગર ગોસાંઇને ક્રોધ અને તિરસ્કાર વર્ષાવતો તેઓએ જોયો.

"કાં, કાશીગર શું છે?" આસકરણે પોતાના મિત્રને પ્રશ્ન કર્યો અને ઉત્તર સાંભળવાની આતુરતા સામુદાયિક જણાઇ.

કાશીગર લાંબી ફાળો ભરી વચમાં આવ્યો: "વાણીયાઓ! ખાંડ ખાઓ માં ખાંડ! આ ફાળો આમ થાય? નખ્ખોદ ઘલાવવું છે આ ભરનારાઓના ઘરમાં? આજ જ ત્રીસ લાખ કોરી માંગી છે તેનું કારણ સમજો તો ખરા. રા'ના ઘરમાં ભૂખ નથી આવી. પણ વાઘા પારેખને નથી ઓળખતા? અલ્યાઓ! કોરી લઇ લેશે ને હુંડીઓએ લઇ લેશે ને હુંડીઓ નહિ સીકરાય ત્યાંસુધી તમને ગોંધી મેલશે. વળી આ બે-ચાર ભરનારા આંખે ચઢશે એ તો વ્યાજમાં. કાલ નહિ તો પરમ દિવસે પઠાણોની ધાડ પડશે એમના ઘરમાં! કોઇ નજીવા બહાના નીચે ગોંધી મેલી નીચોવી નાંખશે. અને રા'ની કરોડ કોરી ખોટી નહિ થાય! ત્રીસ લાખ રોકડ ને ત્રીસ લાખ હુંડીની! સાઠ તો મારી નજરે રા'ને દેતા હું તમને જોઉં છું! ત્યારે બાકી ચાલીસ સારૂ આ ભરનારના ઘરબાર થાશે લીલામ ને જીવના જાશે એ જૂદા! દુનિયાના વેપલા ખેડનારા! કાંઇક તો અક્કલ રાખો!"

રા'ની મનોવૃત્તિ અને નીતિ સચોટતાથી સ્પષ્ટ થતી સાંભળી ભયંકર સર્પને જોઇ સહુ કોઇ મૂઢ બને એમ ક્ષણભર મૂઢ બની ગયા. પછી સહુ વિચારગ્રસ્ત થયા. કાશીગરે રજુ કરેલી ભીષણ સંભાવના અસંભવિત તો ન હતી એમ સહુને લાગ્યું. ફાળો ભરનારા ત્રણે વાણીયાઓ તો છાતીએ હાથ દઈ ભોંય પર બેસી ગયા-પડી ગયા.

"હોય નહિ." જમાદારનો રૂંધાતો અવાજ સંભળાયો: "રા' ન કરે એવું. એવી વાત બને ખરી? વચન દીધા પછી રાજા ફરે? મારા રા'માં ભરોસો રાખો."

"તમારા રા'માં ભરોસો રાખવાના દહાડા વહી ગયા, જમાદાર!" કાશીગરનો તિરસ્કારભર્યો અવાજ ગાજી ઉઠ્યો: "તમને વિશ્વાસ હોય તો થાઓ તમે હામી કે રા' બીજી કોઇ રીતે વધારે લેશે નહિ."

જમાદાર આ સીધા આહ્વાનથી કમકમ્યો. કાશીગર કેવી ભયંકર

વાતો કરી સહુને ડરાવતો હતો! જાડેજો રા’ એમ કરે ખરો? રા’ તો ન કરે. એ તો ગાદીનો ધણી! એ બોલ્યોઃ

“રા’ તો રૈયતનો દેવ. દેવને દોષ ન દઇએ. દોષ આપણાં કરમને દઇએ. કરમ એવું હોય ત્યાં બીજાને શું વખોડવો?” જમાદારનો રાજભક્ત આત્મા પીડાયો હોય એમ એના અવાજ ઉપરથી લાગ્યું.

“કરમ તો ફૂટયાં કચ્છમા માને પેટ પડયા ત્યારથી. અને તમારો એ દેવ દોષિત ન થાય તો થાઓને જામીન, એટલે થઇ જાય ફેંસલો!” કારીગરે જમાદારને સાફ વાત કહી.

જમાદાર ચૂપ થઈ ગયો. એની ગાદી પ્રત્યેની રાજ્યભક્તિ રાજાની શુભનિષ્ઠાના જામીન થવા એને ઉત્તેજતી હતી. રા’ તો ધૂની છે. ધાર્યું કરે. અને એના પાસવાનો?

જમાદાર વધારે વિચારતાં અટકી ગયો. એ બોલ્યોઃ “રા’ની વાત તો જૂદી પણ વાઘા પારેખનો ભરોસો નહિ. તોપણ મહાજનનું કામ સરતું હોય તો લ્યો હું જામીન. કહો તો હું લખી આપું.”

કારીગર ચમકીને જમાદાર સામું જોઇ રહ્યો. નિર્બળ દેખાતા આ ડોસામાં એને નવો ભાસ થયો. એના તરફ એનું માન વધ્યું. ડોસલ વેણુ રાજભક્તિને સાધન નહિ પણ સાધ્ય માને છે એમ એ સમજી શકયો. છતાં પણ એની એ આંધળી રાજભક્તિ એને અર્થહીન અને અનર્થકારક લાગી. આવી વફાદારીના પાઠ ભણનારાઓ ખરૂં સત્ય કયારે સમજી શકે? એ ફરીથી બોલ્યોઃ

“તમે જામીન થાઓ છો એ આનંદની વાત છે. અમને નથી એટલો તમને રાજમાં વિશ્વાસ છે. પણ ધારો કે તમારી વાત ન રહી તો?” સૂચક પ્રશ્ન કરી કારીગર જમાદાર સામું જોઇ રહ્યો. ઉત્તર જાણવાની સહુની અપેક્ષા મુખો ઉપર તરવરી રહી.

“તો–તો હું મરીશ.” નિશ્ચયસૂચક અવાજે જમાદાર બોલ્યો.

સહુને આ ઉત્તર રૂચ્યો. જમાદાર મરવા તૈયાર થાય પછી એવા જામીનનો કોણ અસ્વીકાર કરે? મહાજનના શેઠીઆઓ શૂળીના વિઘ્નને કાંટે ગયું સમજી હર્ષઘેલા બની ગયા.

“જમાદાર!” કારીગર બોલ્યો.

"હવે રહેવા દે કાશીગર!" આસકરણ બોલ્યો: "જમાદાર જ્યારે છેલ્લે પાટલે બેસે છે ત્યારે પછી હવે વાંધો શું? હવે નકામી વાત ન કર. અડી છોડી દે."

"અરે પણ અક્કલના અધૂરાઓ!" કાશીગર ત્રાડતો બોલ્યો: "ધારો કે જમાદારની વાત ન રહી—"

"તો હું અલ્લાહના કસમ ખાઈ–ઇમાનના સોગન ખાઇ વચન આપું છું કે હું મારો પ્રાણ ત્યાગ કરીશ." લશ્કરી દઢતાથી ભૂજની ફોજનો સેનાપતિ બોલ્યો.

"તમે શૂરવીર છો એટલે મરો એમાં શંકા નહિ. કોણ જાણે કેમ પણ કામ કરતાં કરતાં મરવાની વાત આવી એટલે આપણા લોક રાજી થઇને નાચે છે, જાણે કે બધુંય મરવામાં જ સમાતું હોય. જીવીને કામ પાર ઉતારવાનું સમજ્યા જ નથી. તમારૂં મોત તો ઉજળું થાય પણ પછવાડે આ લોકનું શું?"

આ પ્રશ્નથી અણધારી અણવિચારેલી વિચારદિશા ખુલ્લતાં વાણીયાઓના સમૂહમાં ક્ષોભ વ્યાપી રહ્યો. મૂળ વાત સૂઝી જ ન હતી, તેઓનું શું!

"પછવાડે આ લોકનું શું?" જમાદાર ધીમેથી બોલ્યો: "હું મરૂં તો હું કેમ જાણું? જે એમના નસીબમાં હશે તે. હું તો મરી જાણું."

"એટલે એ કે અમારે તમને નકામા ખોવા, એમને?"

"નકામા કેમ? મારૂં મોત—"

"હવે ભા! મોટાઇની વાત મૂકને! અમે જાણીએ છીએ કે જમાદાર શૂરવીર છે, તે કહે છે તો મરવાનો. પણ પછી અમારી મોંકાણ શું માંડવી એ હું ક્યારનો પૂછું છું. મરવાનું જ પુંછડું લીધું છે તો અમારેય પછવાડે મરવું? ને અમારેય મરવું હોય તો કોરી શું કામ દેવી? આમ પહેલેથી જ મરીએ તો શું?" કાશીગર કંટાળીને ઉકળી જઈ બોલ્યો.

"પણ ત્યારે શું કરવું એ જ તુ કહે ને!" આસકરણે પૂછ્યું. એને આ ગોસાંઈની વાત રૂચી. એની વાત ખરા મુદ્દાની એને લાગી ગઇ. "અમને કોરી દેવાની ના પાડે છે, જમાદારને જામીન થવા ના પાડે છે. ત્યારે શું કરવું? રા'ને કાંઇ દેવું જ નહિ અને સમાધ લેવી એમ તારૂં કહેવાનું છે?"

કાશીગરનો આત્મા હવે પ્રસન્ન થયેલો દેખાયો: “હં, હવે શૂરવીરતાની મોટી મોટી વાતો છોડી આપણે વહેવારની વાતે આવ્યા. હું કહું છું કે ત્રીસ લાખનો વરાડ કરવો.”

“તે તો અમે કરતા હતા ને પૂરો ય કર્યો હતો. તેં અમને નવું શું કહ્યું અને ઉલટો પીંજણ પાટલો કર્યો?” આસકરણે તેને ઉત્તર આપી દીધો.

“અરે ભલા ભાઇ! ઉતાવળો કાં થા? ને મારો પીંજણ પાટલો તો એક વાર ડંકા ગજાવશે. વરાડ બેચાર પાસેથી નહિ પણ ભૂજની આખી રૈયત પાસેથી લેવો.”

“એ શું નવી વાત લાવ્યો?”

“વાત એ છે કે ભૂજમાં કમમાં કમ ચાલીસ હજાર માણસની વસતી છે. તેમાંથી દુબળાપાતળા દશ હજાર કાઢી નાંખો. ભૂજનું મહાજન થાય ભેગું ને કરે ઠરાવ કે જણ દીઠ સો સો કોરી લેવી.” કાશીગરે પોતાની યોજના રજુ કરી.

“તારી વાત માનીયે તોપણ કાંઇ બધાયના ઘરમાં કોરી રોકડી હોય ખરી?” એક માણસે મુશ્કેલી બતાવી.

“તે આ કોરીઓ હમણાં તો લાખને હિસાબે ભરાતી હતી, તે ત્યાંથી ખાનગી રીતે ઉછીની આપવી. પણ વસુલ તો આખી રૈયત પાસેથી ઉઘરાણું કરીને કરો. એક તો આવનારી આફત વહી જશે, ને રા’ને કે તેના પાસવાનોને નાણાંની ગંધ નહિ આવે અને બીજું ભૂજની રૈયતને પણ ખબર પડે કે આવા રાજમાં આવા વરાડ ચૂકવવા પડે છે. બીજા કેટલાય ચૂકવવા પડશે એ તો નારાયણ જાણે, પણ આ તો પતાવો.”

સહુને કાશીગરની વાત ગમી. કાશીગરે વર્ણવેલા લાભો અત્યારના સંજોગોમાં આવશ્યક હતા, એમ તેઓએ સ્વીકાર્યું. જમાદારે મૃત્યુને સ્વીકારવાની બતાવેલી શૂરવીર તત્પરતાના આવેશથી વિચારહીન બની જવાથી એમનું સંકટ ન ટળી શકત એવી તેઓને પ્રતીતિ થઇ. આ ડાહ્યા ગોસાંઈની તેઓએ હૃદયમાં કદર કરી. એમના મગજ ઉપરનાં આવરણો ખસી ગયાં. તેઓ વિચારે ચડ્યા, અને વિચાર એ જ વિપ્લવનું પ્રધાન બીજ છે.

# પ્રકરણ ૧૩ મું.

## ભાયાતી ચઢાઈ.

"કેમ વાઘા પારેખ! પછી કેમ પતાવ્યું?" ભૂજના રા' એ પોતાના દિવાનને પ્રશ્ન પૂછ્યો.

"બાવા! આપણુને કાલરાત્રે જમાદારે ત્રીસ લાખ કોરી પહોંચાડી દીધી, એટલે પછી મહાજનના શેઠોને મુક્ત કર્યાં."

"મુક્ત કરવાની એવડી શી ઉતાવળ હતી? એક રાતમાં કાંઈ મરી ન જાત."

"પણ બાવા! વળી એવું કાંઇ ન હતું. હુંડીઓ કે ચીઠ્ઠીઓ કાંઇ લખાણી નહિ."

"એમ! ત્યારે તો કોરી આપણા ગામના કોઇ શેઠે આપી ખરૂં? કોણે આપી કામદાર?" રા'એ સૂચક પ્રશ્ન કર્યો અને એના ચહેરા ઉપર અવર્ણનીય હાસ્યની છાયા પથરાઈ.

"બાવા! એમાં જ કોઈકનું કારસ્થાન લાગે છે. કોઇ બે-ચાર શેઠ પાસેથી કોરીઓ ન કઢાવી. આખા ગામમાં ઉઘરાણું કર્યું."

"એટલે?" રા'એ પ્રશ્ન કર્યો. એનું સ્વસ્થ હાસ્ય ઉડી ગયું.

"બાવા! કાલ ભૂજનું મહાજન થયું ભેગું અને ગામમાં જણદીઠ સો સો કોરી ઠરાવી. પછી જમાદાર ને બે-ચાર નીકળી પડ્યા. ભેગો પેલો આસકરણ પણ હતો, જેને ઘેર નાત ભેગી થઈ હતી તે. સાથે બે ત્રણ ગાડી રાખી ને ચકલે ચકલે શેરીએ શેરીએ ઉઘરાણું ઉઘરાવ્યું. કાંઇક સરવાળે હજારેક ખૂટતી હતી તે જમાદારે આપી."

"ભલા!" ભયંકર કટાક્ષભર્યા અવાજે રા' બોલ્યો: "મારી રૈયત તો પૈસાદાર દેખું. એક ઘરમાં ચાર પાંચ માણસ કલ્પીએ તોય બધાનાં ઘરમાંથી તાબડતોબ પાંચસો હજાર કોરી રોકડી નીકળી. ઘણું જ સરસ!"

"એટલે જ કહું છું ને, બાવા! કાંઇક કારસ્થાન છે. કોઈકે રાજ વિરૂદ્ધ ભંભેરણી કરી હશે એટલે આવો માર્ગ લીધો, ને ઉલટો રૈયતને ત્રાસ દીધો." જાહેર પ્રજા તરફ દિલસોજી બતાવવાનો ભાવ કરી વાઘો પારેખ બોલ્યો.

"હા! મનેય એમ લાગે છે, પણ કોણે આ ગોળો ગબડાવ્યો એની તપાસ ન કરી? બીજું તો ઠીક પણ મહાજન કોણે એકત્ર કરીને ઠરાવ કરાવ્યો?"

"મહાજન તો શેઠે ભેગું કર્યું. જગા મહેતાના ભાઈ હરજીવન મહેતાએ."

"એમ! જગો અચાનક મરી ગયો એનું વેર લેવા હરજીવન મહેતા કારસ્થાન કરે છે કેમ? ઠીક છે, જોઇશું. પણ વાઘા પારેખ! ફોજ તૈયાર કરી કે? આપણે પતરી ઉપર ચડી જઈ ત્યાંના ઠાકોરને ઠેકાણે લાવવાનો છે."

"પણ બાવા! એ રાજ્યનો મોટો ભાયાત છે, હોં! કાંઇક વિચારીને થાય તો ઠીક!"

"માટે જ તેને ઠેકાણે લાવવાની પહેલી જરૂર છે. બાર ગામના મહાજનને તો ઠેકાણે લાવી આપણી સતા તેના ઉપર બેસાડી. હવે એ વાણીયા કોઇ દિવસ ચૂં કે ચાં ન કરે, અને ભાયાતોને પણ ઠેકાણે લાવવા પડશે. એમાંથી સહુથી મોટાને જ દબાવીશું તો બીજા ચમકી જઇને નમી જશે. માટે પતરી ઉપર તો ચડાઇ કરવાની જરૂર છે." કચ્છના રા'એ પોતાની સત્તાને સર્વવ્યાપી કરવાની નીતિ સ્પષ્ટ કરતાં જણાવ્યું.

"તો બાવા! જમાદારને બોલાવું?"

"હા! એને મોકલો મારી પાસે."

થોડી વાર થઇ એટલે જમાદાર ડોસલ વેણુ માનભરી સલામ કરી એ ખંડમાં અંદર આવ્યો. અધીર પરિભ્રમણ કરતો રા' તેને સત્કારતો બોલ્યો:

"કેમ જમાદાર, આવ્યા?"

"જી હા! બાવાનું ફરમાન થયું એટલે."

"સારૂં. જુઓ જમાદાર! આજ ને આજ ફોજ તૈયાર કરો. આપણે ચડાઇ કરવાની છે."

"જો હુકમ, બાવા! પણ ચડાઈ કોના ઉપર? મોરબી ઉપર?" કચ્છ રાજ્યના પેઢીધર દુશ્મન ઉપર પોતાને હાથે થનાર ચડાઇની આશાથી સરદારનો ચ્હેરો ચમકી ઉઠ્યો.

"જમાદાર! તમને મોરબી જ મનમાં રમ્યા કરે છે." રા' એ

હસીને જવાબ દીધો: "પણ મોરબી સાથે તો મેં અમારા બાપદાદાનું વેર પતાવી દીધું."

"મોરબી સાથે પતાવી દીધું? પણ બાવા કેવી રીતે? કાંયાજીનું લોહી એમ ને એમ માને? એ તો જ્યારે મચ્છુને કાંઠે જઈ કચ્છનો રા' ઊભી આથાપુરની લડાઇના હિસાબ માગે ત્યારે જ પતે!"

"અરે! હવે મચ્છુકાંઠે ઉભવાના તરંગો છોડી દો. મેં તો મોરબીને આધોઇ મહાલ લખી દીધો."

તલ્વારનો ફટકો માથે પડ્યો હોય એમ જમાદારનું મગજ ક્ષણભર બ્હેર મારી ગયું. એના ચહેરા ઉપરનું નૂર ઉડી ગયું. હૈયું રૂંધાતું હોય એવી ગભરામણ તેને થઇ.

"બાવા! આધોઇ મહાલ લખી આપ્યો? અલ્લાહ! અલ્લાહ!"

"પણ એમાં તમને આવડી વ્યાધિ શી થાય છે? મારો મુલક હતો ને આપી દીધો. આ તો ઠીક છે કે મફત નથી દીધો. દશલાખ કોરી લઇને દીધો છે."

"દશ લાખ કોરી! રાજભક્ત લડવૈયાઓના લોહીથી લાલ રંગાએલા આધોઇની કિંમત રા' આજ કોરી ઢીંગલાથી આંકવા બેઠા? બાવા! કેટકેટલી મહેનતે અમે જ એ લોખંડી મેખ મારી હતી. આધોઇ, બાલંભા ને લખપત એ તો કચ્છનાં નાક. બાવા, લાખોનાં લોહી રેડાયાં છે એ માટે તો. બાવા! મારૂં માનો! તમારી રૈયતને ને મુલકને વેચો નહિ. આપી દો દશ લાખ કોરી ને મહાલ કબજે કરો."

"હવે એ રણવગડાની કિંમત એટલીય કોણ દે? એ તો વળી મોરબીને એ મહાલ ગળે વળગ્યો છે એટલે વળી આપણને દશ લાખ કોરી આપે છે. એના કરતાં તો બાલંભાનું ઠીક ઉપજ્યું કહેવાય." તિરસ્કારસૂચક શબ્દોથી બેદરકાર દેખાતા રા'એ જવાબ દીધો.

"પોતે સ્વપ્નમાં છે કે જાગે છે તેનું ભાન પણ જમાદારને ન રહ્યું: બાલંભા, લખપત!"

"આમ કેમ જમાદાર તમે મૂઢ ને જડ બનો છો? તમે રાજ-કાજમાં સમજો નહિ ને નકામી શું પંચાત કરતા હશો? જરૂર પડે તો મહાલો ગીરવી મૂકવા પડે ને વેચવાય પડે. રાજનાં ખરચ કેમ પૂરાં થાય?"

દિગ્મૂઢ બનેલો જમાદાર જડ જેવો થઈને ઊભો રહ્યો. કચ્છની કીર્તિધ્વજા સમા કાઠિઆવાડના કિનારા ઉપરનાં તેનાં થાણાંની આમ તિરસ્કારથી હરરાજી થતી–થએલી જોઇ તેનું હૃદય ત્રસ્ત થયું. જમીનનો પ્રશ્ન એક બાજુએ મૂકાય તોપણ ત્યાંની રૈયતનું શું! રાજાને રૈયતનાં વેચાણ કરવાનો કોઇ અધિકાર હશે? એના મનમાં જાગેલી મીમાંસાનું એ સમાધાન કરે તે પહેલાં રા' બોલ્યો:

"જમાદાર! મૂળ વાત ભૂલ્યા. આજ ને આજ ફોજ તૈયાર કરો. જોઇએ તે વાઘા પારેખને કહો. કાલ ચડી જવું છે."

"કોના ઉપર?" જમાદારે નિરાશ અવાજે જરા પણ આતુરતા બતાવ્યા વગર કહ્યું. રાજના સરજુના દુશ્મન સાથે લડાઇ કરવાની ન હતી. પછી શું?

"પતરી ભાંગવું છે!"

આધોઇ ને બાલંભાના સમાચાર પછી જગતમાં કોઇ પણ વસ્તુથી આશ્ચર્ય પામી શકાય નહિ એવી મનોદશા થોડી વાર પહેલાં અનુભવતા જમાદારને નવીન આશ્ચર્યનો અનુભવ હતો. રા'ના વિચાર, વાણી અને વર્તન જાતે જ આશ્ચર્યની પરંપરા છે એમ તેને લાગ્યું.

"બાવા! આંપણા ભાયાત ઉપર!! એને ઠપકો અપાય, કહેવાય, સમજાવાય, પણ એનું ગામ ભંગાય?"

રા'ને જમાદારના આશ્ચર્યની પરંપરા ન ગમી. જમાદારની વાત ટૂંકી કરવા તેણે ધાર્યું. ઘણી જ ખાનગી વાત કહેવા ઇચ્છતો હોય એમ રા'એ ચોપાસ નજર કરી. કિંવાડા ઓરડાનાં બારણાંની બહાર પરસાળમાં પણ તે નજર કરી આવ્યો, અને પછી આ વિચિત્ર વર્તનથી જડ બનેલા જમાદારને પોતાની નજીક બોલાવ્યો. સમીપ આવેલા જમાદાર ઉપર અત્યંત વિશ્વાસ રાખી, જીવનમરણની ખાનગી વાત કહેતો હોય તેમ, કોઇ ગંભીર પરિસ્થિતિનું આંતર રહસ્ય ઉકેલતો હોય તેમ, તે બોલ્યો:

"જમાદાર! આ ભાયાતોને મારે એક તંતે બાંધવા છે. મારે એમને ઠેકાણે લાવવા છે. એ સહુ ગોઠવણ કરવા માટે આ પગલું મને ગમતું નથી પણ જરૂરી છે. ત્યારબાદ બધા ભાયાતોની ફોજ એકત્ર કરી તેને આપણી ફોજની સાથે મેળવી મારે નવાનગર ભાંગવું છે, ધ્રોળ કબજે

કરવું છે અને ઓખાને જીતવું છે. હાલાર આખું ઘેર કરવું છે. આ મારી વાંછના છે, સ્વપ્ન છે અને એ પાર પાડવા હું જીવું છું અને પાર પાડીને મરવાનો છું. માટે જ હું વિચાર કરીને આ પગલું ભરૂં છું." રા'ના ચહેરા ઉપર નિશ્ચય ચમકતો હોય એમ જમાદારને લાગ્યું.

જમાદારને પોતાનાં પ્રજ્ઞાચક્ષુ ઉઘડી ગયેલાં લાગ્યાં. કચ્છ કાઠિયાવાડનાં જાડેજા રાજ્યો ઉપર એકચક્રે રાજ્ય કરવાનાં તેનાં સોનેરી સ્વપ્નો આકાશમાંથી જમીન ઉપર સાકાર સ્વરૂપે ઉતરતાં દેખાયાં. હાલારનું મોતીભર્યું સામ્રાજ્ય, ઓખામંડળની દરિયાઇ બાદશાહી અને વીરશિરોમણિ ક્ષત્રિય જાડેજાઓનું ચક્રવર્તીપણું તેને સાકાર થતું લાગ્યું. એ ભવ્ય યોજનાના વમળમાં ગોથાં ખાતા હર્ષાંધ બનેલા જમાદારના મનમાં પ્રશ્ન પણ ન થયો કે આ બધાના સાર્થક્યમાં પતરીને ભાંગવું શામાટે પડે? વિચારહીન બનેલો, માત્ર લડાયક શૌર્યના નશાથી પ્રમત્ત બનેલો જમાદાર જ્યારે આનંદથી થનગનતે હૈયે ત્યાંથી ચાલી નીકળ્યો ત્યારે તો તેના મનમાં પણ પ્રતીતિ થઇ ચૂકી હતી કે સ્વપ્નસિદ્ધિ અર્થે પતરીનો ભોગ ઇચ્છનીય તો શું પણ અનિવાર્ય છે.

## પ્રકરણ ૧૪ મું.

### રાજ્યલક્ષ્મીના પગ.

જમાદાર ડોસલ વેણુ ગયો અને રા' થોડી વાર એકલો ફરવા લાગ્યો. "મારી સત્તા! કચ્છ ઉપર અખંડ, અભંગ અને સર્વવ્યાપી થવી જ જોઇએ. હું જોઇ લઇશ એ તોફાની ભાયાતોને." તે બડબડ્યો.

એની માનસિક મીમાંસામાં ભંગ પડ્યો. દિવાન વાઘો પારેખ ખંડમાં આવ્યો.

પ્રાસ્તાવિક વાતચીતો થઈ, રાજકાજના હુકમો છૂટ્યા અને પારેખે તેની યાદી કરી. કાર્ય ખલાસ થયા બાદ વાઘો પારેખ બોલ્યો: "બાવા! સિન્ધથી એક વકીલ આવ્યો છે. આપની મુલાકાત માગે છે."

"સિન્ધનો વકીલ! શા માટે આવ્યો છે? ઠીક ઠીક, એ તો પછીથી ખબર પડશે. એને બોલાવો."

થોડી વાર પછી દરબારગઢમાં એક ગાડી આવી. સિન્ધનો સુસ્નીગ્ધ વકીલ તેમાંથી ઉતર્યો. મહેલમાં આવી રા'ની સલામ લઈ ઊભો રહ્યો.

"હજુર! હું સિંધના મીર બાહેરઅલીનો વકીલ છું. મારૂં નામ આદીલ નબી. આ મારો રૂક્કો."

રા'એ રૂક્કો વાઘા પારેખને આપ્યો. પારેખે વાંચીને તે ધોરણસર હોવાની અને તથ્યતાની ખાત્રી આપી.

આમ વિધિ થઈ રહ્યા બાદ રા'એ પ્રશ્ન કર્યો: "કેમ, આપનો અત્રે આવવાનો હેતુ શો છે?"

"હજુર! આપ જાણો છો કે સિન્ધમાં કલોરા અને તાલપરા વચ્ચે લાંબું વૈમનસ્ય ચાલે છે. કાબુલનો અફઘાન પાદશાહ તાલપરાની સહાયે આવ્યો છે. કલોરાના મીર સાહેબને સિન્ધ છોડવાની ક્ષણભર દુઃખદાયક ફરજ પડે છે. અમારી સહાયે જોધપુરથી ફોજ આવશે. રાધણપુરના રણ માર્ગે તે આવે તેની રાહ જોઈએ છીએ. જોધપુરના રાઠોડ રાજની સહાયથી અમે અમારો દેશ પાછો મેળવવાની નેમ રાખીયે છીએ. તો પહેલાં આપની પાસે વિનંતિ છે કે અમારા મીર સાહેબ બાહેરઅલી બહાદુરને આ ફોજ આવી ચડે ત્યાંસુધી લખપતમાં રહેવાની આપ રજા આપો; અને આપનાથી યથાશકય સહાય અમને આપો એ બીજી વિજ્ઞપ્તિ."

સિન્ધના વકીલે આડંબર સિવાય અથવા તો દૂતને લાક્ષણિક શબ્દો સિવાય વસ્તુસ્થિતિને સ્પષ્ટ કરી દીધી. એની વાત સાંભળી ક્ષણભર વિચાર કરી રા' બોલ્યો: "અમારા પિતાને અને પ્રપિતાને કાબુલના બાદશાહ સાથે ખાસ મિત્રાચારી હતી. અમારો એક વકીલ નામે તુલસીદાસ પણ એ બાદશાહના દરબારમાં રહેતો; એટલે અમો એ બાદશાહ સાથે વગરવિચારે વેર બાંધી શકીએ નહિ. સિન્ધને કાંઈ પણ દેખીતી સહાય આપવાનો ઉત્તર મેળવવા મીર સાહેબને રાહ જોવી પડે એ તો સ્વાભાવિક છે."

નિરાશ થએલો દેખાતો વકીલ બોલ્યો: "અને બીજી બાબતમાં આપ હજુરનું શું ફરમાન છે?"

"બીજી બાબતમાં આપના તરફ મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. કલોરા અને જાડેજાનાં વેર અમારે ભૂલી જવાં જોઈએ. મીરસાહેબને અમારા સલામ કહો. એમને લખપત ફાવે તો લખપત અને નરા ફાવે

તો નરા. કચ્છ રાજ્ય પોતાના મોભાસર એની પરોણાગત કરશે. સિન્ધ જેવા દેશનો મીર કચ્છના રાʼ રાયધણને ઘેર ક્યાંથી ?"

રાʼ ક્ષણભર રહીને આગળ બોલ્યો : "વકીલ ! તમે હવે સીધાવો અને મીર સાહેબને જણાવો. અથવા તો સાંભળો, હું મારો રસાલો મોકલું છું આપની સાથે. મારો કારભારી તમારી સાથે આવશે. મીરસાહેબ પહેલાં એમનાં દર્શન અમને આપે. એમની મુલાકાત થયે એ ઇચ્છશે એવાં સ્થાન અને સાધનોનો બંદોબસ્ત અમો જરૂર કરી આપીશું."

વકીલે રાʼની આ ઉદાર પરોણાગતનો આભાર માન્યો. ગુલામશાહ કલોરાની ઝારાની લડાઇમાં કચ્છીઓનો પ્રાણહારક પરાજય તથા ભયંકર સંહાર અને જાડેજા રજપૂતની કુલકન્યા સાથે શાદી કરવાનો ગુલામશાહનો વિજયના ઉન્માદમાં પ્રગટેલો દુરાગ્રહ, અને એને અંગે રાʼ ગોડજીને સ્વીકારવું પડેલું એ ભયંકર કુલાપમાન, આ સહુ એ વકીલની વિચાર-મર્યાદાની બહાર ન હતું. એનું દૂતકાર્ય એને અસંભવિત લાગ્યું હતું. મીર બાહેરઅલીને પણ તેણે આ અસંભવિતતા પ્રથમથી જણાવી દઇને જ આ વકીલાત સ્વીકારી હતી. અણવિચારેલી, અણધારેલી સફળતાથી તે રાજી થયો, અને એ ભાવ તેની આંખમાં પ્રકટી નીકળ્યો.

"આપના સત્કારમાં તો કશી ન્યૂનતા નથી ને ?" રાʼએ સાહજિક શિષ્ટાચાર કર્યો.

"જી ના !" વકીલે સંતોષ બતાવ્યો.

કુર્નીશ બજાવી, વકીલ રાજગાડીમાં સ્વસ્થાન પ્રતિ ગયો.

વાઘા પારેખ તરફ ફરીને રાʼ બોલ્યો : "પારેખ ! તમે જાઓ અને આપણી શોભામાં ખામી ન આવે એવી રીતે મીરસાહેબને લઇ આવો. મીરસાહેબ લખપતની નજીકમાં હશે. કયાં છે તે વકીલ જણાવશે. જોજો મીરસાહેબના સ્વાગતમાં કશો વાંધો ન આવે હો ! ભૂજમાં પ્રવેશ કરે ત્યારે બધો ઠાઠમાઠ બતાવજો. આપણી રિયાસતનો બાદશાહી વૈભવ એની આંખને આંજી નાંખે અને મગજને બ્હેરૂં કરે એવું કરજો. ખરચ સામું જોશો નહિ."

"પણ ત્યારે પતરીનું કામ મુલ્તવી રાખ્યું ?"

"નહિ. પતરી ઉપર તો હું જ ચડી જઇશ. ભાયાતોને ફરમાન લખી નાંખ્યાં ?"

"જી હા."

"ઠીક, ત્યારે એ બધા આજ એકત્ર થઇ જશે. એ મૂર્ખો આવ્યા વગર રહેવાના જ નહિ. એમનાથી અને એમની જ ફોજથી એ વારાફરતી દબાશે. એ થશે પાયમાલ ને વળી માંહેમાંહે લડશે એ જૂદા. ભાયાતોનો ઉપયોગ ભાયાતો સામે કરવાની રાજનીતિથી જ રાજસત્તા જામશે અને એ દબાશે. પણ હવે એ તો ઠીક. અમે તો ફોજ લઇ પતરી ચડી જઇશું. એટલે મીરસાહેબ ભૂજમાં આવશે ત્યારે મારી ગેરહાજરી હશે એટલે તમે એને અહીંથી પતરી લાવજો."

"જી! સારૂં."

"પતરીને અમે એકાદ દિવસમાં જીતી લઇશું. કંપની સરકારના હોંશીયાર અને નામચીન ગોલંદાજો આપણી ફોજમાં છે. કિલ્લો તો તૂટી જશે. પછી ઠાકોરના શા ભાર છે?"

"હા! એમાં તો કાંઇ વાંધો નથી."

"ત્યાં એક ભવ્ય શમીયાનો બાંધી સિન્ધના મીરને કચ્છની જાહો-જલાલી અને રા'ના દરબારી ઠાઠથી આંજી નાંખીશું. પતરી પડ્યું હશે એટલે રાજની લશ્કરી સત્તાથી પણ એ વાકેફ થશે. ખાવાપીવા, શરાબ, અફીણ, નાચ, મુજરા આદિની રેલમછેલથી એને વિચારમૂઢ બનાવી દેશું."

"પણ બાવા! એમ કરવાથી કાંઇ લાભ છે?" વાઘા પારેખે પ્રશ્ન કર્યો.

"નહિ રે, લાભ તો શું? તેમ એની પાસે હમણાં છે ય શું? રાજ છોડીને નાસતો ફરે છે, પણ એનો એવો આદર કરવામાં મારી શોભા છે. મારી જાહોજલાલી જોઇ તેને મારા તરફ પૂજ્ય ભાવ ઉત્પન્ન થશે."

"હાસ્તો એ વાત સાચી. આપણી શોભા ને મોભો તો જાળવવો જોઇએ. ઠીક બાવા, રજા લઉં છું. આ હજી પતરીની ચડાઇની ગોઠવણ કરવી છે. વળી આ મીરનું લફરૂં વળગ્યું છે. વળી અત્યારે સીદીઓની પલટનને બોલાવી છે એની જોડે ચાકરીની શરતો કરવાની છે."

"કેમ સીદીઓનું શું છે?"

"બાવા! આ પીર સાહેબ અહમદશા માટે નવા વેરાની વાત આપે કરી હતી ને? મને તો શરતચૂક થયેલી પણ પીરસાહેબે આજ

પચાસેક હજાર કોરી મંગાવી એટલે પાછું યાદ આવ્યું. એટલે વળી વિચાર્યું કે ગોઠવણ કરી નાંખું. મરીચ ને મામામીયાંને કહ્યું છે, તો તેમણે આજ સાંજ સુધીમાં એક ટુકડી ઊભી કરવાનું કબૂલ્યું. પછી એ ટુકડી મારફત વેરો ઉઘરાવાય. એને એ કામ સોંપી દઇએ. આપણે ક્યાં રોજની રોજ એ કડાકુટમાં પડીયે?" વાઘા પારેખે લંબાણ ખુલાસો કર્યો.

"હા, પીરસાહેબનું કામ છે!" રા'ની આંખમાં ઝનૂનની લાલઝાયો વળી. "પીરસાહેબ નારાજ થાય એવું ન કરો. તમે એ વાત પર વહેલું ધ્યાન ન આપ્યું એ ઠીક ન કર્યું. આજને આજ એ તરત જ નક્કી કરી નાંખો."

"બાવા! રજા લઇશ."

"હા, જાઓ!"

---

## પ્રકરણ ૧૫ મું.

---

### પતરીની ચઢાઇ.

આસપાસના નીચા અને નિર્જન વનવગડામાં પતરીનો ડુંગરી કિલ્લો એકલો ઊભો હતો. એની પત્થરની દિવાલો ઉપર આસપાસથી ખુલ્લો પવન પછડાતો ગાજતો હતો. એ કિલ્લાની વિશાળ રાંગો ઉપર ઊભા રહીને ચોમેર બાજ જેવી નજર નાંખી રજપૂતો, જાડેજાઓ, વાગડના સોઢાઓ, પારકરના કોશીયાઓ, રણના બહારવટીયાઓ અને બલીઆરીના મિંયાણાઓના "હમણાં દેખાશે" એવા લૂંટારૂ કટકની ચોકી કરતા, બંદુકોને ભરી, તલ્વારની ધારો તપાસી ચોકી કરતા હતા. જ્યારે જ્યારે આવાં કારમાં કટક આસપાસના દેશને બાળતાં, રૈયતને લૂંટતાં, ઢોરોને ઉપાડી જતાં, ત્રાસ વર્તાવતાં ઉતરી આવતાં ત્યારે ત્યારે રૈયતનો એક પૂરો અને નિર્ભય આશરો આ મજબૂત કિલ્લો અને તેના મજબૂત ચોકીદારો હતા.

એવા એ કિલ્લા અને એવા એ જાડેજાઓને આજ ભયંકર નાગપાશમાં જકડી લેવામાં આવ્યા હતા. એ કિલ્લાની દિવાલોની આસપાસ, બંદૂકોની ગોળીની ગતિમર્યાદાથી જરા દૂર ભૂજના રા'ની વિશાળ ફોજ ફરી વળી હતી.

ભૂજની ફોજ ગોઠવાઈ ગઈ અને રાંની આજ્ઞાથી કંપની સરકારના લડાયક ગોલંદાજોએ મોટી મોટી તોપોનો મારો શરૂ કર્યો. કિલ્લામાંથી એનો જવાબ મળ્યો અને લડાઇ શરૂ થઇ. ચડાઇ પૂરી થઇ અને લડાઇનો આરંભ થયો.

એકાએક કિલ્લાનો તોતીંગ દરવાજો ઉઘડયો–બંધ થઈ ગયો. કચ્છી ઘોડાના જાડેજા અસવારોના કેસરીયા વાઘા ચમકી ઉઠયા.

એ અશ્વદળની મોખરે પતરીનો વૃદ્ધ ઠાકોર બારાજી સમશેર ચમકાવતો આવતો હતો. રાં'ના પઠાણો એની સામા થયા અને જગતપર તાપ અને તેજને મુક્ત હાથે રેલતા ભગવાન સૂર્યદેવની સાક્ષીએ મોતના ખેલ મંડાયા.

તલ્વારોની તાળી પડી. કંકુવરણાં પાણી ઉછળવા લાગ્યાં. યોદ્ધાઓની કિકિઆરી અને મરતાઓની મરણચીસથી વાતાવરણ ધ્રૂજી ઉઠયું. લડાઇ બરાબર જામી.

પરંતુ એ લડાઇ ન હતી! એક પક્ષે મોતને આમંત્રણ હતું. બીજે પક્ષે કતલ હતી. રાં'નાં કેટલાંક માણસોને સુવાડી જાડેજા બારાજીએ પોતાની લોહીભરી પથારી ભોંય ઉપર પાથરી અને એક પછી એક તેના સાથીએ તેનો ઉજળો સાથ કર્યો. એક પણ કેસરીયારંગી મરણીયો જીવતો ન રહ્યો–જીવતો ન ગયો.

પતરીનો ઠાકોર પડયો અને આ પ્રાથમિક વિજયથી પ્રમત્ત બનેલા રાં'એ પતરીને હાથવેંતમાં સમજી તેની ઉપર ધસારો કરવાની આજ્ઞા આપી.

હુમલો કરનારાઓ નિર્ભયતાથી આગળ વધતા. પતરીનો ઠાકોર–ગામનો ધણી પડયો પછી ગામ કબજે કરતાં શી વાર? અને મળનાર લૂંટની ભાવી આશા એમની શિકારી આંખમાં ચમકી ઉઠી હતી.

પરંતુ હજી તેઓ જાડેજા ખમીરને પીછાનતા ન હતા. વૃદ્ધ બારાજીનો ભાઇ જીઆજી મોખરે થયો હતો. અને એ મશહુર કિલ્લાના બહાદૂર બચાવમાં પતરી ગામને તાત્કાલિક વશ કરવાની આશા લોપાઇ ગઇ. રાં'ની હારેલી, ત્રાસેલી, નષ્ટભ્રષ્ટ હુમલો કરનારી ફોજ જેમ તેમ પાછી ફરી.

રાં'એ કિલ્લાનો ઘેરો સખત કરી તોપનો મારો ફરીથી ચલાવ્યો.

એ હતભાગી ગામમાં આગ અને મોત વરસવા લાગ્યું. ચોમેર ઉડેલી આગની ભયંકર જ્વાલા ગાજતી ગગન સુધી પહોંચવા લાગી. ત્રણ દિવસ તોપનો મારો ચાલ્યો. ત્રણ દિવસ એ વિનાશક આગનું તાંડવ ચાલ્યું, પરંતુ રક્ષકો ન ડર્યા, ન ડગ્યા, ન નમ્યા.

ત્રીજા દિવસની રાત જામી હતી. અંધારૂં વહી જતું હોય એમ સનસનાટ થતો હતો. એ અંધારી રાતે એક તંબૂમાં કેટલાક માણસો વાતચીત કરતા હતા.

"ભા! કાળી રાતે અમને શું કામ બોલાવ્યા? કેમ કાંઇ રાતેબાતે પતરી ભાંગવું છે શું?" એક યુવાન જાડેજાએ હસીને મધ્યમાં બેઠેલા બીજા પુરૂષને પૂછ્યું.

"હમીર! શું છે? શું કામ બોલાવ્યા?" એ જ પુરૂષને સંબોધી બીજાએ પ્રશ્ન પૂછ્યો.

હમીરે ઉંચું જોયું. આસપાસ નજર નાંખી. રાજ્યના મુખ્ય મુખ્ય ભાયાતો તેની નજરે ચડ્યા. ખોંખારો ખાઇને હમીર બોલ્યોઃ

"મારે પતરી ભાંગવું નથી. મારૂં ચાલે તો ભાંગવા દેવુંય નથી."

"શું?! અરે પતરીનો ઠાકોર તો બહુ ફાટ્યો હતો. મારૂં ચાલે તો પતરીના ભુક્કા કાઢું." એક ભાયાત બોલ્યો.

સુંથરીનો ઠાકોર વચમાં બોલી ઉઠ્યોઃ "હા! મારી જાગીરમાંથી ચારેક ખેડુતો નાસી ગયા તેને એણે વસાવ્યા. અમારૂં ગામ ભાંગવાનો ધંધો કે બીજું કાંઇ?"

"અરે, મારે લગનનું ટાણું હતું ને હાથ હતો ભીડમાં; એની પાસે છતે પૈસે મને ન આપ્યો. એવા તો એ જ લાગના." હાલાપુરનો જાડેજો ઠાકોર પણ વેર દર્શાવતો બોલી ઉઠ્યો.

આમ બીજા બે ચાર ભાયાતોએ પણ પતરી સાથે વેરનાં કારણો વર્ણવી બતાવ્યાં. હમીર આ સહુ સાંભળી રહ્યો. હવે કોઇને કોઇ કહેવાનું નથી સમજી તેણે પોતાનું વક્તવ્ય શરૂ કર્યું.

"ભાઈઓ મારા! પણ આઘો પાછો વિચાર કર્યો છે?"

"એમાં વળી શું? તમે આમ કેમ બોલો છો? તમારે ને બારાજીને તો બારમો ચંદ્રમા હતો. જીવતાં તો બહુ લડ્યા હતા!" એક ભાયાતે સૂચક પ્રશ્ન પૂછ્યો.

"ભાઈ! મારે ને આરાજીને તો જૂનું વેર. તોય આ પતરી ભંગાય એ મને રૂચતું નથી."

"પણ હવે ભાંગવું બાકી છે ક્યાં? કિલ્લો તો તોપના મારાથી ભાંગી ગયો અને હવે તો કાલ સવારે થશે સામટો હલ્લો."

"હર હર! તો તો ભૂંડી થાય!" હમીર બોલી ઉઠ્યો. તેના ચહેરા ઉપર ઘણા વ્યાપી રહી.

"પણ છે શું? વાત તો કર."

"ભાઇઓ! પતરી એટલે ગમે તેમ તોય આપણો શિરપેચ. એ ભાંગે તો શું થાય એ જાણો છો?" હમીરે સહુ તરફ નજર કરી પ્રશ્ન કર્યો.

"થાવું છે શું? પતરી ભાંગે, બીજું શું? ને એનું અભિમાન પડે. ઉંચું માથું રાખીને ફરે છે એ નીચું થશે." એક જણ બોલ્યો. એના શબ્દે શબ્દમાં પતરી અને એના મૃત્યુવશ થયેલા ઠાકોર માટે ધિક્કાર ઝરતો હતો.

"એનું માથું નીચું થાશે કે આપણું?" હમીરના આ પ્રશ્ને આશ્ચર્ય અને કુતૂહલ ફેલાવ્યું.

"એનું સાડીસાત વાર! આપણને શું?"

"ભા! ભૂલો છો. આજ એનો વારો ને કાલ તમારો." હમીરે વાત શરૂ કરી.

"તો એને મરતાં આવડે છે અને અમને નહિ આવડે? સામી છાતીયે મરવાનો ઇજારો કાંઇ એકલા પતરીનો નથી હોં!" સુંથરીનો ઠાકોર અભિમાનથી બોલી ઉઠ્યો.

"પણ પછી ત્રીજાનો વારો, ચોથાનો વારો, પાંચમાનો વારો. એમ વારાફરતી સૌને પતરીના પક્ષામાં જોખાવું પડશે. પતરી જેવો ગઢ પડે પછી કાંઇ ભરોસે ન રહેશો હોં."

"તો સૌને મરતાં આવડશે. એવાં ઉજળાં મોતે તો સ્વર્ગે જાશું." એક ભાયાત ગર્જી ઉઠ્યો.

"મરશું તો ખરા! પણ જાગીરનું શું? રા' તો વીણી વીણીને મારશે. આજ જેમ પતરી સામે દુશ્મનાવટ રાખનારા આપણે બધાને તેણે

એકઠા કરી આપણી પાસે જ આ આપણામાંના એકનું ગામ ભંગાવ્યું, તેમ કાલ તમારા દુશ્મન ભાયાતો પાસે તમારું ગામ ભંગાવશે. એમ એકને બીજા સામો કરશે. ગામ ભાંગશું આપણે આપણી દુશ્મનાવટ સારૂ, જાગીર જાશે રાજમાં. નબળા પડશું આપણે બધા." હમીરે ભવિતવ્યતા રજુ કરી.

ભાયાતોમાં શાંતિનો સન્નાટો છાઈ ગયો. વાત કાંઇ ખોટી ન હતી. રા' લાખાએ આદરેલી, રા' ગોડજીએ સંરક્ષેલી પ્રથા રા' રાયધણ સંપૂર્ણતઃ પ્રચારવા ઇચ્છતો હોય તો તે અસંભવિત ન હતું. આરંભમાં જ્યાં ભાયાતોનાં જ સ્થાન હતાં ત્યાં અત્યારે પઠાણો યોજાયા હતા.

"પતરીનું તો પૂરૂં થવા દો, પછી આગે આગે ગોરખ જાગે." એક ભાયાતે ઉત્પન્ન થયેલી અસ્વસ્થતા ટાળવાનો પ્રયાસ કર્યો. સૌનાં ડગેલાં હૈયાં એ સૂચનાનો સ્વીકાર કરવા આતુર દેખાયાં.

"ના! ભા! એમાં જ ભૂલ થાય છે. એકને પડવા દેશું પછી બાજી હાથ નહિ રહે ને જાગીરો જાશે. માટે મારૂં માનો અને પતરીને ઉગારો. એકેયને મરવા દેવો ઠીક નથી."

"પતરી ને તમારાં વેર કેમ ભૂલ્યા?" એક ભાયાતે ટકોર કરી.

"હું ભૂલ્યો નથી પણ જમાનો ભૂલાવે છે. વખત જોઇને વેર બાંધવાં અને વખત જોઇને ભૂલી જવાં એ ડહાપણની વાત છે. પ્રજા ઉપરના છૂટાછવાયા જુલમમાંથી બાર ગામના મહાજનને કેદ કરવા સુધી વાત આવી તે આપણે નજરે જોઇ. હવે જો આપણે પણ આંગળી પેસવા દેશું તો પોંચો કરડશે. હવે કાંઇ દેવચંદ શેઠનાં કારભારાં નથી કે વિચારીને પગલું ભરાય. આ તો છે રા' રાયધણ ને એનો સલાહકાર છે વાઘો પારેખ. કંસ ને જરાસંધ કે રાવણ ને ઈન્દ્રજીતની જોડી છે. એમાંથી વધારે સત્તા-લોભી અને સ્વચ્છંદી કોણ છે એ આપણે જોશું, પણ આપણાં છોકરાંના છોકરાંયે નહિ જાણે. મારૂં વેર તો હું આ માટે અળગું કરૂં છું અને પતરીને ઉગારવાનું કહું છું."

"તમારી વાત લાગે છે સાચી! તો આ ભેગા થયા છો તે બધા લ્યો શપથ! યાદવકુળભૂષણ મોરલીધર કૃષ્ણચંદ્રની આણ જે કોઈ અંતરમાં એકબીજા પ્રત્યે ખટરાગ રાગી રા' ને એક બીજા વિરુદ્ધ સહાય કરે તેને! ને આપણે થાઓ સહુસહુનાં ઘર ભેગા." સુંથરીના ઠાકોરે કહ્યું.

"આંહીથી જશું એટલે રાં'ની આંખે તો ચડવાના." એક ભાયાતે કહ્યું.

"અચાનક કોઇ ઉપર રાં' હુમલો કરે તો શું?" બીજાએ બીજી મુશ્કેલી બતાવી.

"માટે મારી વાત સાંભળો, ભડકશો મા. ભડકવા જેવી લાગે તોય વિચારજો! આપણે અત્યારે ને અત્યારે જીવાજી ભેગા ભળી જઇએ." હુમીરે સૂચના કરી.

આ વિચિત્ર લાગતી સૂચનાથી સહુનાં મન ક્ષોભવશ થયાં. સહુ એક બીજા સામું જોઇ રહ્યાં.

"મારી વાત વિચારો. આપણે પતરી સાથે થઇ જાઓ." હુમીરે પુનઃ કહ્યું.

"પણ, પણ એ તો રાજદ્રોહ! બંડ કહેવાય. એ તો ભુંડું."

"હા બંડ!" છાતી કાઢી નસકોરાં ફૂલાવી હુમીર બોલી ઉઠયોઃ "એ બંડ છે અને તમારે બંડ જ કરવું પડશે. કચ્છનો રાં' તમારી સહુની સત્તા છીનવી લેવા માંગે છે અને બ્રાહ્મણ વાણીયા જેવા ભીખમગા કરવા માગે છે, ત્યારે તે સત્તા અને આપણા લોહીથી મેળવેલી જાગીરો તે સાચવવા બંડ કરવું પડશે. આપણે રાં' ને મારવા કે પદભ્રષ્ટ કરવા માગતા નથી. આપણે તો એના સત્તાલોભનો વિરોધ કરવો છે. એનું છે એ લેતું હોય, એણે આપણા ઉપર ભરોસો મૂકયો હોય, કે રાજતંત્ર કોઇ પરદેશીને સોંપતા હોઇએ તો રાજદ્રોહ. પણ આપણે એનું કાંઈ લેવું નથી, એની છે એટલી સત્તામાં કાપ મૂકવાનો નથી; કોઇ પરદેશીને દેશનો કટકોય દેવો નથી, માત્ર આપણું જે છે, જે આપણે કે આપણા બાપદાદાએ ભોગ આપી મેળવ્યું છે તેનું રક્ષણ કરવું એ રાજદ્રોહ નહિ. ભાન ભૂલેલા રાજાની સાન ઠેકાણે લાવવી એ તો રાજ્યની સેવા છે. માટે જ આપણે સામા થવાનું છે. આપણે માત્ર આપણા હક્કો રક્ષવા છે. ભાયાતોનું હિત જાળવવું છે. રાજા રક્ષણ ન કરે પણ લૂંટે અથવા વિનાકારણ હેરાન કરે ત્યારે પછી એના તરફ ભક્તિ શું અને એના સામો દ્રોહ કેમ નહિ? કૂતરાં બિલાડાંએ પોતાની બોડ માટે ઘુરકે છે અને રાજા કહે એટલે આપણાં ગામનાં ગામોને હકુમત આપણે એને સોંપી જ દેવી અને તેની ના પાડીયે તો રાજદ્રોહ ગણાય તે ભયથી? એવા રાજભક્તિના ભેરે તો આ

દેશને પાયમાલ કર્યો અને સ્વચ્છંદી રાજાઓના અનાચારો વધી ગયા. તમારે તમારૂં છે તે દબ દબને તુંબડી લેવી હોય તો ઠીક, નહિતર હું કહું છું તેમ કર્યેજ છૂટકો છે."

# પ્રકરણ ૧૬ મું.

## ભાયાતી બંડ.

પતરી ઉપરની ચડાઈનો ચોથો દિવસ એ નિર્જન મેદાનમાં ઉગ્યો. ગુલાબી ઝાંય ભર્યા મોતીયા રંગથી આકાશમાં ઉષા રંગોળી પૂરી રહી હતી. વિશાળ ચોકમાં એકલી બેઠી નવોઢા હસતી હોય એવા શુક્રતારાનાં મીઠાં હસતાં તેજ ચમકતાં હતા.

રા' પોતાના તંબૂમાંથી બહાર નીકળ્યો. નીલા આસમાન નીચે પથરાયેલી ભવ્ય અને દીલના દર્દને પણ ભૂલાવી દે, શમાવી દે એવી હૃદયોત્તેજક સૌમ્ય શાંતિના પ્રાકૃતિક પ્રદર્શનની તેને પરવાયે ન હતી. તેની સત્તાકાંક્ષી શિકારી નજર તેની સત્તાની સર્વદેશીયતાના માર્ગમાં લોખંડી મેખ સમા ઉભેલા પતરીના પત્થરના કિલ્લા ઉપર હતી. તેની લોહીતરસી આંખો તેની પોતે કરેલ દુર્દશાથી તૃપ્ત થઈ તેનું પ્રમાણ કાઢવા મથતી હતી. આગલે દિવસે પોતે ધારી હતી, કલ્પી હતી, એટલી દુર્દશા આ કિલ્લા ઉપર વ્યાપ્ત થયેલી તેને આ પ્રભાતે લાગી નહિ. તેણે પોતાનાં ફરમાનો ઝીલવા તત્પર દેખાતા એક પઠાણને બોલાવ્યો અને પોતાના તોપખાનાના ઉપરીને બોલાવવા આજ્ઞા કરી. પઠાણ ગયો અને રા' પતરીના કિલ્લાને જોતો ઊભો રહ્યો. પોતે નોતરેલી પોતાની ભાવી દુર્દશાની સાક્ષાત્ પ્રતિમા સમો એ ભાંગેલો કિલ્લો અરણ્યરૂદન કરતો તેની નજરમાં સમાતો ઊભો રહ્યો.

થોડી વારમાં એનો પઠાણ પાછો આવ્યો. એ અફઘાની સરહદના પહાડોમાં ભટકનારનો ચહેરો ફીક્કો પડી ગયો હતો. ધ્રૂજતા હાથે જેવી તેવી સલામ કરવાની પ્રણાલિ તેણે પાળી અને પછી કંપતે અવાજે તે બોલ્યો:

"હજુર! ગોલંદાજ તો કોઈ–" એટલું તે કાંઇક પ્રયાસે બોલી શક્યો. પછી ચૂપ રહી ગયો.

"કેમ દરિયાવખાન! શું છે ગોલંદાજને?" રા' એ પ્રશ્ન કર્યો. પઠાણને માત્ર પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી દબાયેલો તેણે કલ્પ્યો. પઠાણના કંપનું બીજું કારણ કોઇ હોઇ શકે એવો ખ્યાલ પણ તેને ન આવ્યો.

"જી! હજુર! કોઈ ગોલંદાજ છે નહિ."

"શું કહે છે? ગોલંદાજ બધા ક્યાં ગયા?"

"હજુર! વાત તો એમ સંભળાય છે કે...જી! આ મસુદખાન પધાર્યા. એ જ આપને પૂરી વાત કહેશે." એક સલામ વધારે ભરી પઠાણ ત્યાંથી ચાલ્યો ગયો.

પઠાણના વિચિત્ર વર્તનથી આશ્ચર્યવશ થયેલો રજપૂતરાજ પોતાના પઠાણ પાસવાનને આવતો જોઈ સહેજ આગળ વધ્યો અને તેને પ્રશ્ન કર્યો: "મસુદ! શું છે?"

"હજુર! ભારે અનર્થ થયો!" મસુદે જણાવ્યું.

"પણ છે શું?" રા'એ અધીરાઇભરી આતુરતા બતાવી.

"બાવા! આપણી ફોજના ભાયાતો રાતોરાત બધા નાસી ગયા."

"શું?" રા'એ આશ્ચર્યથી મૂઢ બની પૂછ્યું: "ક્યાં ભાગી ગયા?"

"મને મળેલ બાતમી પ્રમાણે બધા ભાયાતો પતરી સાથે મળી ગયા છે."

"એમ? ઠીક છે. આપણે ક્યાં ભાયાતો સાથે કામ હતું? ભલેને બસો ચારસો માણસ ગયાં. કાનખજુરાનો એક પગ ભાગે તોય શું ને ન ભાગે તોય શું? ઉલટા પતરીભેગા એય બફાઇ જશે. આપણને કાંઇ એમની જરૂર ન હતી. એમનાં સાધનોની જરૂર હતી. એમની ફોજ હોય તો બસ." રા'એ ભાયાતોની અનાવશ્યકતા સ્પષ્ટ કરી.

"બાવા! એજ વિઘ્ન આવ્યું ને! બધા ભાયાતો પોતપોતાનું સૈન્ય પણ લઇ ગયા છે."

"એમ! રાજસત્તા સામે બંડ કરવાની એમણે દુષ્ટતા, ધૃષ્ટતા અને દ્રોહ કર્યા છે? બોલાવો મોટા ગોલંદાજને અને તોપ કરો ચાલતી. હવે જરા પણ દયા બતાવવાની નથી." રા'એ ક્રોધથી લાલચોળ થઇ આજ્ઞા કરી.

"બાવા!" રા'ના ક્રોધે મસુદને પણ ડાર્યો. એનો અવાજ કંપ્યોઃ "બાવા! ગોલંદાજ પણ નથી."

"તમે શું બોલો છો એનું ભાન નથી?" ક્રોધી મનુષ્યને કેટલીક વાર સહજ દેખાતી શાંતિથી રા' બોલ્યોઃ "ખુદ કંપની સરકારની સુરતી પલટનના ફીરંગી ગોલંદાજો આપણી ફોજમાં છે ને?"

"બાવા! એ બધાને પણ ભાયાતો ઉપાડી ગયા. કોઇએ વિચાર કરીને જ આ કારસ્થાન કર્યું છે. ગોલંદાજો વગર તોપો ન ચાલે અને તોપ વગર પતરીનો કિલ્લો ભાંગે નહિ." મસુદે વાત સાથે અભિપ્રાય જાહેર કર્યો.

"એમ! ઠીક છે, જોઈશું." ભયંકરતા વર્ષાવતી આંખો પહોળી કરી રા' બોલ્યો.

રા' નું અસ્વસ્થ પરિભ્રમણ વધારે વેગવાન અને અધીરૂં બની ગયું. પતરીના કિલ્લા ઉપર એની આંખો ચોંટી રહી અને રા' ને વળગેલી ઉપાધિથી કિલ્લો તિરસ્કારથી હસતો હોય એમ દેખાયો.

ભાયાતો અને તેમની ફોજો એટલે ભૂજની અવશેષ સેના જેટલો જ વિશાળ સમૂહ; અને તેમાંય ભાયાતો પાસે ન હોય, ન હોઇ શકે, અને તેમનાથી આર્થિક દૃષ્ટિએ પણ ન નિભાવી શકાય એવી ઉત્કૃષ્ટ તોપો, ખુદ કંપની સરકારના ઉછીના માગી આણેલા ગોલંદાજોના થયેલ હરણથી નિરર્થક થઇ ગઇ હતી. રા'નું વર્ચસ્વ આ શ્રેષ્ટત્વના નિશ્ચિત સાધન વગર હવે રા'એ માપી લેવું રહ્યું. રાજની ડારતી ભયકારી સત્તા, સત્તાને સ્થિર રાખવાના વિનાશક સાધન વગર સર્વમાન્ય મટી જઇ હરિફાઈ અને વિરોધને પાત્ર બની. હવે આ સત્તા ફરીથી સર્વવ્યાપી, સર્વગ્રાહી અને સર્વભક્ષી કરવાનો ઉપાય શો?

ઉપર્યુક્ત મનોમીમાંસામાં ગ્રસ્ત થયેલા રાજવીનો ચહેરો ગંભીર બન્યો. અડગ નિશ્ચય એની આંખોમાં ચમકી ઉઠયો. "મારા પૂર્વજોએ મેળવેલી સત્તા હું અભંગ રાખીશ. સત્તા મારી છે અને મારી જ રાખીશ. એમાં ભાગીદાર હોય નહિ અને મારે જોઇતો નથી."

નિશ્ચય કરી રા' પોતાના તંબુમાં ગયો. જમાદાર ડોસલ વેણુને

બોલાવવાની આજ્ઞા કરી. 'પતરી લેતાં છતરી ખોઈ' એટલો જાડેજો રાજ પોતાના સેનાપતિની રાહ જોઇ બેઠો.

જમાદાર આવ્યો. એનો વૃદ્ધ ચહેરો ગંભીર બની ગયો હતો. એ આવ્યો અને રા' ને સલામ કરી ઊભો રહ્યો.

"જમાદાર ! જોયુંને આ ભાયાતોએ ધાંધલ કર્યું તે ?"

"હજુર ! મેં સાંભળ્યું. આપને યાદ હોય તો મેં આપને પહેલેથી જ પતરી ભાંગવાની ના પાડનારી સલાહ આપી છે. આપને એ ન રૂચી. હવે આપ જ તેનાં પરિણામ જુઓ છો."

"જમાદાર ! ગઇ ગુજરી તો થઇ ગઈ, પણ હવે શું કરવું ?"

"બાવા ! મારૂં માનશો ?"

"શું ? કહો ! તમારા કહેવા ઉપર હું વિચારીશ."

"પતરી ભાંગવું રહેવા દો. ભાયાતોને મનાવી લો."

"એમ !" રા'ની આંખમાં ક્રોધનો જ્વાલામુખી સળગ્યોઃ "એ રાજદ્રોહી બદમાશોને હું મનાવું ? હું રાજા ઉઠીને બએ ત્રણ ગામડીના ઠાકરડાને સમજાવું ?" ગર્વાન્ધ રાજાનો અભિમાનભર્યો અવાજ ગર્જી ઉઠયો.

"બાવા !" શરીરને ટટ્ટાર કરી છાતી કાઢી જમાદાર બોલ્યોઃ "એ બએ ત્રણ ગામડીના ઠાકરડાઓએ તો મોઆઝામ બેગ, કેસરખાન અને શેર બુલંદખાનને કચ્છમાંથી નસાડયા છે. એ રાજદ્રોહી અને બદમાશ ગણાતા ઠાકરડાઓએ કચ્છની ગાદી માટે ઝારાના રણયજ્ઞમા અપૂર્વ આહુતિઓ આપી છે. એમણે ગુલામશાહ કલોરા અને સીરફરાજખાન કલોરાની વિજયી ચડાઇઓને નિરર્થક બનાવી છે. એ તો રાજના પાવરધા યોદ્ધા અને રાજને માટે માથાં ફૂલ કરનારા ક્ષત્રિયો; વળી તમારા ભાઇઓ ! બાવા, મારૂં માનો; ચાકર છું પણ રાજની ચાકરીમાં ઘરડો થયો છું. કંઈક લીલી સૂકી જોઇ છે, કંઈક કંઇક કડવાં મીઠાં વ્હાણાં વાયાં છે, પણ ભાઇઓ સાથે લડનારને સુખી થતો મેં જોયો નથી."

"પણ હું કયાં લડવા જઉં છું ? બંડ તો એમણે કર્યું." રા' બોલ્યો.

"બાવા ! તમારે કયાં ઓછું છે ? વધારે લોભ શું કામ રાખો છો ? આખો કચ્છ તમારે ઘેર છે. તેમાં પતરી ગામથી શું વધારો થવાનો છે ? બાવા ! મારૂં ગરીબનું માનશો ? ભાયાતોનું મન મનાવી ભૂજ પાછા ફરી જઇએ. ભાયાતો તમારી રૈયત, એની ઉપર આપણાં કટક ન શોભે."

"પછી? ભૂજ જઇને લોકને શું મ્હોં બતાવવું? નાનું છોકરૂંય આંગળી ચીંધશે કે રા' એના ભાયાતોથી હાર્યો." રા'એ સ્વમાનખંડનની મુશ્કેલી બતાવી.

"બાવા! એ વાત ખરી છે. રૈયત ઉપર કાંઇ તમારા પાસવાનોએ તમારા નામે જુલ્મ ગુજારવામાં બાકી રાખી નથી, એટલે રૈયતના મનમાં રહે તો ખરૂં જ."

"મારી રૈયત ઉપર જુલ્મ? કોણ જુલ્મ કરે છે?" સંપૂર્ણ નિર્દોષતા બતાવતા ચહેરાથી રા' બોલ્યો.

"બાવા! જુલ્મ તો હદ બહાર થાય છે. આ બાર ગામનાં મહાજનનો દંડ કર્યો એ પણ ઓછું કહેવાય? રૈયતની મા દીકરી, બાવા! તમારી મા દીકરી થાય. જગા મહેતા મરી ગયા ને દેવચંદ શેઠના ખૂન માટે પણ કાંઇ કાંઇ બોલાય છે. રાજરસ્તા ઉપર બ્રાહ્મણનું લોહી રેડાયું. કોઇ રજપૂતના, કોઈ હિન્દુના અરે કોઇ સાચા ઇસ્લામીના રાજમાં પણ સાંભળ્યું છે એવું? પણ એમાં આપના કરતાં આપના પાસવાનોનો દોષ છે. માટે ભૂજ જઈને રજા આપી દો એ બધાને. સારાં માણસોને સંઘરશો તો રા' દેશળબાવાની જેમ તમનેય લોક પૂજશે અને ભાયાતો દેવ ગણી સેવા કરશે."

"જમાદાર! એ બધી વાત તમે મને ભૂજમાં કહેજો. હું એના ઉપર વિચાર કરીશ. પણ અત્યારે મારૂં માન રહેવું જોઇએ. ગાદીની મશ્કરી થાય એવું ગમે છે તમને? અત્યારે તો પતરી ભાંગવું રહ્યું."

"બાવા! કચ્છની ગાદીની મશ્કરી થાય એવી વાત આ ભવે મારા મુખમાંથી નીકળે નહિ. એ પહેલાં તો મારે મારો પ્રાણ કાઢી નાંખવો પડે. પણ ગાદીનો ધણી જ્યારે પોતાની મહેરબાનીનાં માણસો ખોટાં સંઘરે અને અવળી મતિએ ચાલે ત્યાં બીજું થાય પણ શું? તોય રૈયતમાં ગાદીની મશ્કરી કોઈએ કરી નથી ને કોઇ કરેય નહિ. ગાદી તો દેવનું આસન કહેવાય. પણ એ ગાદીએ બેસનારો કોઇક દેવ હોય ને કોઇક રાક્ષસ પણ હોય."

"જમાદાર! બુદ્ધિ ફરી છે કે શું?" ક્રોધથી લોહીવર્ણી બનેલી આંખો ફાડી રા' ત્રાડતો બોલ્યો: "તમે કોની પાસે ઊભા રહી શું બોલો છો તે જાણો છો?"

"બાવા! હું વૃદ્ધ થયો છું, ડોસો થયો છું રાજની ચાકરીમાં. મારા બોલ આજ સાંભળી લ્યો. રાક્ષસોમાં બુદ્ધિ નથી હોતી એમ નથી. એમનામાં શૌર્ય કે કદરદાની નથી હોતી એમ પણ નથી. એમનામાં શાણપણ નથી હોતું એમ પણ નથી. દાખલો જ લ્યોને! તમારા રામાયણનો રાવણ! હમણાં એક બ્રાહ્મણ કથા કરતો હતો તે કહેતો હતો કે રાવણે વેદના અર્થોય કર્યા છે. રામને નહોતું આવડતું એ એને આવડયું. ત્રિલોકમાં જેનું રાજ્ય ને દેવ જેવા દેવ જેનાથી ભાગે એ કાંઇ શૌર્ય કે આવડત વગર હશે? પણ બાવા! એવો એ નવ ખંડનો ધણી પણ અંતે ચડયો, ને વિભીષણની સારી સલાહ ન માનીને અવળે રસ્તે ઉતર્યો તો કેવી ગતિએ પહોંચ્યો? હું લખ્યો–પઢયો તો નથી, બાવા! પણ આટલું તો સમજ્યો છું. માણસ સારો હોય પણ સોબતી ખરાબ હોય તો શું કામનું? ધણી સારો હોય પણ બાયડી કલાંઠ હોય તો નાતનો વહેવાર ન ચાલે. ધણી ખરાબ હોય ને બાઇડી સારી હોય તો કાંઇક પણ ગાડું ચાલે. તેમ રા' સારો હોય પણ રા'નો દિવાન ખોટો હોય કે મંડળી ખોટી હોય તો પછી મસ્કરી જ થાય ને! ફજેતી થાય તો ઉલટા રાજી જ થાય ને! એક વાત છે બાવા!" જમાદાર ધીમે ધીમે હિંમત ધરતો રા'ને સન્માર્ગની સ્પષ્ટ સલાહ દેતો બોલ્યો.

"ચાલો! ઉપદેશમાંથી તમે હવે વાત ઉપર આવ્યા. એ નવાઇની વાત શી છે ભા? આવે વખતે ભાટની માફક વાત માંડવા બેઠા." ક્રોધ-ભર્યો તિરસ્કાર રા'ના અવાજમાં ગાજી ઉઠતો હતો.

એ ક્રોધ અને એ તિરસ્કારની પરવા કર્યા વગર જમાદાર બોલ્યો: "બાવા! એક પરદેશી ચાકરી શોધતો શોધતો એક રજવાડામાં ગયો. કોઇને પૂછ્યું: 'ભાઇ આ ગામનું તંત્ર કેવું?' પેલાએ જવાબ દીધો કે 'રાજા સારો પણ નોકરો ખરાબ.' પરદેશી બગલમાં થેલો ઉઠાવી રાજ છોડી બીજા રાજમાં ગયો. કોઇને પૂછ્યું: 'ભાઇ આ ગામનું તંત્ર કેવું?' પેલાએ જવાબ દીધો: 'રાજા ખરાબ પણ નોકરો સારા.' પરદેશીએ એ રાજમાં ચાકરી બાંધી. કારણ એમ કે, બાવા! માણસને રાજા સાથે રોજ કામ પડતું નથી પણ તેના નોકરો સાથે રોજ કામ પડે છે. માટે તે ખરાબ હોય તો ચાકરીનો ભરોસો નહિ. એ સારા હોય તો કાંઇ વાંધો નહિ. માટે બાવા, સમજો તો સારૂં."

# પ્રકરણ ૧૭ મું.

## દાવનો એક પાસો.

"હું તમારૂં બધું કહેવું સાંભળું છું અને સમજું છું, અને હું એના ઉપર વિચાર કરીશ. અત્યારે તો મને લાગે છે કે આ ભાયાતોના તોફાન અને ઉદ્ધતાઇને દબાવી દેવા પતરીને ભાંગવું જ જરૂરનું છે. મારો એ નિશ્ચય છે અને એ નિશ્ચય સાચો છે. અત્યારના સંયોગમાં હું તે ફેરવી શકીશ નહિ. માટે મારો હુકમ છે કે ફોજને તૈયાર કરો. તોપોને ગોલંદાજોની ગેરહાજરીમાં ચલાવી જુઓ. નહિતર એમને એમ ક્ષણ પણ નકામી ગુમાવ્યા સિવાય પતરી ઉપર હુમલો કરી ગામને કબજે કરો."

"આ હુકમ હું કોને કહું ?"

"કેમ ! તમારી ફોજને સંભળાવો. તમે એ પ્રમાણે અમલ કરો. ફોજના સેનાપતિ થઇ કેવો પ્રશ્ન કરો છો ?!"

"મારાથી આ સરદારી હવે જીરવાય એમ નથી !" દૃઢતાથી જમાદાર નિશ્ચયદર્શક અવાજે બોલ્યો : "જ્યારે રાજની ફોજ રાજની રૈયત ઉપર વપરાય ત્યારે ભયંકર અનર્થ જ થાય. રૈયત તો રાજનું બાળક, એની ઉપર શમશેર ન હોય ! આપનો હુકમ પાળે એવો સરદાર આપ શોધી લઇ તેને હુકમ આપો. હું ફોજ ભૂજ પહોંચે ત્યાંસુધી સિપાઇ તરીકે રહીશ. મરીશ તો છૂટીશ. ભૂજ પહોંચ્યા પછી હું ઘેર બેસીશ."

"જમાદાર, મારૂં લૂણ ખાઇને–રાજનું નિમક ખાઇને અણીને વખતે આ પગલું ભરો છો તેની શરમ નથી આવતી ?" જમાદારના પદત્યાગથી દિઙ્મૂઢ બનેલો રાઁ આશ્ચર્યમિશ્રિત ક્રોધથી બોલી ઉઠ્યો.

"હું નિમકહલાલ છું ગાદીને. લૂણ ખાધું છે રાજનું અને રાજનું ભલું થતું હોય તો રાજાને કડવાં વેણ કહેવાં પડે ત્યારે કહેવાં એમ માનું છું. આપને કહેવા જેવું કહ્યું. કંઇક વાર કહ્યું હતું. આજે કાંઇક વધારે કહ્યું. મારી રાંકની વાત તમને ન રૂચી તો ખેર ! આપનું ધાર્યું કરો. પણ જેમાં હું રાજનું અનિષ્ટ જોઉં છું તેમાં ભાગ લઉં તો નિમકહરામ કહેવાઉં.

રાજની બહુ નોકરી કરી. હવે ડોસો થયો અને અમારી 'સાઠી બુદ્ધિ નાઠી' આપને ન ગમે. હવે આ દોડધામ પણ સહન નથી થતી ને મન નબળું પડી ગયું છે તેથી આવા વિચારો સૂઝે છે. રાજને ક્યાં નોકરની ખોટ છે?"

"જમાદાર! તમારી ઉપર ભરોસો રાખ્યો ને પછી આ ઠીક નથી થતું. હું તો બીજો સરદાર શોધી લઇશ, પણ તમારી લાંબી નોકરી લાજશે."

"બાવા! આવાં કાળાં કામો કરૂં તો મારો અલ્લા રૂઠે. મને છૂટો કરો, બાવા! હવે આ નોકરી મેંથી નહિ પાર પડે." જમાદારે રાજ-સેવાના ત્યાગનો આગ્રહ બતાવ્યો.

"જમાદાર! અવસ્થા થઇ તેથી ત્રણ ત્રણ રાતના ઉજાગરાથી મગજ કંટાળી ગયું હશે. હું તમારા જેવા સેવકને છૂટા નહિ કરૂં. હમણાં બધો કારભાર મસુદને સોંપી દો. તમારા તંબૂમાં પાક પરવરદિગાર અલ્લાહની બંદગી કરો. ફોજ પાછી ભૂજ જાય એટલે પછી વિચાર કરીને કહેજો. તે વખતે આપણે વિચારીશું. બાકી, લાંબી રાજસેવા એમ છોડાય નહિ અને અમે તમારા જેવા અનુભવીનો ત્યાગ ન કરીએ. જાઓ, મસુદને મોકલો." રા' એ જમાદાર તરફ લાગણી બતાવતા સ્વરે કહ્યું.

જમાદારે સલામ કરી. મસુદ અંદર આવ્યો.

"મસુદ! પેલા ડોસલ ડોસાની બુદ્ધિ ફરી ગઇ છે. એ તો નોકરી છોડવા તૈયાર થયો છે."

"કાં, બાવાનું આવું અપમાન! યા ખુદા!" રા' નું અપમાન માત્ર પોતાના આપઘાતનું યોગ્ય કારણ છે અને તેવા ઘાત માટે પૃથ્વી પાસે માર્ગ માંગતો હોય કે આસમાનને નીચે પડવા વિનવતો હોય એવી રીતે નીચે ઉંચે નજર ફેરવતો મસુદ બોલ્યો.

"હા! પણ મેં એને હમણાં કાઢ્યો છે–કહ્યું છે કે વિચારીને કહેજે. ભૂજમાં વળી મળશે તો જોઇશું. એવા અનુભવી કુશળ યોદ્ધાને એમ ને એમ પડતો મૂકીયે તો ચાર માણસ ઠપકો દે."

"દેવચંદ શેઠ—" મસુદે અર્થગંભીર શબ્દો ઉચ્ચાર્યા અને તરત જ શાંત પડી ગયો.

"મસુદ! એ વાત રહેવા દે. દેવચંદ શેઠનો તો કશોય ભાવિ ઉપયોગ રહ્યો નહોતો. પણ જમાદારની હજી જરૂર છે. એની હજી ગરજ છે, એટલે જ મારે એનું સાંભળી રહેવું પડ્યું."

"પણ ત્યારે પતરી—"

"હા! પતરી મારે કંઠે છે. એને ભાંગવું છે." આગ્રહી રા' ની રાજહઠ એના ચહેરા ઉપર છવાઇ રહી. "હમણાં ફોજની સરદારી તારે લેવી. સરદારી લઇને આ જ ક્ષણે પતરી ઉપરી હુમલો કરો અને ગામને કબજે કરો."

આખી છાવણીમાં સમાચાર ફરી વળ્યા કે જમાદાર ડોસલ વેણુ ફોજનો સરદાર નથી. કામચલાઉ સરદાર તરીકે મસુદની નિમણુંક પણ સાથે સાથે પ્રગટ થઈ. કોઈ કહે જમાદારને રા' એ કેદ કર્યા. કોઇ કહે રા' એ એને રજા આપી. કોઇ કહે જમાદારે નોકરી છોડી.

વાયુને વેગે વધતી વાત આગળ ચાલી અને અનેક કલ્પિત વિગતો ઉમેરાતી ગઈ. એ વિગતોથી ફોજમાં રહેલા સહુને આભાસ થયો કે જમાદારમાં વૃદ્ધાવસ્થાનાં ચિન્હો જણાવા લાગ્યાં ખરાં! શરીરે નહિ થાકતો ડોસો બુદ્ધિએ થાક્યો ખરો!

---

## પ્રકરણ ૧૮ મું.

---

### યુદ્ધનો આરંભ.

આ દરમ્યાન પતરીના જર્જરિત બનેલા દરબારગઢમાં રાજ્યના મુખ્ય મુખ્ય ભાયાતો બેઠા હતા. એઓ અંદર અંદર વાતો કરતા હતા અને એ વાતો ઉપરથી કાંઇક મંત્રણા થતી હોય એમ ભાસતું હતું.

એમના વાર્તાલાપમાં ભંગ પાડતો અને સહુનાં મનને પરવશ બનાવી પોતાની તરફ આકર્ષતો કસુંબો આવ્યો. લાલ હિંગળોક જેવો, લોહીવર્ણો, સૂર્યના પ્રકાશમાં નાચીને સપ્ત રંગોનું મનોહર વક્રીભવન કરી પ્રવાહી બનેલો, લાલ માણેક જેવો શોભતો કસુંબો દેખાયો. કસુંબાના મોટા પાત્રની સમીપે બેએક હજામ અને એક કુંભારની સાથે પતરી ગામનો સંરક્ષક જીવાજી જાડેજો ઊભો હતો. પતરીના ઠાકોર બારાજીનો એ નાનો ભાઇ કસુંબાના પાત્રને એક હજામ પાસે ઉચકાવી વચમાં આવ્યો. બીજો હજામ હુક્કો

લાવ્યો. બગલાની પાંખ જેવા વાગડના રૂનાં પુંમડાંથી જીવાજી વારાફરતી સહુની પાસે બેસી કસુંબો લેવરાવવા લાગ્યો અને ઘડીભર એ ખાંડમાં 'લ્યો ભા! હવે બસ!' 'ના ભા! લ્યો ઘો ત્રમઝટે મારા બાપ' 'રંગ છે' 'હવે ખમી ખાઓ' 'હવે ન હાલે' 'હવે હાલશે' એવા ચિત્રવિચિત્ર અવાજોનો કોલાહલ ગાજતો ઉઠયો.

કસુંબા લેવાયા અને હુક્કો ફર્યો. પછી ભટી હમીર બોલ્યો: "લ્યો ભા! આપણે મસલત પ્રમાણે કસુંબા પીધા અને અંદર અંદરનાં વેર ભૂલી જવાના અને ભાઇઓ પેઠે રહેવાના શપથ લીધા. હવે આજે જેમ સહુની જાગીરોની સ્થિતિ છે તેવી કાયમની રાખવા અને રખાવવા આપણે બંધાયા. રા' હમણાં ચડી આવશે માટે ફોજનો બંદોબસ્ત કરવો જોઈએ."

"હવે એમાં શું બંદોબસ્ત કરવો હતો? આપણે કયાં ચૂડીઓ પહેરી છે?" એક યુવાન ભાયાત બોલી ઉઠયો.

"જો ટકવું હોય તો બંદોબસ્ત પહેલો. આપણે ફોજનો સરદાર નીમવો પડશે. આપણે ફોજનો કામદાર નીમવો પડશે. વિષ્ટિનો કે એવી વાતનો વિચાર કરવા પંચ નીમવું પડશે. નહિ તો પછી ગોઠવણ વગર આપણું લાંબું નહિ ચાલે." ભટી હમીર બોલ્યો.

'ત્યારે લ્યો! ફોજના સરદાર તો પહેલા તમે, ને તમે કહો એને કામદાર નીમીએ. પાંચ માણસ તમે કહો તે પંચ, એટલે પત્યું. તમે કરો છો તે કાંઇ તમારા એકલા માટે થોડું કરો છો? સહુનો સ્વાર્થ છે. તે તમારૂં કહ્યું કેમ ન કરે?" સુંથરીનો ઠાકોર બોલ્યો. સહુએ એના પ્રસ્તાવનો "સાચી વાત" કહી સ્વીકાર કર્યો.

હમીર ફરીથી ગંભીરતાથી બોલ્યો: "અત્યારે તમને મારામાં વિશ્વાસ છે, એટલે તમે એમ બોલો છો. પણ એમ કામ કરવું ઠીક નથી. મારૂં માનો તો ફોજનો સરદાર આપણામાંથી કોઇને પણ ન નીમવો. એમાં ઘણા લાભ છે. એક તો આપણામાંથી કોઇના મનમાં ઈર્ષ્યા નહિ જાગે. વળી સરદારને રા' લાલચ આપે તોય નુકસાન ન થાય. આપણામાંથી કોઇ સરદાર હોય ને લાલચમાં લપટાય તો બધાયનું સત્યાનાશ વાળે માટે કામદાર કે સરદાર બેય બીજાને જ રાખવા. વળી રા'ની સામેની ફોજનો

સરદાર એટલે એને પણ લડાઇ જીતવામાં સાર સમજાશે. માટે એ બેયને મેં કહ્યું એમ નીમવા એ મને તો ઠીક લાગે છે."

"એ વાત સોળ વાલ ને એક રતિ! વાત તો સાવ સાચી, સોનામહોર જેવી; પણ ભા! એ ના કહે કે હા કહે પણ પંચમાં પહેલો તો મૂકો હમીરને. એની અક્કલ સારૂં કામ કરે છે."

આ વાતને પણ "સાચી વાત, સાવ સાચી વાત"ના શબ્દોથી અભિનંદવામાં આવી.

ભટી હમીરની સૂચનાનો સ્વીકાર થતાં ભાયાતી ફોજના સરદાર તરીકે તુર્ક વાદીના નામના એક વયોવૃદ્ધ જમાદારને નીમવામાં આવ્યો. પંચના કામદાર તરીકે જીવાજી ઠાકોરની પ્રાથમિક સૂચના અને હમીરની અનુમતિથી હંસરાજ નામના એક ભાયાતના કામદારને નીમવામાં આવ્યો. પંચમાં હમીર, જીવાજી, અને સુંથરી, હાલાપર તથા કેરાના ઠાકોરો, તુર્ક વાદીના અને હંસરાજ શેઠને નક્કી કરવામાં આવ્યા.

તુર્ક વાદીના અને હમીર પતરીમાં પડાવ નાંખી પડેલી ફોજની વ્યવસ્થા કરવા ચાલ્યા. ભાયાતોનો ડાયરો જ્યારે વીખરાયો ત્યારે પતરીનો કિલ્લો પોતાના બચાવની લડાયક તૈયારી અને યોજનાથી સુસજ્જિત થઇ ગયો હતો.

તેમની તૈયારીઓ અકારણ કે ઉતાવળી પણ ન હતી. ભાયાતો ગઢની રાંગ ઉપર ઊભા ઊભા રા'ની ફોજની હિલચાલ જોતા હતા, ત્યાં રા'ની ફોજ પતરી પર હાથોહાથ હલ્લો કરવા ચાલી આવતી તેમણે જોઇ. ભાયાતોથી થોડે દૂર ગઢની રાંગ ઉપર તેમની ફોજનો નવો સરદાર તુર્ક વાદીના એકલો ઊભો હતો. તેની પાસે શસ્ત્રાસ્ત્ર ન હતું, અને તેનાથી થોડે દૂર પાંચ સાત રજપૂતો ઊભા હતા. આટલા જ રાંગ ઉપર હતા. ફોજ બધી ગઢના ચોગાનમાં અને અન્ય સ્થાને ઊભી હતી.

"આ આમ કેમ ઊભો છે? જરા બોલાવોને એને! રા'નું કટક તો આ આવ્યું અને એ બોલતો ચાલતોય નથી!" એક ભાયાતે તુર્ક વાદીનાની શાંતિ જોઇ કહ્યું. એક માણસ તેને બોલાવવા ગયો.

એકાએક જીવોજી દોડતો રાંગ ઉપર આવ્યો અને આનંદથી ફાટતા અવાજે બોલ્યોઃ "ભા! સાંભળ્યું?"

"શું ?" બેચાર જણાએ પૂછ્યું.

"જમાદાર ડોસલ વેણે રા'ની ફોજની સરદારી મૂકી દીધી. પત્રી ઉપર હુમલો કરવાની ના પાડી."

"બને નહિ." એક બોલ્યો.

"બને નહિ શું? મેં પાકે પાયે સાંભળ્યું છે."

માણસથી બોલાવાયેલો તુર્ક વાદીના આવી પહોંચ્યો. તેને સંબોધીને એક વૃદ્ધ ભાયાત બોલી ઉઠયોઃ

"જમાદાર! રા'નું કટક આવ્યું ને તમે તો આંહી ઊભા છો!! કાંઇક ફોજને સાબદી કરો સાબદી."

"જ્યારથી આપે મને ફોજ સોંપી છે ત્યારથી તેની જવાબદારી મારે શિર છે. રા' નું કટક આવેલું છે તે હું જોઇ શકું છું. હું માનું છું કે લડાઇનો કારભાર મને સોંપવામાં આવ્યો છે." શાંતિથી તુર્ક વાદીના બોલ્યો.

"હા! પણ–" કાંઇક શરમિન્દો બનેલો ભાયાત બોલ્યો.

"એમાં 'પણ' નથી. મારામાં વિશ્વાસ ન હોય તો કોઇ બીજાને સોંપો. બાકી જ્યાંસુધી હું આ ફોજનો સરદાર છું ત્યાંસુધી મારી ફોજ મારા કબજામાં રહેવી જ જોઇશે અને મારી યોજના મુજબ જ લડાઇ હું કહીશ ત્યારે ફોજ લડશે, હું કહીશ ત્યારે પાછી હઠશે, હું કહીશ ત્યારે પાછી ફરશે કે આગળ વધશે. આ ફોજ મારી છે. હું તેનો સરદાર છું."

"જમાદાર એ તો.. હું...સ્હેજ..." તત–પપ કરીને ભોંઠો પડી ગયેલો ભાયાત બોલ્યોઃ " એ–તો–મેં–કહ્યુંઃ જમાદારને જરીક ચેતાવું."

"જેઓને એવી ચેતવણીની જરૂર પડે તે માંહેલો હું નથી. જ્યારથી હું સરદાર થયો ત્યારથી મારે જ ચેતતા રહેવાની ફરજ છે."

"જમાદાર સાંભળ્યું? ડોસલ વેણ–" એક બીજો ભાયાત આ તપી ગયેલા લાગતા મુસલમાનને ઠંડો કરવાના ઇરાદાથી બોલ્યો.

"હાજી! જમાદાર ડોસલ વેણે રા' ના હુકમને અમાન્ય કર્યો એ હું જાણું છું. મને હમણાં જ બાતમી મળી છે."

ભાયાતો આ શાંત દેખાતા પણ સ્વમાની લડવૈયાને જોઇ રહ્યા. એનું

અતડાપણું અને અભિમાની લાગતો સ્વભાવ એમને ન રૂચ્યો. સલામ કરી તુર્ક વાદીના પોતાને સ્થાને જઈને પાછો ઊભો રહ્યો. ભાયાતો એની પીઠ તરફ જોઈ જ રહ્યા. "કોક મિજાજનો ખાં લાગે છે! કટક તો આ આવ્યું હાથ વેંતમાં, ને એ તો બસ ઊભો છે ઝાડ જેવો!"

"અલ્યા, પણ આ આવી પહોંચ્યા કાકા." બીજા એક ભાયાતે ઉશ્કેરાઈને કહ્યું: "આ કેમ કોઈ હાલતું ચાલતું નથી?"

ભયમિશ્રિત આશ્ચર્યથી રાંગ પર ઊભેલાંઓએ રા'ના કટકને મોટું થતું, કિકિયારી કરતું, ગાજતું આવતું જોયું. નજીક ને નજીક આવતાં અને સૂર્યના પ્રકાશમાં વિજળી જેવા પ્રાણહારક પ્રકાશનું વમન કરતાં તેનાં હથિઆરો મૂઢ બનેલી આંખોએ જોયાં. હવે?

તુર્ક વાદીનાએ એક રજપૂતને પોતાની પાસે બોલાવ્યો અને તેને શાંતિથી કંઇક કહ્યું. એ રજપૂત ત્યાંથી ચાલ્યો ગયો.

હવે માથે આવી પડશે સમજી ભાયાતોએ પોતાનાં હથિઆરો સંભાળવા માંડયાં. તેઓએ વસ્ત્રોને ઠીક કરી સમશેરો મ્યાન બહાર કાઢી અને ફોજની સાથે થઇ જવા પાછા ફર્યાં.

એટલામાં ગઢની ગાબડાં પડેલી દિવાલોમાંથી બંદૂકો ગાજી ઉઠી. ભાયાતોને દબાયેલા માની હર્ષથી નાચતું આવતું કટક એકદમ અટકયું. કેટલાક સિપાઇઓ અને યોદ્ધાઓ પડયા. ફરીવાર બંદૂકો ગર્જી ઉઠી. ફરી રા'ના બીજા યોદ્ધાઓ પડયા. ફરીવાર સ્થિર નેમથી નોંધાએલી ભયંકર બરકંદારોમાંથી રા'ની ફોજમાં મોત ઉતર્યું, અને રા'ની ફોજ પાછી ફરી. રા'નો પહેલો હુમલો નિષ્ફળ ગયો હતો ત્યારે આકાશમાં લોહીવર્ણી સંધ્યાનાં તેજ આછાં થતાં હતાં.

ભાયાતો આ વિજયથી હર્ષમાં આવી ગયા. પોતાના પક્ષમાં જરાય ખુવારી સિવાય આ હેતુ સાધી શકાયો એથી એમને આનંદ થયો અને આનંદની એ ઘેલછામાં તેઓ મોડા મોડા સૂઇ ગયા.

મધરાતના અઘોર પહોર જામ્યા હતા, ત્યાં તેમને કોઇએ ઉંઘમાંથી ઉઠાડયા. પોતાના કર્તવ્યની ઈતિશ્રી થયેલી માની નિરાંતે સૂઇ રહેલાઓ પ્રયાસે જાગ્યા, બેઠા થયા. ઝાંખા બળતા કપાસીયાના દિવાના તેજમાં સહુએ તુર્ક વાદીના અને હમીર ભટીને ઊભેલા જોયા.

સહુ જાગ્યા એટલે તુર્ક વાદીનાએ કહ્યું: "ભા! તમારી જ રાહ જોવાય છે. ચાલો થાઓ તૈયાર!"

"ક્યાં? શું કરવા?"

"હજી આપણે રા' નો પરાજય કરવો છે. એનો હુમલો વાળવો એકલો બસ નથી. એને અહીંથી કાઢવો જોઇએ."

"હા! ચાલો. જે આશાપુરાં! પણ અમને પહેલેથી કહી રાખ્યું હોત તો ઉંઘત નહિ."

"પહેલેથી ન કહેવાય." તુર્ક વાદીનાએ કહ્યું.

રાતના સમસમતા અંધારામાં મીઠું હસતા તારાના તેજમાં તુર્ક વાદીનાની સરદારી નીચે ભાયાતી ફોજ પતરીના ગઢની બહાર નીકળી, અને બહાર મેદાનમાં આવી. દૂર દૂર ટમટમતા દીવાઓથી રા' ની છાવણી દેખાતી હતી. તુર્ક વાદીનાની ફોજે બહાર પડાવ નાંખ્યો.

"પણ ત્યારે અત્યારે તૂટી પડીએ તો શું?" એકે કહ્યું.

"ના, અંધારામાં લડાઇ લડી છાને ખૂણે રા'ને હરાવીએ તો જગત કહેશે કે રા'ને રાતમાં દબાવ્યો. નહિ! ધોળે દહાડે સૂર્યના તેજમાં આપણું કામ કરીએ." ટેકીલો જાડેજો હમીર બોલ્યો. ખરી વાત એક જ હતી કે જે તુર્ક વાદીનાએ હમીરને જણાવી હતી કે અંધારામાં ન કરે નારાયણ ને રા' મરાયો તો શું? આ હેતુ ભાયાતોને કહેવામાં સાર ન હતો. રાતના હલ્લામાં કચ્છનો રા' પડે તો રા'નું ખૂન કર્યું કહેવાય અને દિવસની લડાઇમાં પડ્યો હોય તો વિધિનું પ્રાબલ્ય મનાય. વળી રા'ના લશ્કરની નજર તળે ગઢની બહાર સલામત ને વ્યવસ્થાપૂર્વક ન નીકળી શકાય.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### અંજારને પાધર.

પ્રભાત થયું કે સ્તબ્ધ બનેલા રા'એ ભાયાતી ફોજને મેદાનમાં ઊભેલી જોઇ. સર્વગ્રાહી નજરે તેણે એ ફોજનું પરિણામ કાઢ્યું. પોતાની ફોજથી ભાયાતી ફોજની સંખ્યા ઉતરતી લાગી અને તેણે લડાઇના હુકમ આપ્યા.

જંગ જામ્યો અને રણનો નિશો સૌને મરણીયા બનવા પ્રેરવા લાગ્યો. ખૂબ લડાઈ થઈ. સામસામાં માણસો મરાયાં, કપાયાં, જખમી થયાં, અનેકોએ પરાક્રમ કર્યા. રા' અને ભાયાતોએ પણ શૌર્યમાં પાછી પાની કરી નહિ. હૈયાના રોષ હથિયાર વાટે ઉતારતા ક્ષુદ્ર માનવીઓ એ જગ્યા ઉપર એક બીજાને કાપવામાં શૌર્ય લેખવા લાગ્યા.

બે પ્રહર આમ યુદ્ધ ચાલ્યું હશે, ત્યાં જમાદાર ડોસલ વેણના અસહયોગ અને તુર્ક વાદીનાની લોખંડી પણ સ્થિતિસ્થાપક વ્યવસ્થાથી હતવીર્ય બનેલી રા'ની ફોજ પાછી પડવા લાગી.

ધીમે ધીમે રા'ની ફોજ પાછી પડતાં, પગલાં ઉપર પગલાં ભરતો તુર્ક વાદીના આગળ વધ્યો. હજારો ધીંગાણાંમાં પાવરધી બનેલી ફોજ નાસે એ તરત સંભવિત ન હતું પરંતુ પાછી ફરતી ફોજના પાછલા મોખરા ઉપર તુર્ક વાદીના સખત દબાણ કરીને આગળ વધતો હતો.

રા'ની છાવણી ગઈ અને રાત પણ પડી. પણ મક્કમ ફોજ હવે તો અધીરાઈ બતાવતી પાછાં પગલાં ભરતી હતી, અને ભાયાતી ફોજ તેને દબાવતી રહી. આવી રીતે દુશ્મનના હુમલા છતાં વ્યવસ્થિત પીછે-હઠ કરવામાં ભૂજની ફોજ પાવરધી થઇ હતી. ઘણીએ વાર માત્ર આવી જ રીતથી તે દુશ્મનોનો પરાજય કરી શકી છે એમ ઇતિહાસ કહે છે. આ રીતથી જ રા' દેશળના અડગ સૈન્યે નવાબ કેસરખાનની ફોજને કાયર કરી નાંખી હતી; એક લાખ કચ્છીઓનાં માથાં વેરાતાં જ્યાં પડ્યાં હતાં, તેવી લગભગ સમકાલીન પાણીપતના છેલ્લા યુદ્ધ સમી વિનાશક અને ભયંકર 'ઝારા' ની હાર પછી, નિર્ધન અને નિરાધાર કચ્છનું સંરક્ષણ જમાદાર ડોસલ વેણે એક અપૂર્વ પ્રસંગમાં એવી જ અપૂર્વ કુશળતાથી કર્યું હતું. વિજયોન્મત્ત ગુલામશાહના સ્વગર્વપ્રેરક ઝારાના ભયાનક વિજયને તેણે નિષ્ફળ બનાવી દીધો હતો, અને એ ભયંકર બ્રહ્મરાક્ષસ જે શ્મશાન સમા કચ્છમાં તાંડવ ખેલવાની આકાંક્ષાએ આવ્યો હતો, તેને પરાધીન અને હતસાધન બનાવી મૂકી લખપત સુધી પાછો મૂકી આવ્યો હતો. સીરફાજખાન પણ આ પદ્ધતિનો ભયંકર ત્રાસ અનુભવી કચ્છને છેલ્લી સલામ કરી લખપતનું સિન્ધી થાણું ઉઠાવી ગયો હતો.

રા' ની ફોજ પાછી પડી અને તુર્કવાદીનાએ એનો બરાબર પીછો પકડ્યો. એમ ને એમ પાછળ હઠતી અને આગળ વધતી ફોજે કચ્છનો દેશ નિર્જન અને ત્રસ્ત બનાવતી, રૈયતને કંપાવી ગામડાં ભાંગતી ચાલતી હતી.

સ્વમાનખંડક પીછેહઠથી સ્તબ્ધ બનેલો અને નિષ્ફળ ક્રોધવશ થયેલો રા' એક દિવસ પોતાની છાવણીમાં આમતેમ પરિભ્રમણ કરતો હતો. રા'ની ફોજમાં અનાજ ખૂટવા આવ્યું હતું, અને હતું તેટલુંય તેમને તુર્કવાદીના નિરાંતે ખાવા દેતો ન હતો. ભય ઉપજાવે, ગભરાવી નાંખે, એવી નિયમિત સ્થિરતાથી એ અવિરત દબાણ કરતો હતો. ઘણી વાર રા'ની ફોજની પીરસેલી થાળીઓ ઉપર ભાયાતી ફોજ ભોજન કરતી.

રા'એ મસુદને બોલાવ્યો. મસુદ આવ્યો.

"મસુદ ! સાંભળ. આ તો બાજી બધી ઉંધી ગઇ. તેને પાર ઉતારવાનો એક માર્ગ મેં શોધી કાઢ્યો છે."

"ભાયાતોની ફોજને હરાવવાનું ?"

"હા ! તારી પઠાણ ટોળી તૈયાર કર. બીજાં પણ વફાદાર માણસો ખાસ કરીને પરદેશીઓને ભેગા કરી હજારેકની સેના એકદમ તૈયાર કર. હું અત્યારે રાતોરાત જઇ અંજાર કબજે કરીશ. આપણી બાકીની ફોજ ભાયાતી ફોજને દબાવતી આવે, એને અંજારમાં લઇ લેશું. સિન્ધનો મીર આ બાજુ આવશે, તેને અંજાર તરફ વળવાનું કહેવા તું જા અથવા કોઇને મોકલ"

"જી ! પરંતુ આથી આપણને લાભ શો ? એક તો અંજાર ગામમાં કાંઈ સાધન નહિ હોય. બીજું ભાયાતો અંજારને ઘેરો ઘાલશે તો ભૂખે મરવાનો મામલો થશે." મસુદે શંકા બતાવી.

"મૂર્ખ !" કોઇ અગમ્ય ભાવોથી પ્રેરાયેલું ભયાનક હાસ્ય કરતો રા' બોલ્યો: "એ બાબતનો મેં વિચાર નહિ કર્યો હોય ? સિન્ધના મીરની મદદે જોધપુરના ફોજ કચ્છમાં દાખલ થઇ છે. એ ફોજને આપણી સહાયે આવવાનો મેં સંદેશો મોકલ્યો છે. મીર આપણી સાથે હોય તો જરૂર જોધપુરનો રાઠોડ આમ નમશે અને પછી ભાયાતો—" રા' સૂચકતા પ્રદર્શિત કરતો મૂક રહ્યો. એની આંખમાંથી ભયંકરતા અને ક્રૂરતાની આગ ચમકવા લાગી.

“હા!” હસતો હસતો મસુદ બોલ્યોઃ “એ બહુ મારૂં. હું હમણાં જ માણસો તૈયાર કરૂં છું. મીરને તેડવા પણ એક કાસદ મોકલું છું. મારે તો ફોજની સાથે જ રહેવું પડશે.”

“હા! હવે જા જલ્દી કર.”

શ્મશાનના અંધકારભર્યા ગર્ભમાં કોઇ વેતાળ સમાઇ જાય એમ મસુદ રાત્રિના અંધકારમાં સમાઇ ગયો. માણસો બધાં તૈયાર કર્યા, અને ભૂજથી પતરી તરફ આવતા સિન્ધના મીર બાહેરઅલી અને વાઘા પારેખને અંજાર તરફ આવવાની સૂચના કરવા માટે વીસ ઘોડાના એક નાયકને પસંદ કર્યો. એ નાયકનો થોડો પરિચય આપણને આગળ થયો છે. એનું નામ ફતેહમહમદ.

ફતેહમહમદને ભૂજ તરફ રવાના કરી કચ્છનો રા’ હજારની ફોજ લઇ અંજારને પાધર ઉતાવળી, થકવતી કૂચ કરી આવ્યો, ત્યારે સૂર્યનારાયણ જગત ઉપર મીઠે મ્હેરે પોતાના તેજનો સફેદ પાલવ પાથરતા હતા.

દૂર દૂરથી અંજારનો કાળો કિલ્લો એ નિર્જન પ્રદેશમાં ઊભેલો રા’ અને તેની સેનાએ જોયો. તેના થાકતા ઘોડાઓએ વેગ કર્યો અને અંજારની દિવાલો નજીક ને નજીક સરકતી લાગી.

---

# પ્રકરણ ૨૦ મું.

## દુર્ભાગી રા’.

અંજાર શહેર રાતની ઉંઘમાંથી ધીમે ધીમે જાગતું હતું. ધીમે ધીમે છેલ્લા પહોરનાં ગાઢાં અંધારાં ઓગળતાં હતાં, અને શૌચાદિ ક્રિયામાં પ્રવૃત્ત થયેલા શ્રમજીવીઓએ આકાશને શોકનો કાળો સાજ ઉતારતું જોયું. સવારના કાર્યમાં પ્રવૃત્ત થતા હોય એમ એક પછી એક તારાઓ વિદાય થતા દેખાયા.

રાત તો વહી ગઇ હતી પરંતુ ઉષા હજુ આવી નહોતી, એ સમયમાં એક માનવી અંજારના રાજમાર્ગ ઉપર શ્વાસભર્યો દોડતો—ઉતાવળો ચાલતો વહી જતો હતો. રાત દિવસ બહારવટીયાઓ અને લૂંટારાઓની ચોકી

કરવા ફરતા પહેરેગીરોમાંથી એકને તેણે પૂછ્યું. એના પ્રશ્નમાં અધીરાઇ, ઉતાવળ અને આતુરતા દેખાતાં હતાં : " ભા ! થાણુદારની ડેલી ક્યાં આવી ?"

પહેરેગીર પ્રશ્નકર્તા સામું જોઇ રહ્યો. લાંબે ગાળેથી ઉતાવળે એ આવતો લાગ્યો. ઘોડો કે ઊંટ કાંઇ એની પાસે દેખાયું નહિ તેથી ચાલીને આવ્યો હોય એમ એને ભાસ્યું. અવ્યવસ્થા અને મારફાડના એ યુગમાં તેને આ માનવી કાંઈ પણ અગત્યના સમાચાર લાવતો લાગ્યો. તરત તે બોલ્યોઃ " ચાલ, ભા ! હું બતાવું. "

ધીમે ધીમે હસીને ઉઘડતાં અજવાળાંમાં તેઓ એક સુંદર મકાન આગળ આવી પહોંચ્યા. ત્યાં અંજારના થાણુદારને–આપણે જેનો આગળ પરિચય કર્યો છે તે મેઘજી શેઠને–ઓટલા ઉપર પાટલો નાંખી દાતણ કરતો બેઠેલો જોયો.

" મેઘજી કાકા ! " એ માણસે ઉતાવળથી કહ્યું : " રા' આવે છે. એના પઠાણો સાથે છે. "

રા' અને એના પઠાણોને મેઘજી શેઠ ભૂલે તેમ ન હતું. એ પ્રાણ-હારક પરિચયથી ચોંકી ઉઠેલો શેઠ બોલ્યોઃ

" કોણ રા' ! તું ભૂલતો તો નથી ને ! એ તો પતરી ભાંગવામાં રોકાણો છે ને ? "

" અરે, કોણ જાણે કેમ પણ એ કામ અધૂરૂં રહ્યું લાગે છે. મને ખબર નથી. આ તો મેં મારી સગી આંખે આશરે હજારેક આદમી સાથે આ બાજુ એને આવતાં જોયો છે. તેથી મારા મનમાં થયું કે હું શેઠને કહેતો જઉં. "

" સારૂં, બેસ ! હવે ખાઇને જજે. "

મેઘજી શેઠનું દાતણ અધૂરૂં રહ્યું. પતરી ભાંગવાનું કામ અપૂર્ણ રાખી કે તેમાં ભયાનક સાફલ્ય મેળવી ગમે તેમ રા' હજારેક આદમી સાથે રાતો-રાત અંજાર શા હેતુથી આવતો હશે ? અંજાર ભાંગવા કે પોતાને પકડવા ? અંજારની થાણુદારી એણે પચાવી પાડી અંજાર ઉપર સત્તા જમાવી હતી તે રા'ને ખબર પડતાં તે અંજાર ભાંગવા અને પોતાને કેદ કરવા આવતો હોવો જોઇએ.

આ મનોમીમાંસામાં ચડેલો મેઘજી શેઠ નિશ્ચયપૂર્વક ઉઠયો. પોતાની

શીરબંદીના જમાદારને તેણે બોલાવ્યો. તે આવતાં તેણે તેને શહેરના દરવાજા બંધ કરવાની અને દરવાજાનું ગમે તેની સામે રક્ષણ કરવાની આજ્ઞા આપી. પાઘડી અને અંગરખું પહેરી તે બહાર નીકળ્યો અને સામેના એક મકાનમાં પેઠો.

"આવો આવો શેઠ! કાંઇ સવારમાં આજ તો?" ઘરધણી બોલી ઉઠ્યો.

"ટોકરશી શેઠ! રા'ના પઠાણો આવે છે. કેમ કરીશું?" મેઘજી શેઠ બોલ્યો.

"હેં!" આશ્ચર્યથી મૂઢ થયેલો ટોકરશી બોલ્યો: "કાંઇ કારણ?"

"કારણ તો શું? પણ બાર ગામના મહાજનનો દંડ ઓછો પડ્યો હશે કે પતરીને ભાંગી સંતોષ વળ્યો નહિ હોય."

"અરે માબાપ! બરડો તો ફાટી ગયો ત્રીસ લાખ ભરીને, ને ઉલટા વેપાર રોજગાર મરી ગયા. આ તે કાંઇ જુલમ?"

"હું તો મહાજનનો નોકર! કહેતા હો તો અટકાવું."

"એ તો એક વાર અટકે, બે વાર અટકે, પણ કાંઇ છેવટસુધી નભે ખરૂં? સત્તા આગળ શાણપણ કેટલુંક ચાલે?" ટોકરશી શેઠે નિરાશા બતાવી અને ભાગ્યની ક્રૂરતા તરફ અફસોસ બતાવવા મસ્તક સહેજ કંપાવ્યું.

"આપણામાં આવડત હોય તો માથું ઉચકીએ તે છેવટસુધી નભે. એને નમ્યે જ છૂટકો."

"આપણું શહેર નભે છે વેપાર ઉપર. રા'ના કબજામાં દેશનાં બધાંય બંદરો એટલે આપણો તો વેપાર પાયમાલ થાય. બાકી, આ જુલમ કાંઇ મીઠો લાગે છે શેઠ?" વેપારની મુશ્કેલી આગળ કરતો ટોકરશી શેઠ બોલ્યો.

"વેપારની મુશ્કેલી મારે ટાળવી, પછી? તમારો વેપાર બંધ થાય એનો જામીન હું. પછી?" મેઘજીએ કહ્યું.

"આપણો વેપાર કાયમ રહે એવું કેમ બને?"

"અરે, કાયમ તો શું પણ ઉલટો વધે. આપણે કાંઇ રા'ના જેટલી જુલ્મી જકાત તો નથી લેવી ને?"

"એટલે? હું ન સમજ્યો."

"જુઓ શેઠ, આપણે તુણા પાસે બંદર બાંધીએ તો પછી રાંનું માંડવીયે ભાંગે, મુંદ્રાએ ભાંગે. એની મેળે રાં' નમી જશે."

ટોકરશીનાં પ્રજ્ઞાચક્ષુઓ ઉઘડી ગયાં. આ ગોઠવણ થાય તો ભૂજથી સ્વતંત્ર રહી અંજાર રાંના જુલ્મી પંજામાંથી મુક્ત થાય, મહાજન નિર્ભય બને, કુલાંગનાઓની પ્રતિષ્ઠા અબાધિત રહે.

"એ વહિવટ તમે માથે લેતા હો તો હું મહાજન ભેગું કરૂં ને આપણે હમણાંજ નક્કી કરીએ."

"ભલે તમે કહો તેમ!" પ્રફુલ્લિત, નિર્ભય અને સંતુષ્ટ થયેલો મેઘજી ઉછળતે હૈયે બોલી ઉઠયોઃ "પણ હમણાં ને હમણાં નક્કી કરો. હમણાં એના પઠાણ નથી દેખાયા એટલી વાર છે, હો."

"અરે આ ઉઠયો." અંજાર મહાજનનો મુખી ટોકરશી શેઠ બોલ્યો અને ઉઠયો. "એ તો નક્કીજ સમજી લ્યોને શેઠ! કોઇક માથે લેનારો હોય ને ઠીક કામ કરનારો હોય તો કોઇને આ હાલનો વહિવટ થોડો ગમે છે?"

"હું આવું?" મેઘજીએ પૂછ્યું.

"ચાલોને આવવું હોય તો, બાકી મહાજનને તો હું એકલો પહોંચી વળીશ. બધાંય સારાં માણસ છે. આપણે કહીએ એમ કરે છે."

"સારાં માણસો"ની વ્યાખ્યા સાંભળી મેઘજી શેઠે આછું સ્મિત કર્યુંઃ "ના, ત્યારે મારે તો હજી ગોઠવણ કરવી છે."

"હા! જાઓ! પણ મેઘજી શેઠ, આમાં કાંઈ ખરચ નહિ થાય?"

"ખરચ નહિ 'થાય એમ તો કેમ કહેવાય? પણ હમણાં તો હું છું ને? મહાલની ઉપજ આખી મને સોંપી તો પછી હવે તમને કાંઇ કહેવાય?"

"ઠીક ઠીક!" ટોકરશી પ્રસન્ન વદને બોલ્યોઃ "તોય ભીડ પડયે બે પાંચ લાખ કોરી જોઇતી હોય તો ખુશીથી કહેજો."

"સારૂં.'

"મેઘજી શેઠ દરવાજા તરફ ચાલ્યો. ટોકરશી શેઠ મહાજનને એકત્ર કરવામાં રોકાયો. દરવાજા ઉપર અંજારની થાણદારી શીરબંદી હાજર થઇ ગઇ હતી, શહેરના દરવાજા બંધ થઇ ગયા હતા અને રાં'ના ગરમ

સત્કાર માટે મેઘજી શેઠ કિલ્લાની રાંગ ઉપર ઊભો થઇ રહ્યો. એની સમીપે હથિયારબંધ ફોજ એના શબ્દો ઝીલવાને આતુર, તત્પર એવી ઊભી થઈ રહી હતી.

દૂર દૂર ઘોડાના ગાજતા ડાબલાની ધ્રુજારી મેઘજીને હવામાં નાચતી લાગી. નજીક અને નજીક એ ઘેરો અવાજ આવ્યો, અને થોડી વાર પછી પૂરને હેલારે ચડી ઉન્માદી નદી મોજાં ઉછાળતી કાંઠા ઉપર પછડાઇ ગાજતી આવતી હોય એમ રા’ની ઘોડેસવાર ફોજ નજરમાં સમાઇ.

નજીક અને નજીક, વધારે નજીક રા’ અને તેની ફોજ આવતી ગઈ. ક્ષિતિજમાં ટપકાં જેવા દેખાતા ઘોડાના અંગેઅંગ હવે જોઈ શકાય છે. માઇલ-અરધો માઇલ—પા માઇલ—બસોવાર—૧૦૦ કદમ—હણહણાટ કરતા ઘોડાઓ ધરતી ધ્રુજાવતા થનગનતા સાગરના તરંગ સમ ઉછળતા ઉડતા આવતા દેખાય છે.

અંજારના કિલ્લાની રાંગ સળગી ઉઠી. ઘોડાઓના ગાજતા ડાબલાને હવાને ધ્રુજાવતા હણહણાટોને પોતાની અંદર સંકેલી લેતા અવાજોની ધાણી ફોડતા ધડાકાઓ થયા. રા’ના થોડાક પઠાણો પડ્યા. ચમકીને દિઙ્મૂઢ બનેલા રા’એ ગઢની રાંગ ઉપર નજર કરતાં સશસ્ત્રાસ્ત્ર ફોજ જોઇ. જડ જેવો તે ઊભો થઇ રહ્યો.

ફરી વાર બરકંદારો ગાજી ઉઠી અને રા’ની ફોજમાં આગની ધારે મોત ઉતર્યું!

હાથ ઉંચો કરી સત્તાવાહી ડગ ભરતો રા’ એકલો આગળ વધ્યો, અને બોલ્યો: “હું કચ્છનો રા’ રાયધણ આજ્ઞા કરૂં છું કે તમારી ફોજ વીખેરી નાંખો, દરવાજા ખોલી નાંખો.”

“ખમા મારા રા’ને!” તિરસ્કારસૂચક શબ્દોથી હાસ્ય કરતા મેઘજીએ કહ્યું: “પણ રા’ બાવા! અહીં રા’નું રાજ ચાલતું નથી.”

“શું કહો છો? કોણ મેઘજી શેઠ?”

“કહ્યું તે તો તમે સાંભળ્યું કે અહીં રા’ની સત્તા ચાલતી નથી, અને કહેનાર હું પોતે જ મેઘજી શેઠ.”

"મેઘજી શેઠ! તમે જુના અને વફાદાર રાજભક્ત કુટુંબના માણસ? તમે આમ બોલો છો? તમારે તો ઉલટો રાજનો પક્ષ કરવો જોઇએ. તમે કોણ? દેવકરણના સગા અને દેવચંદ શેઠના ભાઇ!"

"હા! બાવા! દેવકરણ અને દેવચંદ શેઠની રાજભક્તિનો શો બદલો મળ્યો એ પણ મેં જાણ્યું છે અને જોયું છે."

"અમારી એવી ભૂલોથી તમારે તમારી વફાદારીનો ત્યાગ કરવો ન ઘટે. ઉઠો શેઠ, દરવાજા ખોલી નાંખો."

"દરવાજો ખોલું પણ એક શરતે."

"શરત શી છે વળી?"

"તમે એકલા આવો. તમારી ફોજને પાછી મોકલો." મેઘજીએ સૂચના કરી.

"એટલે તમારે મને દબાવવો છે, એમ?"

"અમારી વફાદારી અને ભક્તિમાં તમને જ વિશ્વાસ નથી તો પછી એ પૂછડું પકડી શું કામ હેરાન થવું?" મેઘજીએ હસતાં હસતાં કહ્યું.

રા' ક્ષણભર આ ઉત્તરથી શરમિન્દો બની ગયો. તેના ક્રોધે તેની આંખમાં આતશ સળગાવ્યો અને ચહેરાને લાલ રંગી દીધો. ક્રોધથી ફાટતા અવાજે એ બોલ્યો:

"આને માટે પસ્તાવું પડશે! શેઠ!"

"રા' બાવા! મારે પસ્તાવાનો વખત આવશે ત્યારે પસ્તાઇશ. હમણાં તો તમે પસ્તાવો કરો."

અંજારનો દરવાજો ભાંગીને કબજે કરવા રા'એ એક નિષ્ફળ પ્રયાસમાં વધારે માણસોને ભોંયપર પાથરી દીધાં! ક્રોધથી જડ બનેલા હતાશ રા'એ માનભંગ થઇ અંજારના કિલ્લા ઉપર ખૂન વર્ષાવતી દૃષ્ટિ કરી પાછાં પગલાં ભર્યાં. એક મજબૂત કિલ્લાની દિવાલ પછવાડે લડી ભાયાતી ફોજને હરાવવાના તેના મનોરમ સ્વપ્નાં એ બરકંદારોની જ્વાલાએ સળગાવી દીધાં. મરેલા લડવૈયાઓના લોહીને ખુંદતો હતાશ બનેલો રા' પોતાની હારતી, પાછાં ડગ ભરતી ફોજને મળવાને પાછો ચાલી નીકળ્યો.

પોતાની સરી જતી સત્તાને વધારે દૃઢ, વધારે સર્વગ્રાહી કરવાના ભયંકર ઉપાયો યોજવાના મનોરથો ઘડતો રા' ચાલ્યો જતો હતો. અંજાર

દેખાતું બંધ થઇ ગયું હતું. મધ્યાહ્નનનાં મૃગજળ હવામાં નાચતાં હતાં. એવામાં એણે ભયંકર રણહાક સાંભળી. કારમી કિકિયારીના કાળા પડઘા હવામાં ગાજી ઉઠયા.

સત્તાથી ભ્રષ્ટ થયેલો રા' સ્વમભ્રષ્ટ પણ થયો. એણે આછી આછી ભયભરી દૃષ્ટિ ફેરવી અને એનું હૈયું બેસી ગયું.

ચારે બાજુથી એની નાનકડી ફોજને ચક્રના ગર્ભમાં સંકેલી લેતું ઘોડેસવારોનું એક મોટું લશ્કર ચક્રાકારે ચોપાસથી ધસતું આવતું તેણે જોયું.

એ દળના ચક્રમાંથી ધડાધડ બરકંદારો ગાજવા લાગી અને આગના ગાજતા, દોડતા, સાંકડા અને સાંકડા બનતા પ્રાણહારક સુદર્શન ચક્રની વચ્ચે આશ્ચર્યથી મૂઢ બનેલો, શૌર્યથી હત બનેલો, શરીરથી જડ બનેલો કચ્છનો રા' વિચારહીન દશામાં ઊભો રહ્યો !

---

# પ્રકરણ ૨૧ મું.

---

## દુર્ભાગ્યની સીઢીનાં પગથીયાં.

દરેક બાજુએથી કાપતા, ગાજતા અને સળગતા બીજા સુદર્શન ચક્રનો ચેતનવંત અવતાર હોય એવું એ ઘોડેસવાર દળ રા' અને તેના સાથીઓને ભીડાવતું ઘેરી વળ્યું. એ ઘોડાંઓને મોખરે ઘોડા ઉપર બેઠેલો એક પ્રચંડ દેહધારી વિકરાળ પુરૂષ તેના નાયક સમો દેખાતો સહુને હુકમરૂપ સૂચનાઓ કરતો હતો.

નજીક અને વધારે નજીક સવારોનાં દોડતાં ઘોડાં તેમને ઘેરે છે. સાંકડો અને સાંકડો એ ચક્રનો જીવતો દોડતો પાશ થાય છે. જડવત્ બનેલા રા' ના શરીરમાં જીવન મરણના સમયનો સહજ ક્ષાત્ર આવેશ પ્રગટચો. તેનું ઉંચું જાડેજા ખમીર તેની નસમાં વહેતા લોહીને ઉછાળતું આંખમાંથી પ્રકાશી ઉઠયું. તેણે પોતાની સમશેર મ્યાન બહાર કાઢી પાષાણવત્ થયેલા સાથીઓમાં પ્રાણસંચાર કર્યો અને "જીએ રા'" ની નભ ગજવતી ગર્જના સાથે સેંકડો સમશેરો ઉપર સૂર્યનાં કિરણો સળગી ઉઠયાં.

"અલ્યા આ તો રા' ! ઘણી ખમ્મા મા આશાપુરાને !"

"કચ્છનો રા'!" કેટલાકના સ્તબ્ધ બનેલા હોઠમાંથી ઉદ્ગાર સરી પડ્યો.

"અરે રા' પોતે! મેં જોયો છે ને ઘણીવાર-રા' આ વચમાં ઉભો એ પોતે! અલ્યાઓ, ઝાલો એને જીવતો. જોજો હો તેને વાગે નહિ. એ તો રાજલોહી કહેવાય, પણ પકડો ને લઈ ચાલો રણમાં. દામ બહુ સારા ઉપજશે."

"કોણ છે તું? અને મારો માર્ગ રોકવાની હિંમત કેમ કરે છે?" કચ્છનો રા' એક પગલું આગળ વધ્યો અને ક્રોધથી કંપતા અવાજે તેણે આ હયદળના નાયકને પ્રશ્ન કર્યો.

"હું! હું!" અટ્ટહાસ્ય કરતો એ નાયક બોલ્યોઃ "મારૂં નામ તહાર લુનઈ! પારકરનો છું!"

રા' ક્ષણભર ધ્રૂજી ઉઠ્યો. ભયની ફિક્કી ચમકારી તેના વદન ઉપર ક્ષણભર છવાઈ ગઈ. "કોણ તહાર? કોશી બહારવટીયો? હું કોણ છું તે જાણે છે?"

"હા! હું તહાર પોતે!" કેસરી સિંહની વિખરાયેલી યાળ તેની લાલ અંગારા સમી ઝબકતી આંખ ઉપર વેરાતી પડી હોય એવા વાળના ઝુલફાથી આચ્છાદિત થયેલા એ વજ્રદેહી સવારે અભિમાનથી છાતી ફૂલાવી કહ્યુંઃ "કાબુલના પાદશાહથી મુંબઈના ટોપીવાળા જેના નામથી કંપે છે, જેના આગળ ગાયકવાડની વિષ્ટિ આવે છે, જુનાગઢનો બાબી નવાબ જેની દોસ્તી માટે યાચના કરે છે, સિન્ધના અમીરો જેને નમે છે, એ તહાર! રાજામહારાજાઓ જે બહારવટીયાની મહેરબાની માંગે છે તે તહાર! ગર્ભિણીના ગર્ભ છૂટી જાય. રજપૂતની રજપૂતાઈ રંડાઈ જાય, ને મહાજનનાં લોહી સુકાય એવો તહાર હું પોતે આજ તારી સામે ઊભો છું. તું કચ્છના ખોબા જેટલા મુલકનો ધણી. હું વિશાળ સીમા વગરના રણનો રાજા! નમી જા રા'! તાબે થઈ જા! રાજાનું લોહી રેડાય તો ધરતી ધ્રૂજી ઉઠે. તારા દામ ચુકવાશે એટલે તું છુટ્ટો."

"મને પકડવો છે? મારા શું દામ ઠરાવશો?"

"પકડીએ તને તો શું, પણ ટોપીવાળો લાટ આવે તો તેનેય ન મૂકીએ. અમે તો બહારવટીયા. પકડી બાનનાં દામ લઈ છોડીએ એ જ અમારો ધંધો. ધન્યભાગ્ય અમારાં કે તું જ આજ હાથ ચડી ગયો. રા'! તને પકડીશું. તારો કારભારી ત્રીસ લાખ કોરી ચૂકવશે ત્યારે છોડીશું."

ત્રીસ લાખ કોરીની રકમનું નામ સાંભળી રા' ફિક્કો પડી ગયો. મહાજનનો દંડ તેને હૈયે ચઢી તેના શ્વાસને રૂંધવા લાગ્યો. શું તેનાં પાપ નડતાં હતાં? ક્ષણભર એ વિચાર રહ્યો. બીજી ક્ષણે તેણે મનને મક્કમ કર્યું. " છટ છટ! એ તો ભોળા ને મૂર્ખાં હિન્દુઓની આંધળી ને બહેરી વાતો! હું તો મુસલમાન, હવેથી કહેવાનો કે સમજવાનો નહિ પણ પાક મુસલમાન. જીવતાજાગતા પીર અહમદશાહ બેઠા છે. ઇલમથી મારી હાલત જાણી લેશે. અલ્લાહ!"

તેના હૈયામાં ક્રોધ સમાયો નહિ. તેણે કમરમાંથી પીસ્તોલ કાઢી. હવાને સળગાવતી, ગજાવતી ગોળી તહારના ઘોડાને છરકતી ગઇ. ઉછળતા અશ્વને જેમ તેમ કાબૂમાં રાખતો "રણનો તાજ વગરનો રાજવી" તહાર બોલ્યો: "રહેવા દે રા' રહેવા દે. તારા ઉપર ઘા કરૂં તો ધરતી મને સંઘરે નહિ. પણ તારા માણસોની કતલ થઇ જશે. નકામો સંહાર શાનો નોતરે છે?"

રા' તિરસ્કારથી હસ્યો. એ ઉદ્ધત તિરસ્કારથી તહારની આંખો ફાટી ગઇ. "અલ્યા માંડો સમસમાવવા. જોજો કોઇ જીવતો ન જાય. રા' ઉપર ઘા ન હોય. એને જીવતો ઝાલે એને દશ હજાર કોરી ઇનામની."

રા'ને એનાં માણસો વિંટળાઇ વળ્યાં. બહારવટીયાની ફોજ સમશેર ચમકાવતી આગળ વધી.

ત્યાં તો અચાનક કોણ જાણે શું થયું! તહારનો ઘોડો કૂદ્યો, તહારનો હાથ ધ્રૂજ્યો, કે કોઇ દૈવે પીસ્તોલમાં પ્રાણ પૂર્યો; કેમ થયું કોણ જાણે, શું થયું કોણ જાણે, શામાટે થયું એ તો વિધિનું વિચિત્ર વર્તન જાણે, પરંતુ તહારની પીસ્તોલમાંથી આકસ્મિક અવાજ સળગી ઉઠ્યો. સનસન કરતી વહી જતી ગોળી રા'ના સાથળ ઉપર નોંધાઇ. જખમમાંથી લોહીનો ધોધ વહેવા માંડ્યો. એક ચિત્કાર કરી રા' જખ્મી થઇ નીચે પડ્યો અને સામસામી ફોજો આ ભયંકર દેવદ્રોહથી મૂઢ સમી બની થંભી ગઇ.

તહાર ધ્રૂજવા લાગ્યો. એની આંખમાં ભય વ્યાપી રહ્યો. શરીરે પરસેવો છૂટી ગયો. કંપતા હાથમાંથી ધૂમાડા કાઢતી પીસ્તોલ નીચે પડી ગઇ. ત્રાસ અને ભીતિથી સફેદ બનેલા ચહેરાવતી ભોંય સામું માર્ગ યાચતો હોય એમ જોઇ રહ્યો!

બહારવટીયાના કટકમાંથી એક લોખંડી સ્નાયુવાળો આદમી આગળ આવ્યો. ક્રોધથી પ્રજ્વલિત એની લાલ લાલ આંખોએ તહારને ડાર્યો. તહારનો ધ્રૂજતો હાથ તેણે સખ્તાઇથી પકડ્યો અને તેણે ગાજતા અવાજે પૂછ્યું: " આ શું કર્યું ? "

" માનસિંહ બા ! ખરૂં કહું છું, ઈશ્વરના કસમ ખાઇને કહું છું કે મને ખબર નથી પડતી, કેમ થયું તે. " તહાર વિનવતા અવાજે બોલ્યો.

" તહાર ! મારી સગી આંખે મેં તને પીસ્તોલ છોડતાં જોયો. અરે, ઓ પૈસાના પૂજારી બહારવટીયા ! તારા કરતાં મને રા' ઉપર વધારે વેર હતું. મારા શેઠ મારા માલિક દેવચંદ શેઠનું ખૂન થવાનું છે તેની મને બાતમી મળી હતી. હું તે દેવચંદ કામદારને ન જણાવી શકું એટલા માટે મને એણે મસુદ પાસે કેદ કરાવ્યો. ને મારી નજર આગળ દેવચંદ શેઠ પડ્યો. એનું લોહીથી નીતરતું માથું કાપી લીધું. ધડ રખડતું રાખ્યું. આ ટોળીમાં પેલો મસુદીયો કે જમાલમીયાં જેણે દેવચંદ શેઠ ઉપર ઘા કર્યો હતો તે હશે એમ જાણીને તને આ ટોળીની બાતમી આપેલી; કચ્છના ધણીને મારવાને નહિ. રાજા તો પૃથ્વી ઉપરનો દેવ કહેવાય ! આપણે તો તેની રૈયત કહેવાઇએ. એનું લોહી ધરતી ઉપર આપણે હાથે પડે તો આપણું ધનોતપનોત–ખેદાનમેદાન થાય ! બાપ ! પણ તારે તો પૈસા સાથે કામ. તારી નસમાં રાજનું લૂણ થોડું છે ? પણ જા ! તને તો ધરતી સંઘરશે નહિ. અમે અમારૂં ફોડી લેશું. તારા જેવા દેવહત્યારા–ગોહત્યારાનો સાથ અમારે ન જોઇએ. " પછી તે પોતાના સાથીઓ તરફ ફર્યો: " ખરૂંને ભાઇઓ ? "

" હા ! " બધા બહારવટીયા એકી અવાજે ગર્જી ઉઠયા. મેઘની ગર્જના સમા એ ઘેરા અવાજમાં ભયંકર ગુસ્સો ગાજતો હતો : " હા ! દેશનો રાજા તો પ્રભુ કહેવાય. એનાં લોહી રેડનારો તો ગોહત્યારો કહેવાય. એનો સાથ અમારે ન ખપે. "

બહારવટીયાનું કટક પોતાનાં ઘોડાંનું મ્હોં ફેરવી ગયું, રાજહત્યાથી ત્રસ્ત અને ક્ષુબ્ધ બની ધીમે ધીમે ચાલવા લાગ્યું, તહાર કે જેણે તેમના નામનો હાકોટો દેશ દેશાવર બજાવ્યો હતો, કાબુલના અફઘાન કિલ્લાઓ અને મુંબઈની ટોપીવાળી કોઠીઓ ધ્રૂજાવ્યાં હતાં, તેને ભૂલી ગયું.

"પણ માનભા ! મેં જાણી જોઇને ન હોતું કર્યું." તહાર એક પગલું આગળ વધતો બોલ્યો.

"ભા! જાણી જોઇને કે અજાણતાં પણ રાજનું લોહી તો રેડાયું. હવે રામ રામ."

"માનભા! ભાઇઓ! એક ભૂલથી મને તમે ભૂલી જશો? મારી ભૂલ માફ નહિ કરો?" તહાર આજીજી કરતો બોલ્યો.

"અમને એ વાત ન કહે. ઇશ્વરની પાસે માગ, તે તારો આજનો કાળો કેર માફ કરે." માનભાએ ઉત્તર દીધો.

આ તિરસ્કારયુક્ત ઉપેક્ષાથી તહાર ભાન ભૂલ્યો.

"લે આ બીજો કાળો કેર!" ની બૂમ નાંખતો વિફરેલો વાઘ કૂદે એમ એ કૂદ્યો. જોરથી તોળેલી તલ્વાર માનસિંહના માથા ઉપર પડી, પાઘડી ચીરી, ખોપરી ફાડી, છાતી સુધી ઘા ઉતરી ગયો! લોહીના કોગળા કરતો, પોતાના લોહીના ધોધથી ભીંજાયેલો માનસિંહ નીચે પડ્યો, અને એનો પ્રાણ ઉડી ગયો.

પોતાની તલ્વાર કબજે કરે, પોતાના શરીરને વશ કરે તે પહેલાં સેંકડો સમશેરો અને બંદૂકો સનસનાટ કરી ઉઠી. તહારનું જાળી જેવું બનેલું પડછંદી શરીર વેતરાઇ ગયું. રણનો લૂંટારૂ રાજા પડ્યો. એના ટુકડે ટુકડા બનેલા શરીરમાં આત્માના એક અણુ માત્રને રહેવાની પણ જગ્યા રહી નહિ.

રા' ના હજારો સાથીઓ ચિત્રવત્ આ સહુ જોઈ રહ્યા. બહારવટીયાનું આછું થતું કટક ક્ષિતિજના મૃગજળમાં ડૂબતું હતું.

શું થયું, શું થઈ ગયું અને શું થશે એ વિચારમાં નિરાધાર સૈનિકો પડ્યા. એક પઠાણે આગળ આવી રા' ના મૃતવત્ દેહ ઉપર હાથ દીધો, રાજવી રક્તથી ભીંજાતા એ હાથને હૃદયનો ધબકારો સ્પર્શ્યો, આછો, આછો પણ નિશ્ચિત સ્વરૂપમાં. એણે જખમને પોતાની પાઘડીમાંથી ફાડેલા ચીરા વતી બાંધ્યો. બાંધીને તે બોલ્યો: "બિરાદરો ગભરાતા નહિ. રા' જીવે છે."

થોડી વાર પછી રા'ની ઘેનભરી આંખો સહેજ ઊઘડી અને રા' એ પીવાને પાણી માગ્યું. પાણી હાજર થતાં તેણે પીધું. બેઠા થવા પ્રયાસ

કર્યો, પરંતુ થતી પીડાથી દુઃખનો ચિત્કાર કરી ભોંય પર પડ્યો. નિર્જન પ્રદેશમાં સાહસિક બહારવટીયાઓથી જખમી થયેલા રાંને વીંટળાઇ તેના હતાશ સાથીઓનું કુંડાળું ભોંય પર બેઠું.

## પ્રકરણ ૨૨ મું.

### હવે શું ?

બહારવટીયા દૃષ્ટિપથમાં સમાઇ ગયા હતા અને એ નિર્જન મેદાનમાં સ્મશાનની શાંતિ છવાઇ ગઇ હતી. દૂર—થોડે દૂર માનભા અને તહારનાં શબો પોતપોતાના લોહીનાં ખાબોચીયાંમાં પડ્યાં હતાં.

દૂરથી જે માર્ગે પોતે આવ્યા હતા તે અંજારના માર્ગ ઉપર ધૂળ અને રેતીનાં આકાશ પહોંચતાં આવરણ ઉંચે ને ઉંચે ચડતાં દેખાયાં. થોડી વાર પછી એ વિખરાતા સફેદ નેપથ્યમાંથી ઘોડાઓ દેખાયા. "આ વળી કોણ ને આ નવી ઉપાધિ શું હશે ?" એનો તર્ક સહુને થવા લાગ્યો. રખે બળવાખોર અંજારવાળા તો નહિ હોય એવી ભ્રાન્તિ પણ તેમને થઈ. પરંતુ હતાશ થયેલા એ સૈનિકોમાં હવે નિરાશા ફરી વળી હતી. "હશે, જે હોય તે !" એવી ભાવના સહુને સ્વયંપ્રેરિત થઈ.

એમની નિરાશ આંખોએ એ અસ્પષ્ટ આકારોને સાકાર થતા જોયા. લાંબી નજરવાળો એક સૈનિક બોલી ઉઠ્યો: "અરે, આ તો વાઘો પારેખ !" કોઇ ભક્તજનના ઉગ્ર તપ પછીના ઇશ્વરદર્શનથી એને જેટલો આનંદ થાય એવો આનંદ આ હતાશ સૈનિકોને અચાનક મળેલી સહાયથી થઇ ગયો. એક ક્ષણમાં "પારેખ !" "કામદાર !" આદિ વિધવિધ શબ્દોનો ગણગણાટ સંભળાવા લાગ્યો.

વાઘો પારેખ નજીક આવ્યો. એના સાથીઓ તેની પછવાડે આવ્યા. પારેખ ઘોડા ઉપરથી ઉતરી પડ્યો. એક પઠાણને પૂછ્યું: "શું છે ? રાં' આવા ક્યાં ?"

ભોંયપર પડેલા રાં' તરફ આંગળીનો નિર્દેશ કરતો પઠાણ બોલ્યો: "રાં' આવાને જખમ થયો છે."

"કોણે જખમ કર્યો ?" વાઘો પારેખ ઉજળી પૂણી જેવો બની બોલ્યો: "કેવો જખમ છે ? ક્યાં છે ?"

" જખમ તો સાથળમાં છે ને જરાય ગંભીર નથી. માત્ર પીડા થાય છે. "

" પણ ઘા કર્યો કોણે ? " વાઘા પારેખે પ્રશ્ન કર્યો.

" બહારવટીયાઓએ ! અમે અંજારથી પાછા ફરતા હતા ત્યાં તહારનું ધાડું આવ્યું ને ઘેરી લીધા. તહારે ગોળી છોડી ને બાવાને લાગી. તહારને એક બહારવટીયાએ જ પૂરો કરી દીધો. "

વાઘો પારેખ ઉતાવળથી રાં' પાસે ગયો. રાં' એ એક ફિક્કા હાસ્યથી તેને સત્કાર્યો: " પારેખ ! આવી પહોંચ્યા ? "

" હા બાવા ! ફરમાન મુજબ મીરસાહેબ પણ સાથે છે, પણ બાવા ! અંજારમાં શું થયું ? અમને તો કોઇએ પેસવા દીધા નહિ ને કહ્યું કે રાં' તો ગયા, એટલે તમારી પાછળ આવ્યા. "

" ઠીક કર્યું અને અંજાર ને ભાયાત એ બન્નેને હું બતાવી દઈશ કે હું હજી જીવતો છું ને રાં' છું. પારેખ ! એક પત્ર લખી નાંખો જોધપુરની રાઠોડી ફોજના સેનાપતિ ઉપર. આપણને મદદ કરશે તો મ્હોંમાંગ્યાં મૂલ આપીશું અને કચ્છી ફોજ લઈ મીરસાહેબની મદદે પણ એની સાથે જઇશું. એ ફોજ અહીં આવે અને એની મદદથી ભાયાતો અને અંજારની ખબર લઇશું. ખરૂંને મીરસાહેબ ! આપને એ રૂચે છે ? " શારીરિક વ્યાધિ કરતાં માનસિક પીડાથી વધારે દુઃખ પામતો રાં' મીર બાહેરઅલી તરફ જોઇને બોલ્યો.

" હા ! એમાં મને વાંધો શું ? મને તો બેવડી મદદ મળે છે ને તમારૂં કામ થાય છે. " સિન્ધના નાસતા રાજા મીર બાહેરઅલીએ જવાબ આપ્યો.

કમરમાંથી લેખણ, ખડીઓ, કાગળ વિગેરેનું લટકતું ભુંગળું કાઢી વાઘા પારેખે જોધપુરની સેનાના સેનાનાયકને પત્ર લખી નાંખ્યો. રાં' ની સહી રાં' ને મહાન્ પ્રયાસે બેહા કરી કરાવી. વેદનાથી ત્રસ્ત થએલો રાં' નીચે પડ્યો. વાઘા પારેખે પોતાની દૃષ્ટિ ફેરવી અને પોતાની પાછળ ફતેહ મહમદને ઊભેલો જોયો. રાં' નો સંદેશો લઇ આવનાર યુવાનને તેણે ઓળખ્યો અને ઓળખીને પોતાની પાસે બોલાવી આજ્ઞા કરી : " જા, છોકરા ! આ કાગળ જોધપુરના સૈન્યના મોટા અમલદારને આપીને જવાબ લઇ આવ. લે આ વાટખરચી. "

ફતેહ મહમદ જરા આગળ વધ્યો. વાઘા પારેખના લંબાયેલા હાથમાં રહેલા કાગળ અને પૈસાની કોથળી તરફ નજર કરી નિશ્ચયપૂર્વક મસ્તક હલાવી તેણે કહ્યું : "પારેખ ! મારાથી નહિ બને. બીજાને મોકલો."

"કેમ ? રા' ની આજ્ઞાનો અનાદર કરે છે ! રા' નો ચાકર થઇને ?" આવેશભર્યા અવાજે વાઘા પારેખે કહ્યું

"પહેલાં તો હું રા' નો ચાકર જ નથી. રા' ની નોકરી તો મેં ક્યારનીય છોડી છે. હું તો જમાદાર ડોસલ વેણુનો ચાકર છું. એમણે મને એમના કામે બહારગામ મોકલ્યો હતો. મનમાં તો કદાચ એમ પણ હશે કે રા' કદાચ વેર લે તો મને હરકત ન કરી શકે. પછી આ પતરીનું કામ થઈ ગયું તે અરસામાં હું આવ્યો અને એની સાથે ફોજમાં આવ્યો છું, એટલે હું રા' નો નોકર નથી એ તમારે સમજી લેવાનું છે. એ પણ ધ્યાનમાં રાખજો કે નોકર હોત તોય હું આવી ચીઠ્ઠી લઇને કદી ન જાત."

"કારણ ?" ઢઘાઈ ગયેલા જેવો પારેખ બોલ્યો.

"કારણ ? કારણ એ જ કે પરદેશીની ચડાઈ મારે હાથે લાવવાનું હું પસંદ કરતો નથી. જે દુશ્મનોએ કચ્છી પ્રજા ઉપર કાળો કેર વર્તાવ્યો છે તેમના પક્ષમાં રહી પ્રજાને પીડવાને, પરદેશીઓને નિમંત્રણ દેવાનું મારાથી બની શકશે નહિ."

"છોકરા !" ક્રોધથી કંપતો પારેખ બોલ્યો : "નાના મ્હોંએ મોટી વાત બહુ કરે છે. તને હજી રાજકાજની ખબર શી પડે ?"

"જો તમારૂં રાજકાજ ચલાવવાને પ્રજાને પીડવી પડતી હોય, તેને નીભાવવા પરદેશીઓની મદદની જરૂર પડતી હોય, તો મારે એવા રાજકાજને નીભાવવા કે ચલાવવામા સીધો કે આડકતરો હાથ દેવા ઇચ્છાયે નથી."

પઠાણો તરફ ફરી વાઘો પારેખ ક્રોધથી કંપતા અવાજે બોલ્યો: "અલ્યાઓ ! પકડો આ છોકરાને. તાબે ન થાય તો ચલાવો ગોળી."

ફતેહ મહમદ પોતાના ઘોડા ઉપર કૂદ્યો. કૂદીને ઘોડા ઉપર જ ઊભો થયો. એક પગે વાઘા પારેખના કપાળમાં સખત લાત મારી ઘોડા ઉપર સવાર થઇને એ રા' ની બાજુમાંથી, બરોબર રા' ને પોતાની અને પઠાણોની વચ્ચે રાખતો નાઠો.

વાઘા પારેખ ઉપર થયેલા હુમલાથી થએલા ઉશ્કેરાટ અને ગભરાટથી પઠાણો થોડી વાર જડ જેવા બની ગયા. બંદૂક છોડે ને રા' ને વાગે તો? અને થોડાક સ્થાનફેર કરી જગ્યા બદલાવી બંદૂકો નોંધે છે ત્યાં તો ફતેહ મહમદ દૃષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયો.

વાઘા પારેખે પોતાના પઠાણોને એની પછવાડે પડી એને જીવતો યા મૂએલો પકડી લાવવાની આજ્ઞા કરી. પઠાણની એક ટુકડી તેની પછવાડે પડી.

દિવસનાં તેજ આછાં થવા લાગ્યાં. થાકેલા પઠણો એક પછી એક પાછા આવવા લાગ્યા. પરંતુ શુદ્ધ કચ્છી ઓલાદની પાણીદાર ઘોડી ઉપર સવાર થયેલા ફતેહ મહમદને તેઓએ ક્યાંય જોયો નહિ.

જેમ જેમ હતાશ પઠાણો ખાલી હાથે પાછા આવતા ગયા તેમ તેમ રા' અને પારેખનો ગુસ્સો વધવા લાગ્યો. પરંતુ ક્રોધના એ અર્થહીન પ્રદર્શનથી ફતેહ મહમદ હાથ આવે એમ ન હતો! એ તો ગયો અને રા' ની યોજના જાણતો ગયો, હવે શું કરવું?

---

## પ્રકરણ ૨૩ મું.

### જમાદાર અને ફતેહ મહમદ.

પઠાણોને ભૂલવી, તેમના આગળ વધતા માર્ગમાં ન આવવાના હેતુથી લાંબા લાંબા ચક્રાવા લેતો ફતેહ મહમદ પોતાના ઉતાવળા ઘોડા ઉપર આગળ અને આગળ વધતો જતો હતો. જ્યારે અંધારી રાતના દીવા ટમટમ થતા તેણે જોયા ત્યારે તેણે વિશ્રાંતિ લઇ દીવા શેના છે તે તપાસવાનો વિચાર કર્યો.

થોડી વાર આરામ લઇ તે આગળ વધ્યો. દીવાનો પ્રકાશ તેને સ્પષ્ટતર થતો લાગ્યો. કોઇ મોટી ફોજની છાવણી તેણે જોઇ અને તેને તરતજ વિચાર આવ્યો કે આ રાંની ફોજની છાવણી છે.

દીવાઓથી સહેજ ઉજળા બનતા અંધારામાં તે આગળ વધ્યો. થોડી વાર એક તંબૂની પાસે તે આવી પહોંચ્યો. તેના મુખ ઉપર સન્માન અને સ્નેહની ભાવના પ્રગટી ઉઠી. તે અંદર ગયો. ભોંય ઉપર ધાબળી બીછાવી જમાદાર ડોસલ વેણ સૂતો હતો. ફતેહ મહમદે તેના શરીરને માયાભર્યો સ્પર્શ કર્યો. જમાદાર ઝબકીને બેઠો થઇ ગયો.

"કોણ? ફતેહ મહમદ! અત્યારે!"

"ડોસલ કાકા! મારે તમને એક વાત કહેવી છે."

"શું છે?"

"પણ રા'ની ખાનગી વાત છે."

"રા'ની ખાનગી વાત હોય તો કોઇને પણ તારાથી કેમ કહેવાય?" જમાદારનો ઠપકાભર્યો અવાજ આવ્યો.

"પણ આ વાત ઉપર તો દેશનું ભાગ્ય અવલંબી રહે છે. બહુ ભયંકર છે."

"તે તારા જાણવામાં કેમ આવી? અને એ જાણીને મને શું કામ?"

"વાઘો પારેખ ને રા' બે વાત કરતા હતા ત્યારે હું પાસે ઊભો હતો."

"શું તું અંજારથી આવ્યો?" જમાદારે પ્રશ્ન કર્યો.

"અરે કાકા! અંજાર શું ને વાત શી? અંજારના મહાજને રા'ને તો ગામમાં પેસવાય ન દીધો."

"હેં! પછી?"

"પછી રા' આવતો હતો આ બાજુ. ત્યાં મળ્યા બહારવટીયા. એકે ગોળી નોંધીને રા'ને જખમ કર્યો."

"રા' ઉપર ગોળી! બંદૂક!! અરર! રાજના ધણી ઉપર ગોળી?" જમાદાર કમકમતો બોલી ઉઠ્યો.

"ગોળી છોડનાર તો મરી ગયો, પછી અમે આવી પહોંચ્યા ને પેલી વાત કરી."

"તો સાંભળ છોકરા!" જમાદારે કહ્યું: "મેં તો રાજનું લૂણ ખાધું છે. મારાથી રા' સામું ન થવાય. પણ તેં રાજની નોકરી કરી નથી. મારે એ વાત સાંભળવી નથી. સાંભળું તોય કાંઇ કરી શકું એમ નથી. તું જુએ છે કે રા'ને મેં આ ભાયાતી ચડાઇમાં સાથ દીધો નથી. હું તને છૂટો કરૂં છું. તારે ફાવે તેમ કર. જો આ દેશને તું બચાવી શકતો હો તો ખુશીથી બચાવ. તને લાગે કે તારાથી કાંઇક થઇ શકશે તો તારે એ કરવું એ અવશ્ય તારો ધર્મ છે. તું જા અને કર ફતેહ!"

"પણ કાકા તમે—"

"તું જે વાત જાણે છે તે હું જાણતો હોત તો હું શું કરત તે તો

હુંય નથી જાણુતો. માટે જ તારી ખાનગી વાત મારે જાણવી નથી. જાણુતો હોત તોય રા' ની સામા હથિયાર મારાથી ન ઉંચકાય. તેમ એને સાથ તો દઇ શકાય નહિ. હું તો અત્યારે જ ભૂજ જઇશ ને ઘર ઝાલીને બેસીશ. જે દિવસે રાજને મારી સેવાની જરૂર હશે તે દિવસે આગળ આવીશ. માટે જ કહું છું કે તું જા અને તારાથી થાય એટલું કર. મારૂં દિલ બહુ બળે છે પણ શું કરૂં ? રાજનું લૂણ ખાધેલું આડું આવે છે. મારે તારી તો અદેખાઇ કરવી પડે છે કે તારી નસમાં રાજનું નીમક વહેતું નથી." નિરાશ અવાજે જમાદાર બોલ્યો.

"પણ કાકા તમને છોડીને—" ફતેહ મહમદ આગળ બોલવા જતો હતો તેને અટકાવીને જમાદાર બોલ્યો: "મને છોડીને દેશનું ભલું થાય છે એમ તારી ખાત્રી થતી હોય તો મને છોડી જવો એ તારો ધર્મ છે. આ તો હું જ તને કહું છું કે તું જા."

બન્ને જણા ઉઠયા. ફતેહ મહમદનો ઘોડો બહાર ઊભો હતો તેના ઉપર એ સવાર થઇ ગયો. અંધારામાં સ્પષ્ટ સંભળાતા અને પછી એના આછા થતા ડાબલાઓ જમાદાર એક ધ્યાને સાંભળી રહ્યો.

એ અવાજ અંધારાના સનસનાટમાં સમાઇ ગયો. એણે એક નજર ઉંચે કરી. આસ્માનમાં ચળકતા તારાઓનાં સળગતાં ઝુંડ સામું તે અનિમેષ જોઇ રહ્યો. છાતી રૂંધાતી હોય, હૃદય ભાંગતું હોય એવો નિઃશ્વાસ તેના મુખમાંથી નીકળ્યો.

ધીમે ધીમે તેણે પોતાનો ઘોડો છોડયો. ભારે હૈયે તે તેના ઉપર સવાર થયો, અને રા' ની છાવણી છોડીને ભૂજ તરફ પ્રયાણ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### લખપતનો કિલ્લેદાર.

ફતેહ મહમદ પોતાની ઘુઘરીયાળી ઘોડી ઉપર બેસી અંધારાને વીંધતો દૂર દૂર દેખાતા ઝાંખા દીવા તરફ ધીમે ધીમે ચાલતો હતો. હવામાં આછી ધ્રૂજારી પ્રેરતા અને રેલાવતા, જમાદાર ડોસલ વેણના ભૂજને પંથે પડેલા ઘોડાના ડાબલા તેણે વધારે અને વધારે અસ્પષ્ટ થતા અનુભવ્યા. જમાદારે

જે દુઃખભર્યા સ્વરથી તેને વિદાય આપી હતી, જે હતાશ અવાજથી આકસ્મિક એકત્ર થઇ ગયેલા સરદાર અને સિપાહીના સંબંધના તારો છિન્નભિન્ન થયા હતા તે અવાજમાં વ્યાપ્ત રહેલી નિરાશા હજીયે તેના મગજને ગુંગળાવતી હતી.

અંધારામાં તે આગળ વધ્યો. એના આગળ વધતા પંથમાં દૂર દૂરના દીવા નજીક આવતા દેખાયા. જમીન ઉપર તરવરતા તેજને કોઇ મોટા પડછાયાથી રોકાતું તેણે જોયું. આછો ગણગણાટ તેના કાનમાં પ્રવેશ્યો. થોડી વારમાં તે ભાયાતી ફોજની બંડખોર છાવણીને આરે આવીને ઊભો.

કચ્છની સર્જનજૂના કાળથી ધોરણસર મનાયેલી આજસુધી પ્રજાએ સ્વીકારેલી રાજસત્તા સામે પોતાનું બળવાખોર માથું ઉંચું કરનાર આ લશ્કરી છાવણીની હદમાં જતાં, તે માહેના એક અંગભૂત બનતાં ફતેહ મહમદને સહેજ કંપ આવ્યો. આ બધા રાજાની સામે થયા છે પણ ફાવશે ખરા ? એ મનોમીમાંસા પણ તેને થઇ; પરંતુ સાહસિક લડવૈયાના મરણીયા ખમીરથી પ્રેરાયેલો, લડાઇના લોહીની ગંધથી ઉત્તેજિત બનેલો કચ્છી નોતીયાર નવજવાન મનને બળવાન બનાવી સાવધ થયો. "સહુની ગત તે વહુની ગત" ની કહેવત તેને હૈયે ચઢી આવી અને હિંમતથી તેણે છાવણીમાં પ્રવેશ કર્યો.

એકાએક તેને દશ માણસોએ પકડી લીધો.

"કોણ છે તું ? અહીં શું કરે છે ?" એક માણસે પ્રશ્ન કર્યો.

"હું તો જે છું તે છું. મને તમારા સરદાર પાસે લઇ જાઓ."

"એ તો તારે મને કમને જવું જ પડશે ને !" પોતાના સાથી તરફ ફરીને તે બોલ્યોઃ "અલ્યા, લઇ જાઓ આને જમાદાર પાસે."

બધું મંડળ જમાદાર તુર્ક વાડીના ભાયાતી ફોજના મુખ્ય સરદાર પાસે પહોંચ્યું. જમાદારે નવયુવાન ફતેહ મહમદને પૂછ્યું:" અલ્યા કોણ છું ? કયાંથી આવ્યો ?"

"જમાદાર !" ફતેહ મહમદ બોલ્યોઃ "હું એક સિપાઇ છું. દેશદાઝે તમારી પાસે આવ્યો છું. મારે તમને ખાનગી વાત કરવી છે."

જમાદારની આંખની ઇશારતે માણસો ખસી ગયા. આકાશમાં જેમ ચંદ્ર અને એકલ તારો અંધારી રાતે ચમકે એમ જમાદાર અને ફતેહ મહમદ એકલા રહ્યા.

" રા' જખમી થયા છે." ફતેહ મહમદે કહ્યું.

" ક્યાં ? અંજારમાં ?" તુર્ક વાદીનાએ સ્વસ્થતાથી પૂછ્યું.

ફતેહ મહમદ ચોંક્યો. રા'ના અંજારના પ્રવાસ અને પ્રયાસની વાત પણ આ સરદાર જાણે એ એને આશ્ચર્ય થયું. એના મુખની રેખાઓએ તે વ્યક્ત કર્યું.

" જવાન !" પ્રગટીને અદૃશ્ય થતા અતિ આછા સ્મિતથી તુર્ક વાદીના બોલ્યો: " આ જ ખાનગી વાત ! ગઇ કાલ રાતે રા' હજાર માણસ લઇ અંજાર ચડી ગયા હતા. સિન્ધનો કોઇ મીર આવ્યો છે તેને લઇને વાઘો પારેખ પણ ત્યાં આવવાનો હતો. ખરૂંને ? બોલ, હવે આથી વિશેષ તારે કહેવાનું છે ?"

તુર્ક વાદીનાના ઝડપી બાતમીખાતાથી મુગ્ધ અને મૂઢ બનેલા ફતેહ-મહમદે કહ્યું : " પણ પછી શું થયું એ જાણો છો ?"

" જાણવા જેવું હશે તેટલું હું સવાર પહેલાં જાણી લઈશ. પણ તારે કહેવું હોય તે કહી દે."

ફતેહ મહમદે રા'ની દુર્દશા વર્ણવી. જોધપુરની રાઠોડ ફોજની સહાય માંગવાનો ઇરાદો અને રાઠોડ ફોજ કચ્છમાં પ્રવેશી ચૂકી હશે તે સંભવિતતા કહી બતાવી.

આ ભયંકર પરિસ્થિતિથી ફતેહ મહમદનો આત્મા ધ્રૂજી ઉઠયો હતો. રાજ્યના ભાવી નિર્માણસમા આ સમાચારથી તુર્ક વાદીનાના ચહેરા ઉપર પણ આશ્ચર્ય પ્રગટ થવાની રાહ જોતો ફતેહ મહમદ નિષ્ફળ ગયો. સરદારની આંખ પણ ઉંચી ન થઇ. મુખ ઉપરની એક પણ રેખા વિકૃત ન થઇ. આ સ્વસ્થતાની મૂર્તિસમા સરદાર સામું જડવત્ ફતેહ મહમદ એના ચહેરાને ટીકતો માત્ર ઊભો રહ્યો.

" છોકરા ! તારે ચાકરી કરવી છે ?" થોડી વાર રહી તુર્ક વાદીના બોલ્યો : " જો વિચાર હોય તો અત્યારે ને અત્યારે લખપત ઉપડી જા. પાંચસો માણસ આપું. લખપત લઈને જે કોઈ આવે તેની સામે ટકાવવું પડશે."

" સારૂં, સરદાર !"

" ત્યારે બેસ ! હું બંદોબસ્ત કરી આપું."

# પ્રકરણ ૨૫ મું.

## આગળ વધો!

"અરે, પણ આટલું બધું હોય ? કોઇએ તોપ તો મારી નથી ને ?" સુંથરીનો ઠાકોર આંખો ચોળતો બોલ્યો : "હમીર ! પણ તમને કહ્યું કોણે ?"

"મને તો જમાદાર તુર્કે સંદેશો મોકલ્યો, એટલે મેં તમને સહુ ભાયાતોને ઉંઘમાંથી જગાડી વાત કરી." હમીરે કહ્યું.

"વાત વસમી છે. એક બાજુ રાં અને બીજી બાજુ આ રાઠોડનું કટક આવશે, તો પછી આપણા તો બાર જ વાગી ગયા."

તુર્ક વાદીનાએ ભટી હમીરને ફતેહ મહમદે આપેલા સમાચાર જણાવ્યા હતા. હમીરે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિની ભયંકરતાથી સહુ ભાયાતોને વાકેફ કરવાની તાત્કાલિક આવશ્યકતા જોઇ અને બધાને ઉંઘમાંથી ઉઠાડી ડાયરો એકઠો કર્યો હતો.

"પણ તુર્ક ક્યાં ? બોલાવોને એને !" હાલાપુરના ઠાકોરે કહ્યું : "વેરોજી, જરા ઉઠશો ?"

વેરોજી જાડેજો ઊભો થયો. થોડી વારમાં તે તરત પાછો આવ્યો. આશ્ચર્યભર્યા અવાજે તે બોલ્યોઃ

"જમાદાર તો સૂઇ ગયો."

"સૂઇ ગયો ? આવે ટાણે ! હોય નહિ. ચાલો આપણે ત્યાં જઇએ. કાંઈક તોડ તો કાઢવો પડશે."

ભાયાતો આતુરતાથી ઊભા થયા. થોડી વારમાં ભાયાતી ફોજના સરદારના નિવાસ આગળ આવી પહોંચ્યા. અંદર અંધારૂં હતું. બહાર એક દરવાન ઊભો હતો. તેણે કહ્યું : "જમાદાર સૂતા છે."

"તો જગાડને ઝટ !" હાલાપુરના ઠાકોરે અધીરા અવાજે કહ્યું.

થોડી વારમાં તુર્ક વાદીના બહાર આવ્યો. આવીને તેણે પૂછ્યું: "કેમ ઠાકોરો !"

"જમાદાર ! ભારી નિષ્ઠીકરા, હો ! આવે ટાણે પણ ઉંઘ કેમ આવે છે ?" કટાક્ષમય અવાજે હાલાપુરનો ઠાકોર બોલ્યો.

"ઠાકોરો !" તુર્ક વાદીનાએ સત્તાવાહી અવાજે કહ્યું: "છાવણીમાં રાતે ફરવાની મનાઈ છે એ જાણો છો ને ? અને તમે બધા આટલા ગભરાઓ છો કેમ ? ઉતાવળા થઈને મને પજવો છો શામાટે ? આ ફોજની સરદારી મને આપી છે. રાઠોડની ફોજ કચ્છમાં આવી છે, એની મને ખબર છે. હવે તમારે વધારે કહેવું છે ?"

"પણ એકલી ખબરે શું દી' ઉજળો થાય ? એનો કોઈ તોડ પણ કાઢવો પડશે ને!"

"હું જ્યાંસુધી ફોજનો વડો છું ત્યાંસુધી આવા તોડ મારે કાઢવાના છે. એ હું સમજું છું. હું મારી ફરજ બજાવું છું અને બજાવીશ. મારામાં વિશ્વાસ હોય તો સહુ સહુને ઠેકાણે જાઓ; ન હોય તો બીજાને નીમી લો."

"વિશ્વાસ તો છે." હમીર બોલ્યો: "પણ કાંઇક તમારી ધારણા તો જાણીયે."

"મારી ધારણા એક જ છે. રાઠોડને હરાવવો."

"પણ કેવી રીતે ?"

"એને હરાવવો કે લડાઇના મેદાનમાં મરવું એ કામ મારૂં છે. મારી યોજના હું કોઇને કહેતો નથી; કહેવાની જરૂર જોતો પણ નથી. હું સલાહ નથી માંગતો પણ હુકમ આપું છું. તમને સહુને હુકમ મળે તેનો અમલ કરજો અને બાકીનું મારે માથે છોડી દેજો. સલામ !"

તુર્ક વાદીના તંબૂની અંદર ચાલ્યો ગયો. ભાયાતો એક બીજાનાં મ્હોં સામું જોઇ રહ્યા. એટલામાં એક હાંફતી ઘોડીનો ઉતાવળો સવાર ત્યાં આવીને ઉતર્યો, અને દરવાનને સંબોધીને બોલ્યો: "તુર્ક વાદીના આંહી છે ને ?"

"કોણ મેઘજી શેઠ ? તમે અત્યારે અહીં ક્યાંથી ?" હમીર આશ્ચર્ય બતાવતો બોલ્યો.

"મને તમારા સરદારે બોલાવ્યો હતો, તેથી આવ્યો છું."

તુર્ક વાદીનાની જાગૃતિ અને સાવધાનીના તાત્કાલિક મળેલા આ નાના દૃષ્ટાન્તથી ભાયાતોનાં મન કાંઇક હેઠાં બેઠાં. અંદર ગયેલો દરવાન બહાર આવ્યો અને મેઘજી શેઠને માનપૂર્વક અંદર લઇ ગયો. ભાયાતો અંદર અંદર વાતો કરતા પાછા ગયા.

સવાર પડી અને ભાયાતી ફોજે કૂચ શરૂ કરી. લંબાયેલા અર્ધથી વધારે મોટા ચક્રમાં ત્રણ બાજુથી દબાતી રાં ની ફોજ પાછી હઠવા લાગી.

આજનો મામલો જૂદો હતો. રાં હાજર નહોતો અને જખમી થયેલો-નિરાધાર બની ગયેલો જણાવાયો હતો. આ સમાચારથી ક્ષુબ્ધ બની મસુદ પણ ફોજને છોડીને રાં'ને મળવા ઉપડચો હતો. લડવામાં જેનો સ્વાર્થ હતો તેની ગેરહાજરીમાં ફોજમાં વ્યવસ્થા ન રહી. એમાં પહેલાં ઉતાવળ, પછી અધીરાઇ અને છેવટે નિરાશા પ્રકટી નીકળી. સવારના પહેલા પહોરનાં ચોઘડીયાં વાગ્યાં નહિ હોય ત્યાં દરબારી ફોજમાં ભંગાણ પડયું. હથિઆર છોડી જેને જેમ ફાવે તેમ તેણે નાસવા માંડયું.

તુર્ક વાદીનાની બાજુમાં હમીર ઊભો હતો. તેનું પુલકિત વદન આભારના ભાવથી છવાયું. તે બોલ્યોઃ “રંગ છે જમાદાર! ભારી કરી!”

જમાદારે સ્વસ્થતાથી અભિનંદન સ્વીકાર્યું અને હમીર બોલ્યોઃ “મેઘજી શેઠ ક્યાં છે? કેમ દેખાતા નથી?”

“એ તો રાતે ને રાતે જ અંજાર પાછા ગયા.”

“આવ્યા શું? ગયા શું?“ હમીરે પૂછયું.

“રાડોડની ફોજની બાતમી મળતાં મેં એમને તેડાવ્યા હતા. રાડોડ સાથે લડાઇ થાય તે પહેલાં અંજારનું વલણ મારે જાણવું હતું.”

“પછી?”

“બરાબર છે. મેઘજી આપણા પક્ષમાં છે. પણ મહાજન રાં'ની સામે મેદાનમાં નહિ ઉતરે એમ એ કહે છે. અત્યારે તો રાં'ની સામે ગમે તે વખતે ગમે તે સંયોગમાં અંજાર ટક્કર ઝીલશે જ એમ મહાજન ધારે છે અને કહે છે. જાણ્યું હોય તો કામમાં આવે.”

તુર્ક વાદીનાએ હુકમ આપ્યો-આગળ કૂચ કરવાનો. હમીરની ધારણા રાં'ની નાસતી ફોજમાં વધારે ભંગાણ પાડવાની હતી; પરંતુ અનુભવે તે ડાહ્યો થયો. તેણે પોતાનો મત જણાવ્યો નહિ અને તુર્ક વાદીનાએ તો પૂછયો પણ નહિ.

# પ્રકરણ ૨૬ મું.

## સહાયકારી કરારો.

**ચો**બારીના મેદાનમાં **જો**ધપુરના રાઠોડરાજની ફોજ છાવણી નાંખીને ઉતાવળી કૂચનો થાક ઉતારતી હતી. એક તંબૂની અંદર **જો**ધપુરના રાઠોડ નરેશ વિજયસિંહ અને કચ્છનો રાં રાયધણ વાતો કરતા હતા. મીર બાહેરઅલી, વાઘજી દિવાન, જમાદાર મસુદ, સીદી મરીચ આદિ હતભાગી રાંના સાગરીતો પણ ત્યાં બેઠા હતા. બીજા કેટલાક મારૂ સરદારો પણ આ થતી વાતચીત સાંભળવાને રાઠોડરાજના તેડાવ્યા આવીને બેઠા હતા.

"અમને તમારી સ્થિતિ જોઇ ઘણું લાગી આવે છે. ભાયાતો આવી રીતે બળવો કરે એ કેમ નિભાવી લેવાય? આજ તમારે ત્યાં એ બળવો સફળ થાય તો કાલ અમારે ત્યાં અને બીજા પડોશના મુલકમાં પણ એ આગ ઉઠે. માટે અમે જ્યારે અહીં આવ્યા જ, તો અલબત્ત આપને સહાય કરવાની અમારી ફરજ અને સ્વાર્થ છે."

"જો આપ મને સહાય કરશો અને મારા દેશમાં ઉઠેલા આ બળવાને સમાવી દેશો તો હું પણ આપ કહેશો તે રીતે ઉપયોગી થઇશ. હું પણ મારી ફોજ લઇ આપની સાથે સિંધની ચઢાઇમાં સાથ પૂરીશ."

"ભલે! અત્યારે સિંધ અને કચ્છ બન્નેમાં ભાયાતોનાં માથાં અભિમાનથી આકાશે પહોંચ્યા છે અને–" રાઠોડરાજે પોતાના સરદારો તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી આગળ ચલાવ્યું: "અમારે ત્યાં પણ ભાયાતોનાં ચિત્ત તદ્દન ઠેકાણે છે એમ તો કહેવાય નહિ. ચાલો, ત્યારે આપણે ત્રણ પડોશી રાજ્યો અંદર અંદર કોલકરારો કરીએ."

"શું?" મીર ફતેહઅલીને કુતૂહલ થયું.

"મારી એવી ઇચ્છા છે કે આપણે ત્રણે રાજાઓ પોતપોતાનાં રાજ્યો વતી એવો કરાર કરીએ કે બહારના દુશ્મનોની ચડાઇ કે અંદરના તોફાની લોકોના બળવા સામે એક બીજાને સંપૂર્ણ સક્રિય સહાય આપવી."

"હા, એ બાબત ઠીક છે." રાંએ પ્રસ્તાવને અનુમોદન આપ્યું.

"પણ" વિજયસિંહ રાઠોડની આંખમાં સ્વાર્થનાં આવરણ ઘેરાયાંઃ "તે પહેલાં આપણે સીમાડાની તકરારો નક્કી કરી નાંખવી જોઇએ."

"કઇ તકરારો? કેવી રીતે?"

"જુઓ, અમારા રાજ્યની હદ પહેલાં પચ્છમના ટાપુ સુધી પહોંચતી. સિંધની બાજુમાં ઉમરકોટ સુધી અમારી હદ હતી. આ હદ ક્યારે હતી એ પ્રશ્ન નજીવો છે. કદાચ તમારી મારી સાંભરણમાં મારવાડની હદ એટલેસુધી ન પણ હોય. પણ એટલી હદ હોવી તો જોઇએજ એમ તમારે પણ કબૂલવું પડે. અમારા રાજ્યના રક્ષણ અર્થે ઉમરકોટનો સીમાડા ઉપરનો કિલ્લો કેટલો ઉપયોગી થઇ પડે? સાથે સાથે રણ પણ અમારી હદમાં હોય તો દુશ્મનોને એ બાજુથી હુમલો કરતાં પણ વિચાર પડે. એટલે જો તમે બન્ને અમારી આ સરહદ મંજુર કરતા હો, તો અમારે બીજો કાંઇ સ્વાર્થ નથી. અમે કરારો કરવા તૈયાર છીએ."

આ માંગણીથી કચ્છના રા' ને કાંઇ ફલદ્રુપ અને ઉપજ પાકે એવો મુલક ખોવાનો હતો નહિ, એટલે એને આ પ્રસ્તાવ સ્વીકારવા સામે ખાસ વાંધો હતો પણ નહિ. તેમ ભાયાતોના સફળ બનતા જતા બળવાએ એની શુદ્ધસાન પણ ભૂલાવી દીધી હતી. એની ફોજની હાર અને ફોજમાં પડેલા ભંગાણની બાતમી એને મરીચે પહોંચાડી હતી. કોઇ ઉપાયે કચ્છની આંતરિક સત્તા કે જે તેણે ગુમાવી હતી તે તેણે પાછી મેળવવાનો નિશ્ચય કર્યો હતો. તે પરત્વે ગમે તેટલો ભોગ આપવો પડે એમાં એને વાંધો ન હતો. સિંધના મીરને ઉમરકોટના કિલ્લાની માંગણીએ અસ્વસ્થ તો બનાવ્યો પરંતુ સિંધ એના હાથમાંથી ગયું હતું. એનો તાલપુરો હરિફ કાબુલના બાદશાહની સહાય ઉપર નિર્ભર રહી સિંધને સર કરી તેને સિંધમાંથી નાસવાની કડવી ફરજ પાડી શક્યો હતો. ઉમરકોટ સિવાયનું સિંધ તેને અપ્રિય લાગ્યું નહિ. બન્ને રાજાઓએ મારવાડી માંગણી સ્વીકારી.

મોડી રાતનાં અંધારાં ઉતર્યાં ત્યારે આ પરસ્પર સહાય કરવાના કરારો તૈયાર થઇને સહુ સહુના સહીસિક્કા સાથે મંજુર થઇ ગયા હતા.

ત્યારપછી કચ્છની ભાયાતી બંડખોર ફોજ વિષે વાત નિકળતાં રાઠોડરાજે મરીચને પોતાની પાસે બોલાવીને તેને પ્રશ્નપરંપરા કરી. એ પ્રશ્નપરંપરાથી મારૂરાજે જાણ્યું કે ભાયાતી ફોજ પનરી અને અંજાર

વચ્ચેના માર્ગ પર હતી. એ રસ્તામાં રા' ને નિમકહલાલ રહેલી ફોજ નિશ્ચિત પરાજય પામી નાસી ગઈ હતી. ફોજે નાસવા માંડ્યા પછી મરીચ નાસીને રા' ની સાથે જોડાયો હતો અને મરીચની મુલાકાત પછી એક પણ ક્ષણ ખોયા સિવાય રા' ચોબારી તરફ ચાલી નીકળ્યો હતો. પરંતુ મરીચે એમ સાંભળ્યું હતું કે ભાયાતી ફોજ ભૂજ તરફ નહિ વળતાં અંજારના કિલ્લામાં હાલ મુકામ કરીને વધારે સંગીન પાયા ઉપર તૈયારી કરીને પછી જ ભૂજનગર ઉપર ચડવાનો ઈરાદો રાખે છે.

આટલી બાતમી પૂરતી ગણાય કે ન ગણાય, પરંતુ અત્યારે તો તદનુસાર જ ગોઠવણ કરવાની રહી.

થોડો વિચાર કરી રાઠોડરાજે એમ નક્કી કર્યું કે ભાયાતી ફોજ અંજારમાં પડી હોય તે દરમ્યાન જ તેને અંજારમાં ઘેરી લેવી. તેને વધારે બળવાન થવાની તક આપવી નહિ, કારણકે વાઘા પારેખે જણાવ્યું કે એક ફતેહ મહમદ નામના કાસદની રા' પ્રત્યેની બેવફાઈથી રાઠોડી ફોજ રા' ની સહાય માટે આવે છે એ વાતની ભાયાતી ફોજને કદાચ બાતમી પણ મળી હોય. બાતમી મળી છે કે નહિ એ ચોક્કસ ન હતું, પરંતુ બાતમી મળી છે એ પ્રમાણે વર્તવામાં કાંઇ ગેરલાભ નહોતો. ભાયાતી ફોજનો પરાજય થયે આગેવાન બળવાખોરોને રાઠોડરાજ કેદ કરીને જોધપુર લઇ જાય અને ત્યાં તેમનું ફાવે તેમ કરે. બાકીના બળવાખોરો પ્રત્યે રા' ફાવે તેમ કરે એમાં કોઇને વચ્ચે પડવાનું ન હતું.

આગેવાન બળવાખોરોને મારવાડ લઈ જવામાં વિજયસિંહ રાઠોડનો એક વિશિષ્ટ હેતુ હતો. વિજયસિંહના અત્યંત ત્રાસે તેના ભાયાતોએ એક વાર બંડ કરેલું. તેમાં વિજયસિંહે બળવાખોર ભાયાતને માર્યો હતો તોપણ હજી અગ્નિ ધુંધવાતો હતો. એ ધુંધવાતા રોષના અગ્નિને કચ્છી બળવાખોરના લોહીથી બુઝાવી દેવાની રાઠોડ મહારાજની નેમ હતી.

મધરાતના પહોર સુધી આ બધી યોજના ચર્ચાઇ, ચળાઇને નક્કી થઇ અને ત્યારપછી પતરીનો ત્યાગ કર્યા પછી પહેલી જ વાર નિશ્ચિન્ત બનેલો રા' રાયધણ પોતાના તંબૂમાં આરામથી સુખી નિદ્રા લેવા ઉઠયો.

## પ્રકરણ ૨૭ મું.

### દુર્દશા!

મધરાત જામી હતી. રાત્રિની શાંતિ સજીવ લાગતી હતી. હવામાં વ્યાપી રહેલી લાગતી ગહનતા સહુનાં અંતઃકરણમાં એક પ્રકારની આતુરતા ઉત્પન્ન કરતી હતી. દૂર દૂરથી કોઇ નિશાચર પક્ષીનો તીણો અવાજ સંભળાતો હતો. એવા ગંભીર લાગતા મધરાતના અંધારા પહોરમાં રા' રાયધણની નિદ્રા ઉડી ગઇ. નિદ્રા શાથી ઉડી ગઇ તેનું કારણ તે સમજી શક્યો નહિ, પરંતુ કાંઇ વિશિષ્ટતા, કાંઇક અપૂર્વતા હવામાં પ્રસરતી તેણે અનુભવી અને તેની છાતીમાં શ્વાસ રૂંધાતો હોય એમ એને લાગ્યું. તે ઉઠ્યો અને પહેરેલે કપડે તંબૂ બહાર નીકળ્યો. રાઠોડરાજની લશ્કરી છાવણી નિદ્રાની શાંતિમાં પડી હોય એમ લાગતું હતું. છેટે છેટે બળતા તાપણાં આછાં આછાં દેખાતાં હતાં અને દૂરથી જોનારને અપાર્થિવ લાગતા રાઠોડ ચોકીદારો છાવણીની ચોકી કરતા હતા. સર્વત્ર શાંતિ હતી. છાવણી ઉપર છવાયેલી સર્વસાધારણ ઉંઘ જાણે હમણાં બોલી ઉઠશે એવી વિલક્ષણ વિશ્રાંતિ હવામાં ગુંજી રહી હતી.

પચીસથી ત્રીસ હજાર માણસોના અસ્તિત્વ છતાં સૂતી સ્મશાન જેવી છાવણીમાં માત્ર ચોકીદારો જાગતા હતા. એમની વાતોના આછા મારવાડી પડઘા કાનને અથડાતા હતા. કંઇ પણ નવીનતા, કંઇ પણ વિશિષ્ટતા રા' રાયધણની આંખે ચડી નહિ, તેમ છતાં પણ કાંઈક નવું, ન કલ્પેલું, અસંભવિત લાગતું બનવાનું છે એમ રા' ના અંતઃકરણને લાગ્યું અને તે પ્રતિમા સરખો સ્થિર ત્યાં ઊભો થઇ રહ્યો.

કેટલીક વાર તે એમ ને એમ ઊભો રહ્યો હશે, ત્યારે એના સરવા બનેલા કાન ઉપર એક અવાજ અથડાયો. હવા ઉપર કોઈ અવાજની અતિ ધીમી ધ્રૂજારી તેના કાનના પડધા ઉપર સ્હેજ પડી.

જમીન ઉપર દૂર દૂરથી કોઈ ચાલતું આવતું હોય એવો ઘસારો તેણે અનુભવ્યો; એ સાથે ચોકીદારોની વાતો પણ બંધ પડી ગઇ. હવામાં આતુરતા છવાઇ ગઈ.

એકાએક બરકંદારનો ભડકો અને ભડાકો થયો. તરત જ બીજી,

ત્રીજી એમ બરકંદારો ગાજી ઉઠી. છાવણીમાં કોલાહલ વ્યાપી રહ્યો. આગામી વિજયના પુરોગામી નશામાં પ્રમત્ત થયેલો રાઠોડરાજ બહાર નીકળ્યો. રા' રાયધણ અને વિજયસિંહ મહારાજ બન્ને જે તરફથી અવાજો થયા હતા તે તરફ ચાલ્યા-દોડયા. ચોંકીને જાગી ઉઠેલા લડવૈયાઓ હાથમાં આવ્યું તે શસ્ત્ર ઉતાવળા લઇ તેમની પાછવાડે ચાલ્યા.

તાપણાંની સળગતી ચોકીની આસપાસ ધૂમાડા કાઢતી બરકંદારો લઇ ચોકીદારો ઊભા થઇ ગયા હતા.

"શું છે? અવાજ કોણે કર્યો? કેમ કર્યો?" રાઠોડરાજે આતુરતા દર્શાવી.

"મહારાજ!" એક ચોકીદારે જરા આગળ આવીને કહ્યું: "કોઇ મોટી ફોજ દૂર પડાવ નાંખીને પડી છે."

"મોટી ફોજ! પડાવ નાંખીને? કોની ફોજ છે?"

"મહારાજ! એ તો ખબર નથી, પણ ફોજ મોટી છે અને પડાવ નજીક છે. જુઓ મહારાજ!" ચોકીદારે દૂર સળગવા માંડતાં તાપણાં તરફ આંગળી નોંધી.

દૂર મોટા વિસ્તારમાં તાપણાં સળગતાં દેખાયાં. હજારો મનુષ્યોની હાલચાલનો કોલાહલ હવામાં ઉઠતો સમાતો સંભળાયો. એમ ને એમ સળગતાં એ તાપણાંઓ તરફ સહુ આશ્ચર્યભરી જડતાથી જોઇ રહ્યા હતા ત્યાં એક લડવૈયો આવ્યો. રાઠોડરાજને જોઈને તે બોલ્યો: "મહારાજ! હું છાનોમાનો તપાસ કરવા ગયો હતો. કચ્છી ફોજ છે. તુર્ક વાદીના નામનો એનો સરદાર છે."

રા' રાયધણની આંખમાં ક્રોધ સળગી ઉઠયો: "એમ! રાઠોડ ભૂપાલ! એ તો અમારા ભાયાતો! સામે ચાલીને મુકાબલો કરવા આવ્યા છે. આપનો અંજારનો ફેરો બચ્યો."

"એમ!" ભયંકર હાસ્ય કરતો રાઠોડ બોલ્યો: "જાઓ! ધીમેથી, જરા પણ અવાજ વગર સહુને જગાડો. આખી ફોજને તૈયાર કરો. જરા પણ અવાજ ન થાય. તૈયારી કરીને મને ખબર કરો. એ ઉદ્ધતોને આજ શિખામણ આપી દઇએ. ફરીથી એમના રાજા સામે જીંદગીભર માથું જ ન ઉંચકે."

રાઠોડરાજ અને રાં રાયધણ તથા સિંધનો રઝળતો મીર સહુએ ઊભા હતા ત્યાં જ ઊભા રહ્યા. સારીએ મારવાડી છાવણીમાં શાંતિ વ્યાપી રહી હતી. રાઠોડરાજે વહી જતી હવામાં પોતાના કાન માંડ્યા, પરંતુ જરા પણ અવાજ કે અવાજનો પડઘો તેના સાંભળવામાં આવ્યો નહિ. રાઠોડરાજ શિકારની લોલુપતાથી લોહીતરસી આંખોથી ભાયાતી ફોજનાં બળતાં તાપણાંઓ તરફ જોઈ રહ્યો.

લગભગ એક પ્રહર વહી ગયો હશે અને અંધકારના ગાઢ જણાતા કાળા પડદામાંથી એક માણસ આવ્યો. હાથ જોડી પ્રણામ કરી ફોજ તૈયાર થઈ ગયાના એણે વર્તમાન આપ્યા. રાઠોડરાજ વિજયસિંહે આજ્ઞા કરી કે કોઇએ જરા પણ અવાજ કરવો નહિ. બહુ સાવધાનતાથી ધીમે ધીમે ચાલવું અને દુશ્મનની ફોજની નજીક પહોંચી એક સામટો હલ્લો કરવો. બંદૂકો ભરી રાખવી.

શાંતિથી જરા પણ અવાજ કર્યા વગર મુડદાંઓની શોધમાં નિર્જન અને અંધારા શ્મશાનમાં વેતાળોની ભૂતાવળ ફરતી હોય એમ મારવાડી ફોજે આગળ કૂચ કરી. ચોમેર ગાઢ અંધકાર વ્યાપી રહ્યો હતો. એવી અંધારી રાતમાં હવા સનસનાટ કરતી વહી જતી હતી. જરા દૂર બળતાં તાપણાંના લાલ અને અસ્થિર પ્રકાશથી આસપાસનું અંધારૂં વધારે ગાઢ લાગતું હતું.

"દોડો ! સામટો હલ્લો કરો ! દુશ્મનોને કાપી નાંખો." આતુર આવેશથી રાઠોડરાજનો અવાજ ફાટી ગયો.

કારમી કિકિયારી કરી મારવાડી હયદળ અને પાયદળે ધસારો કર્યો. ઘોડા ઉપર અસવાર થયેલા ત્રણ રાજવીઓ આવેશથી બળતાં તાપણાંઓ ઉપર ધસી ગયા.

અટ્ટહાસ્ય કરતી ભૂતાવળ ગાજતી-નાચતી હોય એમ રાઠોડરાજની ઉછળતી સેના આગળ દોડી. રાઠોડરાજ બળતાં તાપણાંઓની વચ્ચે આવી ઊભો. આશ્ચર્યથી એનો ચહેરો ક્ષણમાત્રમાં ઉજ્જડ બની ગયો ! એની આસપાસ વિશાળ વર્તુળમાં તાપણાંઓ તડતડ કરતાં બળતાં હતાં, પરંતુ ત્યાં કોઇ ફોજની છાવણી નહોતી. તાપણાંઓની વચ્ચે આવેલા મેદાનમાં

સૂના શ્મશાનસમી નિર્જનતા અને એકલતા હતી ! કોઈ પણ માનવી ત્યાં હતું જ નહિ !

રાઠોડરાજ કુતૂહલભર્યા આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો ! રા' રાયધણ અને મીર સામું તેણે જોયું. બન્ને સ્તબ્ધ બની ગયા હતા. આખી ફોજ ખડી થઈ ગઇ. સહુ એક બીજા સામે જોવા લાગ્યા.

પછી રાઠોડરાજે તિરસ્કારભર્યું હાસ્ય કર્યું. " પાછા ચાલો છાવણીમાં. ડરીને નાસી ગયા લાગે છે ! સવારે વાત ! તપાસ કરીને ખબર લઇશું. "

ફોજ પાછી ફરી ને પોતાની મૂળ છાવણી તરફ ચાલી. થોડે દૂર નહિ ગઇ હોય ત્યાં સામેથી બંદૂકોના અવાજ ગાજવા લાગ્યા. આશ્ચર્યથી સહુ જડ જેવા બનીને સ્થિર ઊભા થઇ ગયા. ભયંકર ક્રોધથી રાઠોડરાજનો ઉગ્ર અને કઠોર ચહેરો ભૂરો બની ગયો. એની આંખમાં રોષ અને નિરાશાનો જ્વાળામુખી સળગી ઉઠ્યો : " હું !" એ ગાજી ઉઠ્યો. પૃથ્વીને વિનાશ કરવા પ્રગટેલા કાળભૈરવસમો કોપ એના અવાજમાં પડઘા પાડી ઉઠ્યો : " આપણી છાવણી દુશ્મનોએ લીધી છે ! એકદમ હુમલો કરીને કબજે કરો!"

હવે સહુને બળતાં તાપણાંનાં કારસ્થાની ભેદ સમજાઇ ગયા. ભાયાતી ફોજના માણસોએ જ એ તાપણાં સળગાવેલાં અને મુખ્ય ફોજ તો એ તાપણાંથી ઘણે દૂર વાટ જોતી ઊભી હતી. બળતાં તાપણાંથી છેતરાયેલા રાઠોડરાજે એ તાપણાંની પેલે પાર ભાયાતી ફોજ પડાવ નાંખીને પડી હશે એમ માનીને પોતાની છાવણી છોડી કે તરતજ એ મારવાડી છાવણીનો કબજો દુશ્મનોએ–કચ્છી ભાયાતોએ લઇ લીધેલો !

એ છાવણીમાં પુષ્કળ સરંજામ હતો. એ સરંજામ વગર મારવાડી ફોજ તદ્દન પાંગળી બની જતી હતી. પોતાની છાવણી પાછી સર કરવા સમગ્ર સૈન્યે ભયાનક ધસારો કર્યો.

પરંતુ ભાયાતી ફોજની જીવતી પણ દૃઢ લાગતી લશ્કરી દિવાલો આગળ મારવાડી ફોજના ઉછળતા વેગ પછડાઈ પછડાઇને પાછા પડ્યા. આખી રાતના અથાક અને અમાપ પ્રયાસો અને હુમલાઓ છતાં મારવાડી સૈન્યે નિષ્ફળતા જ મેળવી !

ચોબારીના એ લોહીઆળ મેદાનમાં અંધકાર ઓગાળતા સૂર્યનો ઉદય થયો. એ વખતે ભાયાતી ફોજના સરદાર જમાદાર તુર્ક વાદીનાએ

પોતાની સમગ્ર હરોલને ધીમે ધીમે પણ મક્કમતાથી આગળ વધવાની આજ્ઞા કરી.

રાઠોડરાજની ફોજ હતાશ થઇ હતી. એમની પાસે હથિઆરમાં તલ્વારો માત્ર રહી હતી, દારૂગોળો તો રાત્રે ખપી ખૂટયો હતો. એનામાં આ હુમલાનો સામનો કરવાની તાકાત નહોતી. છતાં તેઓ હિંમતથી આ આક્રમણ સામે ટક્કર ઝીલી ધીમે ધીમે પાછા હઠયા. હઠયા સિવાય છૂટકો જ ન હતો.

આ વખતે ભાયાતો બધા હર્ષમાં આવી ગયા હતા. હુમીર આનંદથી થનથની રહ્યો હતો. ભાયાતી ફોજ શિકારીસુલભ અને વિજયાગાહીસૂચક ઉન્માદથી ઉછળી રહી હતી. આઠ દિવસ પહેલાં બીનઆવડતવાળો લાગતો અને સુંથરીના ઠાકોરના શબ્દમાં "ઝોડ જેવો" દેખાતો તુર્ક વાદીનાના આવેશહીન લાગતા, નિરર્થક અને વધારે પડતી ચોકસાઇભર્યા લાગતા રણપાંડિત્યનાં પરિણામ સહુએ નજરે જોયાં હતાં અને સહુ એને હવે અંતરથી પૂજતા હતા.

પહાડ જેવડા ઘોડા ઉપર હાલાપુરનો ઠાકોર ઉન્માદભરી દોડ દોડતો આવ્યો: "જમાદાર!" હર્ષથી ફાટલે અવાજે તેણે પોકાર કર્યો: "રજા દે! મારા હયદળ સાથે તૂટી પડું. હમણાં ભગાડીએ."

ભટી હુમીર બે કદમ આગળ આવ્યો: "જમાદાર! દોસ્ત! હવે હુકમ દઇ દે! હવે તૂટી પડીએ! એક સામટા!"

"એ મારવાડાને હવે ભગાડો! એક હુમલાની વાર છે. હમણાં ભાગે, ઊભી પૂંછડીએ!" હાલાપુરનો ઠાકોર ધગધગતી આંખે બોલ્યો. બધા ભાયાતો લોહીતરસી આંખોમાં ચળકતી ભયાનક લોલુપતાથી દુસ્મનોની મારવાડી ફોજને જોઇ રહ્યા.

તુર્ક વાદીના શાંતિથી ધીમેથી સ્મિત કરી બોલ્યો: "ભાયાતો! ઠાકોરો! આઠ દિવસ પહેલાં તમે મને આમ કહ્યું હોત તો હું સરદારી ત્યજી દેત! આજ તમને બધાને મારામાં વિશ્વાસ અને શ્રદ્ધા છે?"

"જમાદાર! હવે એ વિશ્વાસની અને એવી વાત જવા દો! તમારી સરદારી અમે છોડવાના નથી, ફોજ પણ છોડવાની નથી, એ વાત ચોક્કસ છે."

"તો પછી તમે કેમ ઉતાવળા થાઓ છો? તમારે બધાને મારવાડી ફોજને હરાવીને ભગાડવી છે?"

"હાસ્તો! એમાં વળી પૂછવું શું?"

"એને હરાવીને પછી શું?"

"પછી શું? આપણી જીત!"

"ઠાકોરો! એવી જીતથી તમને ફાયદો શું?"

"ફાયદો? ફાયદો—તો—તો" હમીર ચૂપ થઇ વિચારે ચડ્યો. મારવાડી ફોજને હરાવવાથી પ્રત્યક્ષ ફાયદો શું? ભાયાતોનું રાજકારણ આ જીતથી જરાય આગળ વધતું તેને દેખાયું નહિ. બીજા ભાયાતો પણ શાંત થઇ ગયા.

"ભાઇઓ!" તુર્ક વાદીનાએ આગળ ચલાવ્યું: "મારી વાત સાંભળો. મને બે દિવસ આપો. બે દિવસમાં હું તમને પ્રત્યક્ષ પરિણામ બતાવીશ. હું તમારી પાસે મહેતલ માંગું છું, કારણકે હું જાણું છું કે તમને મારામાં અત્યારે વિશ્વાસ છે."

"તો તમે કહો એમ!" હમીરે સહુની વતી જવાબ આપ્યો.

"મારે જે કામ કરવાનું છે એમાં જાડેજાઓનું શૌર્ય ઉપયોગમાં આવે એવું નથી. લડાઈના આવેશથી ઉશ્કેરાય એવાનું હમણાં મારે કામ નથી. ઠાકોરો! મારી આજ્ઞા છે કે ગમે તે સંયોગમાં, ગમે ત્યારે પણ મારી આજ્ઞા સિવાય કોઇએ આગળ પગલું ભરવું નહિ. માટે ડાબી અને જમણી પાંખો તથા હરોલની સરદારી જે જે ભાયાતોના હાથમાં હોય તેમણે છોડી દેવી."

"આવડો બધો અમારા ઉપર રોષ?" હરોલનો સરદાર હાલાપુરનો ઠાકોર બોલ્યો.

"એ રોષ નથી, સાવચેતી છે. હું હમણાં જ એ ત્રણે વિભાગના કામચલાઉ સરદારો નક્કી કરી નાંખું છું. હવે આપણે કામે લાગીએ."

થોડી વારમાં આખી ભાયાતી ફોજમાં આશ્ચર્ય ફેલાઇ ગયું. સરદારીઓ ફરી ગઇ હતી. જમાદાર મામુદને હરોલના સૈન્ય ઉપર નીમવામાં આવ્યો. ગરાસીયો પુનમજી ડાબી પાંખ ઉપર નીમાયો અને જમણી પાંખની ફોજ ઉપર હોથી ભીમજીની નીમણુંક થઇ. બધા ભાયાતોની ખાસ ટુકડી થઇ તેના ઉપર હાલાપુરના ઠાકોરને રાખવામાં આવ્યો.

ગોઠવણ થઇ રહ્યા પછી જરા પણ આક્રમણાત્મક ધીંગાણાંઓ કર્યા વગર ભાયાતી ફોજ આગળ વધી. એના મક્રમ ક્રમપથમાં રાઠોડી સેના પીછેહઠ કરવા લાગી.

"ડાબી પાંખ ડાબી બાજુ! જમણી પાંખ જમણી બાજુ." તુર્ક વાદીનાએ હુકમ છોડયો. કોઇ આ હુકમનો અર્થ ન સમજ્યું. હતાશ બનેલી લાગતી, પીછેહઠ કરતી, સરંજામ વગરની મારવાડી સેના ઉપર સીધો અને સચોટ હુમલો શામાટે કરવામાં આવતો નહિ હોય એનું કારણ સમજાયું નહિ.

પંખો ઉઘડતો હોય એમ ડાબી જમણી પાંખો પોતપોતાની દિશાઓ તરફ વધારે વિસ્તારમાં રેલાતી આગળ વધી.

એ હિલચાલ પ્રહર એકને આશરે રહી હશે, ત્યારે જ દુશ્મનો અને મિત્રો તુર્ક વાદીનાની આ હિલચાલનું રહસ્ય સમજ્યા. ભાયાતો હર્ષથી ઘેલા થઇ ગયા. મારવાડીઓ નિરાશાના આવેશથી મરણીયા બન્યા. મારવાડી ફોજ ત્રણ બાજુથી ઘેરાતી જતી હતી.

હવે ડાબી પાંખ અને જમણી પાંખોએ પોતાનાં મુખ ફેરવી નાંખ્યાં. બન્નેના મોખરા સામસામા આવી ગયા. બન્નેએ એક સામટો આકસ્મિક ધસારો કર્યો. મારવાડીઓને પાછા ધકેલી દીધા. ડાબી જમણી પાંખના મોખરા એક થઇ ગયા. આખી મારવાડી ફોજ ઘેરાઇ ગઇ હતી. એની ચારે બાજુ ભાયાતી ફોજની મજબૂત ચોકીઓ બેસી ગઇ અને રાત પડી ગઇ. મારવાડી ફોજે અન્નજળનાં દર્શન પણ કર્યાં ન હતાં!

એ આખી રાત જૂદી જૂદી ચોકીઓ ઉપર પુષ્કળ લડાયક સરંજામ એકત્ર કરવામાં આવ્યો અને વળતી પ્રભાતે ભાયાતી ફોજે ચારે બાજુએથી આગનો ભયંકર વર્ષાદ શરૂ કર્યો.

ચારે બાજુથી દબાયેલી મારવાડી ફોજમાં આ હુમલાનો જવાબ આપવાની શક્તિ ન હતી. ફોજમાં ભંગાણ પડ્યું, પરંતુ ક્યાંયથી નાસી જવાનો માર્ગ ન હતો. મારવાડરાજે સુલેહના સંદેશા ચલાવ્યા. એક ટેકરી જેવી ઉંચી જગ્યા ઉપર તુર્ક વાદીના, હમીર અને આગેવાન ભાયાતો ઊભા હતા, ત્યાં સફેદ વાવટો લઇ મારવાડરાજનો કાસદ આવ્યો,

સુલેહના સંદેશા ચલાવવાની ઇચ્છા બતાવી અને તુર્કવાદીનાએ એ માટે બે પ્રહરની મુદત આપી.

કાસદ ગયો. તુર્કવાદીના સામું હમીર જોઇ રહ્યો. પછી એ બોલ્યોઃ "જમાદાર! આ વાત હવે તમે જ ચલાવજો."

"હા." હાલાપુરનો ઠાકોર હર્ષભર્યા આવેશથી બોલી ઉઠયોઃ "જમાદાર! આપણને ઠેઠ લગી લાવ્યા છે, તો હવે પૂરૂં પણ એના હાથે જ કરાવીએ."

---

## પ્રકરણ ૨૮ મું.

---

### સુલેહના સંદેશા.

તુર્કવાદીનાએ આપેલી બે પ્રહરની મુદત પૂરી થઈ નહિ હોય ત્યાં મારવાડરાજ તરફથી બે સરદારો સુલેહની શરતો નક્કી કરવાને તુર્કવાદીનાની છાવણી તરફ આવ્યા.

ભાયાતી ફોજના પડાવની પશ્ચિમ બાજુએ એક જીર્ણ મંદિર હતું. એ મંદિરના ઓટલા ઉપર તુર્કવાદીના બેઠો હતો. તેની પાસે ભાયાતી ફોજનો કામદાર હંસરાજ શાહ બેઠો હતો. એ ઓટલા ઉપર આગેવાન ભાયાતો પણ પ્રેક્ષક તરીકે બેઠા હતા.

મારવાડી સરદારો એ મંદિરના ઓટલા આગળ આવ્યા અને સહુએ તેમને ઊભા થઇને માન આપ્યું પરસ્પર મિજાજપુચ્છીનો શિષ્ટાચાર થઇ રહ્યો અને સુલેહની શરતોની વાત નીકળી.

"અમારી માંગણીઓ બહુ નથી. જો રા' રાયધણને કચ્છની ગાદી સલામત ભોગવવા દેવાનું અને મારવાડી ફોજને તેના સરંજામ સાથે વિદાય થવા દેવાનું સ્વીકારવામાં આવે તો જોધપુરરાજ સમાધાન કરવા તૈયાર છે."

તુર્કવાદીનાએ જવાબ આપ્યો નહિ એટલે જોધપુર રાજ્યનો એક સરદાર આગળ બોલ્યોઃ "ઠાકોરો! તમે જોશો કે અમારી માંગણીઓ નજીવી છે. અમારો સરંજામ અમને પાછો મળવો જોઇએ. ભાયાતોની ફોજ વિખેરી નાંખવી જોઇએ અને અમારી ફોજને સિંધ તરફ સલામત જવા દેવી જોઈએ."

હજીએ તુર્કવાદીનાને શાંતિથી બેઠેલો જોઇ બીજો સરદાર બોલ્યો: "અને જો ભાયાતી ફોજ સિંધ ઉપર ચડવાને અમારો સાથ આપવા ઇચ્છતી હોય તો મીર બાહેરઅલી ફોજનું ખર્ચ આપવાને તૈયાર છે."

થોડી વાર શાંતિ વ્યાપી રહી. ભાયાતો તુર્કવાદીના સામું જોઇ રહ્યા. સરદારો ભાયાતો અને તુર્કવાદીના સામું જોઇ રહ્યા. થોડી વાર પછી એક સરદાર બોલ્યો: "ત્યારે હવે અમને શું જવાબ આપો છો?"

તુર્કવાદીનાએ પૂછ્યું: "તમારી વાત પૂરી થઇ રહી?"

"હા! અને તમે જોઇ શક્યા હશો કે અમારી વાત તમને અને બધાને લાભકારક છે."

"સરદારો!" તુર્કવાદીનાએ તદ્દન ભાવહીન અવાજે ચલાવ્યું: "તમારી શરતો મેં સાંભળી. હવે મારી શરતો સાંભળો! આજ રાત સુધીની હું તમને મહેતલ આપું છું. મારી શરત એક જ અને એ જ છે કે મારવાડરાજે વગર શરતે અમારી દયા ઉપર જ ભરોસે રહીને શરણ થવું."

બન્ને મારવાડી સરદારો પહેલા સહેજ તિરસ્કારથી હસ્યા, પછી ગંભીર બની ગયા. એક સરદારે કહ્યું:

"જમાદાર! પ્રાથમિક વિજયથી તમે નકામા હરખાઇ જાઓ છો તેથી જ તમે આવી અર્થહીન માંગણી કરો છો. તમે મારવાડરાજના પ્રતિનિધિઓ સાથે વાતો કરો છો. અત્યારે અમારો સરંજામ તમારા હાથમાં છે ખરો પરંતુ અમે હજી અશક્ત નથી, અને મારવાડમાંથી અમને જોઇતી મદદ મળી શકશે. મારવાડ પણ તમે ધારો છો એટલું દૂર નથી. વળી તમારો રાજા પણ અમારી સાથે છે. એટલે તમે ધારો છો એટલો તમારો હાથ ઉંચે નથી. તેમ કદાચ ક્ષણભર માનો કે તમારી માંગણી અમે અત્યારે સ્વીકારીએ તોપણ મારવાડરાજનું આવું અપમાન થવાથી આખા મારવાડમાં અસંતોષ પ્રસરશે, અને અત્યારે તમારી સાથે મૈત્રી સંબંધ બાંધવાની અમારી જે મનોભાવના છે તે ફળીભૂત નહિ થાય તો બન્ને દેશો વચ્ચે કાયમનો વિગ્રહ જળતો રહેશે. મારવાડ અને કચ્છ ઉભયનું હિત જોઇને આપણે અત્યારથી જ ભાવી વિગ્રહનાં મૂળ ઉખેડી નાંખી શકીએ એવી વાતો કરવી જોઇએ."

"તમારી વાત લાંબી થઇ. મારો જવાબ ટુંકો છે. છતાંય તમારા મનના સમાધાન ખાતે તમારી વાતમાં લડાઇને લગતી વાતનો જવાબ હું આપું છું. અત્યારે તમારી સ્થિતિ એવી છે કે ચાર પ્રહરની અંદર તમે જો બીનશરતે શરણુ ન થાઓ તો હું તમારી ફોજનો સંહાર કરી શકીશ અને કરીશ પણ ખરો, એમાં તમારે શંકા રાખવાની નથી. મારવાડ અને કચ્છને ભાવિ વિગ્રહ થાય કે ન થાય એનો વિચાર કરવાનું આ સ્થળ કે પ્રસંગ નથી. રાજકીય બાબત છે, તેનો જવાબ તમને ભાયાતોના કામદાર હંસરાજ શાહ આપશે."

હંસરાજ શાહ પછી બોલ્યોઃ "મારૂ સરદારો ! મારવાડી ફોજને તોડી નાંખવામાં કે તેને બીનશરતે પકડવામાં કચ્છ ઉપર રાજકીય આફત નથી આવવાની એવી સલાહ રાજકીય દષ્ટિએ મેં અમારા સરદારને આપી છે. હવે તે બાબત પણ તમને સમજાવી દઉં એટલે તમારા મનમાં એ બાબત પણ આશંકા ન રહે. પ્રથમ તો મીર બાહેરઅલીનો પક્ષ લઇને સિંધ સાથે ચડાઇ કરવામાં અમારો સ્વાર્થ નથી. બીજું તમે કહો છો કે મારવાડ રાજનું અપમાન થતાં મારવાડમાં અસંતોષ ફેલાશે. તમારી એ વાત પણ ખોટી છે. તમારા મારવાડના એક ભાયાત સબળસિંહને વિજયસિંહે મારી નાંખ્યા પછી અત્યારના રાજ્ય સામે જ પ્રજામાં તીવ્ર અસંતોષ છે. તમારા ભાયાતો, તમારી પ્રજા. વિજયસિંહનું અભિમાન ઉતારવા માટે અમારા તરફ ઉલટી લાગણી બતાવશે. તમારી પ્રજાનો અસંતોષ તીવ્ર સ્વરૂપ ન લે એટલા માટે તમે સિંધ ઉપર ચડાઇ કરી હતી, એટલે અત્યારના રાજ્યથી જ તમારી પ્રજા રૂષ્ટ છે. તમારી પ્રજાને અમારા તરફ અસંતુષ્ટ થવાનું કારણ નથી. મારવાડ રાજ્યની આર્થિક સ્થિતિ પણ એવી છે કે સતત વિગ્રહ કરવાનું એને પાલવે એમ પણ નથી. છતાં ઘડીભર માનો કે એ અમારા ઉપર બીજી ચડાઈ કરે તો અમારે કાબુલ સાથે, નવાનગર સાથે અને વડોદરા સરકાર સાથે એવો મીઠો સંબંધ છે કે એ અમારી સહાગે આવશે. કાબુલ સાથે તો મારવાડે વેર બાંધ્યું છે અને તે તરફ જ ઘણા સમય સુધી મારવાડનું ધ્યાન રોકાશે. મારવાડ રાજની ભીતિ રાખવાનું અમારે કાંઈ કારણ નથી."

બન્ને સરદારો મૂક અને મૂઢ બની મારવાડની વર્તમાન રાજકીય

પરિસ્થિતિને તાદૃશ્ય રજુ થતી સાંભળી રહ્યા. તુર્ક વાદીના ઊભો થયો. શાંતિથી તે બોલ્યોઃ "અમારા કામદાર કહે છે તે તમે સાંભળ્યું. હવે મારી છેલ્લી વાત સાંભળી લો. કચ્છના રાવને પહેલાં અમને સોંપી દો. પછી બીનશરતે તાબે થઇ જશો તો મારવાડી ફોજને અને સિંધના મીર તથા મારવાડ રાજને ધારણ કરેલાં હથિઆર સાથે અમે સલામત જવા દઇશું. આજ સાંજસુધીમાં જો રા' ને સોંપી દેવામાં નહિ આવે તો અમે તમારા ઉપર હુમલો કરીશું. આલેકુમ સલામ."

તુર્ક વાદીના અને હંસરાજ શાહ ત્યાંથી ચાલ્યા ગયા. વિજયના ઉન્માદથી થનથનતા ભાયાતો પણ ત્યાંથી ચાલ્યા ગયા. થોડી વાર પછી એ મંદિરના જીર્ણ ઓટલા ઉપર બે મૂઢ જેવા બનેલા મારૂ સરદારો જ રહ્યા.

છાવણીની અંદર જઇ તુર્ક વાદીના સહેજ સ્મિત કરી ભાયાતો તરફ ફરીને બોલ્યોઃ "ઠાકોરો! મારી કામગીરી પૂરી થઇ છે. કચ્છના નાસતા રા' ને તમારા હાથમાં હું સોંપી દઉં પછી કૃતકૃત્ય થઇશ. આટલા માટે જ હું ઉતાવળ ન કરતાં તમને પણ વારંવાર રોકી રાખતો હતો. મારે રા' ને કબજે કરીને તમને સોંપવો હતો. આજ સાંજસુધીમાં તમને હું સોંપી શકીશ."

હમીર અને ભાયાતો તુર્ક વાદીના સામું જોઇ રહ્યા. જે કાર્ય કરવાનું પોતાનાથી બની શકયું ન હોત તે આ જમાદારે સાધ્ય કરી બનાવ્યું હતું. હર્ષભર્યા આભારના ભારે એમનાં હૈયાં દબાઇ ગયાં. તેઓ માત્ર એટલું જ બોલી શક્યાઃ " રા' ને સોંપશે ખરા ? "

"જરૂર." તુર્ક વાદીના બોલ્યોઃ " મારવાડની ફોજમાંથી એક ચલૈયું પણ બહાર નીકળી શકે એમ નથી. મારવાડ રાજ અને એના સરદારો જાણે છે કે જો અમને કોઇને જીવતા ઘેર જવાની આશા હોય તો રા' રાયધણને પાછા સોંપવામાં જ છે અને એક બીજા માટે પ્રાણ દે કે ફના થઇ જાય એવી મિત્રાચારી રાજાઓમાં નથી હોતી."

શાંતિથી બધા ત્યાં ક્ષણભર ઊભા રહ્યા. છાવણીની પેલે પાર હતાશ જેવા દેખાતા ધીમે ધીમે ચાલતા બે મારૂ સરદારોને મારવાડની છાવણી તરફ જતા તેમણે જોયા.

# પ્રકરણ ૨૯ મું.

## હવે શું કરવું ?

વળતા દિવસની પ્રભાતે ભાયાતોની શરતો સ્વીકારીને પરાસ્ત થયેલો મારવાડ રાજ વિજયસિંહ રાઠોડ સિંધ ઉપરની ચડાઈનાં સ્વપ્નાં છોડી દઈને, મારવાડ તરફ હતાશ બનીને ચાલ્યો ગયો. ભાયાતી ફોજની છાવણીના મધ્ય ભાગમાં આવેલા એક તંબૂમાં મજબૂત પહેરા નીચે કચ્છના રા' રાયધણને રાખવામાં આવ્યો હતો. કચ્છનો આ તુમાખી અને હતભાગી રા' પોતાના મસુદ અને મરીચ પાસવાનો અને વાઘા પારેખ કારભારી સાથે અત્યારે ભાયાતોના હાથમાં બંદીવાન થઇ પડયો હતો. એનો ચહેરો તદ્દન ભાવશૂન્ય અને સફેદ થઈ ગયો હતો. વારંવાર હાથની મુઠ્ઠી ભયંકર જોરથી વાળતાં નખ પેસી જવાથી હથેળીમાંથી લોહી નીકળ્યું હતું. દાંત વચ્ચે હોઠોને સખ્તાઇથી પીસવાથી એ લોહીનાં છાંટણાં એના ધૂળવાળાં વસ્ત્રો ઉપર પડયાં હતાં. મસુદ અને મરીચ બન્ને જડભરત સમા બની ગયા હતા. હવે શું થશે : એ ખ્યાલ તેમને કંપાવતો હતો.

આખરે રા' કંપતે સ્વરે બોલ્યો: "પારેખ! ખેલ ખલાસ! હવે શું ?"

"રા' બાવા!" પારેખ બોલ્યો: "પતરીની ચડાઇ પહેલાં મેં આપને ચેતાવ્યા હતા. હવે તો બાજી હાથથી ગઇ."

હતભાગી રા' એક બાજુ પોતાના તંબૂમાં આમ પુરાયો હતો, ત્યારે એના ભાયાતો પણ હમીરના તંબૂમાં એકત્ર થયા હતા. હવે શું કરવું એ પ્રશ્ન એમને પણ મુંઝવતો હતો.

કચ્છના આગેવાન ગણાતા ભાયાતોનો ભરચક ડાયરો જામ્યો હતો. તેમાં ખૂબ ચર્ચા ચાલતી હતી.

"મારો તો મત એક જ છે કે આપણે સ્વતંત્ર થઇએ." હાલાપુરનો ઠાકોર બોલ્યો.

"આપણે એમ કરીએ કે ભાયાતો બધા એક થઇએ. ખાલસા ગામ ઉપર રા' રાયધણ રાજ કરે. ભાયાતી ગામ ઉપર આપણે આપણો મજમુ વહિવટ શરૂ કરીએ." સુંથરીનો ઠાકોર બોલ્યો.

"કાં તુર્ક વાદીના! તમે શું કહો છો?"

"ઠાકોરો! હું સિપાઈ કહેવાઉં. મને રાજકાજમાં ખબર ન પડે. હું તો તમને એટલું જ કહું કે અત્યારે રા' ભીંસમાં છે તો એ તક જવા ન દેશો."

"મને તો એ જ ઠીક લાગે છે જે સુંથરીના ઠાકોરે કહ્યું તે." હમીર બોલ્યો: "આપણો ભાયાતી મજમુ વહિવટ સહિયારો રાખવો અને આપણામાં તકરાર ન થાય એ માટે કેવી રીતે વહિવટ કરવો એ આપણે નક્કી કરી લેવું. પણ આપણે આ બધી વાટાઘાટ કરીએ તો હંસરાજ કામદારને બોલાવીને એની સલાહ પણ પૂછીએ. જોઇએ તો ખરા કામદાર શું કહે છે?"

"હા! એ વાણીયાને બોલાવો!" પતરીનો જીવાજી બોલ્યો.

તરતજ હંસરાજ શાહને બોલાવવામાં આવ્યો. ડાયરામાં થયેલી ચર્ચાનો સાર એને જણાવવામાં આવ્યો. એનો અભિપ્રાય પૂછવામાં આવ્યો. ક્ષણભર એ ઉંડા વિચારમાં પડચો. પછી તે બોલ્યો: "તમારે મારી સ્પષ્ટ સલાહ જોઇએ છે?"

"હાસ્તો ભા! વાણીયો નહોતો તો રાવણે લંકાનું રાજ્ય ખોયું. તમે અમને ખુલ્લે ખુલ્લું અને સાચું કહો. લાંબું નભે એવું બતાવો."

"તો ઠાકોરો! રા'ને કચ્છ પાછું સોંપી દ્યો."

"પણ અમે ભૂજ સોંપવાની કયાં ના પાડીયે છીએ? અને અમારે ભાયાતોએ હવે કેવો વહિવટ ચલાવવો એ કહોને!"

"વહિવટમાં અત્યારસુધી ચાલે છે એમ જ."

"તો અમે આ બધું દળી દળીને ઢાંકણીમાં ઉઘરાવ્યું એમ જ ને? રા' કાલ ઉઠીને વીણી વીણીને અમને મારી નાંખેઃ એ તમારી વાત, શાહ! કાંઇક વગર વિચારની લાગે છે." હમીરે કહ્યું. એના અવાજમાં અસ્પષ્ટ તિરસ્કાર હતો.

"એમ નહિ. હું તો એમ જ કહું છું કે તમે કચ્છના બે ભાગ પાડી નાંખવાની વાતો કરો છો એ ઠીક નથી. ભાયાતોએ રાજ્યને વશવર્તી રહેવામાં જ રાજ્યને અને તમને ફાયદો છે."

"આપણે રાજ્યના ફાયદાની વાત કરવા અહીં એકઠા નથી થયા. રાજ્યને તાબે રહેવામાં અમને શું લાભ?" સુંથરીના ઠાકોરે પ્રશ્ન કર્યો.

"પહેલો લાભ તો એ કે ભાયાતોમાં સંપ રહેશે. જો તમે અલગ અલગ અગ્રીયારો વહિવટ ચલાવશો, તો આ જ નહિ ને કાલ પણ અદેખાઇ થશે, ખટપટ વધશે અને તમે અત્યારે જે સંધબળ જમાવી રાજ્યને પણ નમાવી શક્યા તે ફરીથી નહિ બને. એક પછી એક જાગીરોને ધીમે ધીમે રાજ્ય ગળી જશે.

"અંદર અંદર ખટપટ થાય તો તો કોઈક દિવસ એમ બને ખરૂં!" હમીરે કચવાતે મને સ્વીકાર્યું.

"વળી પરસ્પર વસતીની હિજરત થશે. રાજ્ય તમારી સામે બંધન મૂકે, તમે રાજ્ય સામે બંધન મૂકો, એમાં વેપાર રોજગાર તૂટી જશે અને અત્યારે જે બધાની જાહોજલાલી છે એનું નામ નિશાન પણ નહિ રહે."

"પછી બીજું ?" હાલાપુરનો ઠાકોર બોલ્યો.

"તમે વધારે વિચાર કરો અને કચ્છ બહાર નજર કરશો તો કંપની સરકારના કાકડોળા તમારી સામે કડકડતા ઉધ્રડેલા તમે જોશો. અંદર અંદર જો ખટપટ વધી તો કાંતો રાજ્ય વિરૂદ્ધ તમારો પક્ષ લઇ રાજ્ય ને દબાવી ગળી જશે, ને કાંતો તમારી વિરૂદ્ધ રાજ્યને ઉશ્કેરી તમને ગળી જશે. એ ધોળા હાથી આમ એક દિવસ જરૂર ધમકવાના. તે વખતે રાજ્ય ને તમે એક જ હો તો રાજ્યને કે તમને કાંઇ વાંધો નહિ આવે. નહિતર આ કચ્છમાં એનાં થાણાં લાગી જવાનાં."

"તમારી વાત એકંદર સાચી લાગે છે, પણ રાજ્યનો વિશ્વાસ કેમ થાય ?" એક ભાયાતે પૂછ્યું.

"હંસરાજ! તમે કાંઇક માર્ગ બતાવો તો ઠીક! તમારી બુદ્ધિ, નજર ઠીક પહોંચે છે."

"મને તો એક વાત ઠીક લાગે છે. રા' ને કચ્છ સોંપવો પણ ભાયાતોને હેરાન કરવાનો એનો ડંખ કાપી લેવો."

"પણ એ કેમ બને એ કહોને ?"

"એમ કરો કે રા' ની જે સીદીઓની શીરબંદીઓ છે તેને રજા દેવાની રા' ને ફરજ પાડવી. એ બધાને કચ્છમાંથી દેશપાર કરવા. પેલા અરીચને પણ કાઢી મૂકવો. દિવાન તમે ઠરાવો તેને નિમાવવો. બાકી રા' ની ફોજ લાંબી નહિ રહે. પણ જે રહે એનો ઉપરી પણ તમારે નીમવો. અત્યારે

અંજાર અલગ થઇ ગયું છે, એને મેઘજી શેઠ પાસે જ રહેવા દેવું. મુંદ્રા બંદરનો થાણદાર પણ તમે કહો તેને રા' નીમે. માંડવી બંદર ઉપર પણ તમારો થાણદાર નીમાય. લખપત અને નરામાં પણ તમારો થાણદાર નીમાવવો. આ બધાં બંદરો છે, એટલે કચ્છના વેપાર ઉપર તમારો અંકુશ રહેશે. એટલે રાજ્યની આવકનું મોટું સાધન તમારી માર્ફત જ રાજ્યના ઉપયોગમાં આવે. રા' તમને બધાને બાંહેધરી આપે કે બાંહેધરી આપ્યાની તિથિએ જેનો જેટલો સીમાડો હોય, જે હક્ક હોય તે બધા રાજ્ય તરફથી અનામત રહે. એના ઉપર રાજ્ય તરાપ મારી શકે નહિ."

"આ રસ્તો બધા કરતાં ઠીક છે. પણ અત્યારે કબુલ કરીને પછીથી રા' એ ન પાળે તો?" હમીરે પ્રશ્ન કર્યો.

"મુંદ્રા, માંડવી અને લખપત તમારા સૂચવાયેલા થાણદારોના હાથમાં હોય અને દરેકે દરેક બંદરના બચાવ પુરતું લશ્કર રાખવામાં આવે તો રા' એ કરારો તોડે નહિ; તોડવાની ધૃષ્ટતા ન કરે."

"તમારી વાત એકંદરે સોળ વાલ ને એક રતિ છે. તો તમને દિવાન નીમીયે તો શું? ફોજ સોંપીએ તુર્ક વાદીનાને. બાકી થાણદારો તમે સૂચવો તેને નક્કી કરીએ." હમીરે સૂચવ્યું.

"ના, મારૂં માનો તો દિવાન તરીકે વાઘો પારેખ જ ભલે રહ્યો. રાજ્યની ફોજ તુર્ક વાદીનાને નહિ પણ જમાદાર ડોસલ વેણને જ સોંપો."

"જમાદારનું તો ઠીક, પણ દિવાન વાઘો પારેખ શામાટે?"

"રા' અને દિવાનના મન કદિયે એક ન થાય. દિવાનને તમારા તરફ નમતું જ રાખવું પડશે. દિવાનગીરી માટે રા' ની મરજી પ્રમાણે નહિ પણ તમારા બંધનબત પ્રમાણે ડરનો માર્યો એ વધારે ચાલશે. રાજ્યનો કારભાર વગર ખટપટે ચાલશે. વાઘો પારેખ અથંગ ખટપટી છે. એને કાઢશો તો એ બહાર જઇ કે અહીં રહી ખટપટો કરશે. એની બુદ્ધિ તમારી વિરૂદ્ધ નહિ ચાલતાં તમને અનુકૂળ રહેશે."

"તો એમ." હમીરે હસીને કહ્યું: "લાંબા વિચાર અમને ન આવડે. અમારે તો અમારો માણસ હોય તો અને અમારૂં હિત સચવાતું જ હોય તો કાંઇ રાજ્યથી જૂદા પડી જવાનું કારણ નથી, પણ તમારે અને જમાદાર તુર્કે તમારી સેવાના બદલામાં કાંઇક તો અધિકાર લેવો જ પડશે."

"તો તુર્ક વાદીનાને લખપત આપો. આઠ લાખ કોરીની ઉપજ રાજ્યને થાય છે. વળી સિંધની પાસે છે. એ બંદરના થાણુદાર જમાદારને નીમો. મને માંડવી કે મુંદ્રા આપો અને એ બેમાંથી બાકી રહે તે મહમદ જમાદારને આપો."

"હા ! એ ગોઠવણ સાચી સોનામહોર જેવી જ છે. ત્યારે જમાદાર લખપતમાં, તમે માંડવીમાં અને મહમદ જમાદાર મુંદ્રામાં. અંજારમાં મેઘજી શેઠ છે એ જ કાયમ. પતરીની ઠકરાત બારાજીના ભાઈ જીવાજીને. એનો કિલ્લો રાજ્યે ભાંગ્યો એ રાજ સુધરાવી દે. બીજા બધા ઠાકોરો અને ભાયાતોની જાગીરની બાંહેધરી આપણને આપવામાં આવે. દરબારી ફોજનો સરદાર જમાદાર ડોસલ વેણ, દિવાન વાઘો પારેખ અને સીદીઓની શીરબંદીને દેશપાર કરવી. આ આપણી રા' સાથે શરત છે એ તમારે સહુને કબુલ છે ?"

"હા ! અમારે એ કબુલ છે." એક ભાયાત બોલ્યો અને બીજાએ મસ્તકો ધૂણાવી હામાં હા પૂરાવી.

ભાયાતો એક પછી એક ઉઠયા. રા' રાયધણની સાથે વાત કરવા હમીર, સુંથરીનો ઠાકોર અને હંસરાજ શા નક્કી થયા.

ધીમે ધીમે ભાયાતો ઉઠયા. થોડી વારમાં જમાદાર તુર્ક વાદીના અને હંસરાજ એકલા રહ્યા.

"આમ કેમ ? રાયધણને પાછી ગાદી શામાટે સોંપવી ?"

"રાયધણને ન સોંપાવી હોત તો ભાયાતોનું હિત ન જળવાત. હવે તો કચ્છ રાજ્ય જગતમાં ચાલે ત્યાંસુધી ઠાકોરો અને ભાયાતોની જાગીરો ઉપર તરાપ નહિ પડે. બીજું રા' રાયધણને ઉઠાડી મૂકયો હોત તો ટોપીવાળા દોડતા આવત. વડોદરા સરકારનો રા' રાયધણ સાથે સંબંધ છે એ પણ આવત. રા' ને ઉઠાડી મૂકયો હોત તો, જમાદાર ! એવો દાવાનળ ચેતત કે કચ્છ સળગીને ભસ્મ થઇ જાત. નહિ ! જે થયું છે તે સારૂં જ થયું છે. સમગ્ર રાજ્યનું હિત એમાં છે. ભાયાતોએ રા' ને ગાદી આપી ડહાપણ બતાવ્યું છે. રા' હવે ગાદી ઉપર ડહાપણ બતાવે તો સહુ સારૂં થશે."

"કામદાર ! ભાયાતોનું હિત તો તમે જાળવ્યું પણ પ્રજાનું શું ? પ્રજા ઉપરનાં વીતક તમે જાણતા નહોતા ?"

"જમાદાર!" હંસરાજની આંખો ઝાંખી થઇ. "જ્યાં સત્તા મેળવવા અને ટકાવવા મારામારી થતી હોય ત્યાં પ્રજાનું કોણ સાંભળે? મેં એ વાત ઉપાડી હોત તો કાંઇ ગોઠવણ પાર ન ઉતરત. પ્રજાએ હવે જેમ તેમ નભાવી લેવું. બીજું તો શું થાય? સુખ દુઃખનાં વરસો કાઢી નાંખવાં: કાંઇ સદા કાળ આમ થોડું કાયમ ચાલવાનું છે?"

જમાદાર આ મુત્સદ્દી સામું એક ધ્યાને અનિમેષ જોઇ રહ્યો. સત્તાના ઉન્માદનાં તાંડવ નીચે કચરાતી રીબાતી પ્રજાનાં તેણે માનસિક સ્વપ્નદર્શન કર્યા. એના હૈયામાંથી એક નિઃશ્વાસ નિકળ્યો, અને માત્ર ભાયાતોના હિતને વશવર્તી બનેલા આ વાણીયા કારભારી તરફ એક પણ નજર નાંખ્યા વગર જમાદાર ત્યાંથી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૩૦ મું.

---

### ઘાંચીના બળદની વીતક કથા!

એક બાજુ ભાયાતોનો ડાયરો ગત પ્રકરણમાં વર્ણવેલી ચર્ચા કરવામાં પ્રહરોના પ્રહર સુધી ગુંથાયો હતો ત્યારે બીજી બાજુ રાયધણ પોતાની માફક બંદીવાન થઇ પડેલા પોતાના થોડાક સાથીઓ સાથે બીજા તંબૂમાં આગામી દુર્ભાગ્યની પુરોગામી નિરાશા, નિષ્ફળ ક્રોધ અને હતચેતનત્વ અનુભવતો હતો. જ્યારે તે પતરીની ચડાઇ કરવા નીકળ્યો હતો, ત્યારે તે કેવો સત્તાધીશ હતો! આજ એની કેટલી પરાધીનતા અને માનભંગ સ્થિતિ! અને ભાયાતો હવે શો નિર્ણય કરશે?

પઠાણ અંગરક્ષકોનો નાયક મસુદ અને કારભારી વાઘો પારેખ પણ પોતપોતાની ઉદરંભરી વિચારણાની સીડીઓ નીચે અને નીચે ઉતરતા હતા. અત્યારે રા'ની દુર્દશા ઉપર દયા બતાવવાની પણ કોઇને જરાય ફુરસદ નહોતી. સહુને પોતપોતાના પેટની ચિન્તા પડી હતી. મરીચનો પત્તો નહોતો. તે કોણ જાણે ક્યાં નાસી ગયો હતો!

એ તંબૂમાં આખરે હમીર, હંસરાજ અને સુંથરીનો ઠાકોર દાખલ થયા. વાઘા પારેખ અને મસુદે તેમનાં અતિ મીઠાં અને માનભર્યાં

સ્વાગત કર્યાં. પોતાની અત્યારસુધીની બીનહરીફ રાજવટના આ શત્રુઓને રોષથી સળગતી આંખોએ કચ્છનો રાં' જોઇ રહ્યો.

"કેમ શાહ!" વાઘા પારેખે અધીરો પ્રશ્ન કર્યો: "પછી શું નિર્ણય થયો?"

"અમારો નિર્ણય તે બીજો શો હોય? અમારે કચ્છનું રાજ્ય કાંઇ જોઈતું નથી. રાજ સામે લડવાની કે રાજથી જૂદા પડવાની અમારી મનોભાવના હતી નહિ અને છે પણ નહિ. ભાયાતોને જો અભય આપવામાં આવે, તેમની જાગીરો અનામત રાખવાનું અને ભવિષ્યમાં તેમને હેરાન ન કરવાનું રાં' બાવા કહેતા હોય તો ભાયાતો ભૂજમાં આવીને રાં' બાવાને ગાદી સોંપાવી દે."

"બસ આટલું જ!" વાઘો પારેખ જરા ચમકીને બોલ્યો.

"પણ બીજું શું હોય? ભાયાતોને ને રાજને શું? રાજ્ય અને રાજાને વઢવું હોય તો અંદર ફોડી લો. અમારે તો દિવાને બદલાવવો નથી. ફોજનો સરદાર પણ ભલે જમાદાર ડોસલ વેણ રહ્યો. અમારે ભાયાતોને પણ કાંઇ વધારે જોઇતું નથી. રાં' બાવા એનું રાજ્ય સંભાળી લે." હંસરાજે ધીમે ધીમે મીઠાં પડ નીચે છૂપાયેલી કડવી ગોળી ખવરાવવા માંડી.

"મારા ભાયાતોની ઇચ્છા જરૂર વધારે પડતી નથી." રાં'ને વાતમાં કાંઇક કડવાશની ગંધ તો આવી, પણ એને સમજ ન પડી! સંયોગ પ્રમાણે ભાયાતોની માંગણી ખરેખર મોટી હતી જ નહિ એમ તો રાં'ને પણ સ્વીકારવું પડયું.

"પણ બાવા!" હમીર આગળ આવીને બોલ્યો: "બાવા! અમારામાંથી તો કેટલાક જરાક આકરા થતા હતા પણ જમાદાર તુર્ક વાદીના, કામદાર હંસરાજ અને જમાદાર મહમદે તેમને વારી રાખ્યા. એમની કાંઈક કદર કરો એટલે પછી કોઇને મનદુઃખ ન થાય."

રાં' વિચારમાં પડયો. ભાયાતો આટલા નમી પડવાનું એને બીજું કારણ ન સમજાયું. એણે મનમાં માની લીધું કે "હજી મારામાં કાંઇક છે! ખમીર છે, રાજવટ છે, હજી આ લોકો મારાથી ડરે છે." મનમાં જરા અહંકારની આછી જ્યોત ઝબૂકવા લાગી. એ બોલ્યો:

"તો એવાની કદર કચ્છનો રાં' કરશે! એ ત્રણેને એકેક ગામને થાણુદાર નીમીશું. પારેખ! એમને એકેક ગામ નક્કી કરી આપો."

"એમાં પારેખને શું પૂછો છો? બાવા! એને હું જ કહું! જમાદારને લખપત, મહમદને મુંદ્રા અને હંસરાજને માંડવી." હમીરે ધામેથી કહ્યું. કહીને હસ્યો.

"ગૃહસ્થો!" રા' એ પ્રત્યુત્તર આપ્યોઃ "હું તમારી માંગણીઓ સ્વીકારૂં છું." આપણે પરસ્પર ગઇ ગુજરી ભૂલી જઇશું. છેલ્લા એક મહિનાના બનાવો જાણે બન્યા જ નથી એમ વર્તીશું. હું માનું છું, ઇચ્છું છું કે મારા ઉપરનો પહેરો ઉઠાવી લેવામાં આવશે."

રા' રાયધણ આસનેથી ઉઠયો. હમીર અને તેના સાથીઓ પણ ઉઠયા. એમણે માનભરી વિદાય લીધી. વાઘો પારેખ અને મસુદ એક બીજા સામું જોઇ રહ્યા.

"મૂર્ખાઓ! તેઓએ એમની તક જવા દીધી છે. પણ હું મારી તક જવા દઇશ નહિ. એક વર્ષની અંદર કચ્છમાં એક પણ ભાયાત રહેવા દઉં તો હું રા' રાયધણ નહિ."

"બાવા—" વાઘો પારેખ વચ્ચે બોલ્યો.

"ચૂપ કરો! કારભારી!" સળગતા ક્રોધની જીવન્ત મૂર્તિ સમો રા' ગાજી ઉઠયો: "તમારી ભૂલથી જ આ બાજી પલટાઇ ગઇ છે. તમને જો જરા પણ આવડત હોત તો તમારા રા' ની આવી દુર્દશા ન થાત! તમારાથી મારો કારભાર થાય એમ લાગતું નથી. છતાં પણ હું તમને હજી નિભાવવા માંગુ છું. પણ યાદ રાખજો કે હવે એક પણ ભૂલ પાલવશે નહિ. હું કચ્છનો રાજા છઉં અને જગતને બતાવી આપીશ કે હું ભાયાતોના કે કોઇના પૂતળા તરીકે રાજ્ય કરતો નથી-કરવાનો નથી. હું રાજા છું અને રાજા રહીશ."

રાયધણ ઉશ્કેરાઇ ગયેલા જેવો બ્હાવરો લાગતો તંબૂમાં અધીરાં પરિભ્રમણ કરતો હતો. "ભાયાતોએ પોતાનો જ સ્વાર્થ જોયો છે." તે બોલ્યો: "એની ટુંકી દૃષ્ટિ જ એમનો નાશ કરશે"

આમ ને આમ કેટલોય સમય વહી ગયો. તે તંબૂમાં હંસરાજ શાહ આવ્યો. રા' ને તેણે પ્રણામ કર્યા, અને થોડાક કાગળો તેણે સહી માટે રજુ કર્યા.

રા' એકદમ સ્વસ્થ બન્યો. તેણે હંસરાજના કહેવા મુજબ તે ઉપર

પોતાની સહી અને મંજુરી આપી. રાત્રે ભાયાતો ભૂજ તરફ રા’ ને વિદાય કરશે એ ખાત્રી આપી હંસરાજ ચાલ્યો ગયો.

હંસરાજના ગયા પછી રા’ ફલાંગ મારી ઊભો થઇ આમતેમ ઉતાવળે ફરવા લાગ્યો. “ મરીચને હદપાર ! મારા સીદીઓ દેશપાર ! ડોસલ વેણુ ફોજનો સરદાર ! ભાયાતો મારી સત્તા પચાવી પાડે છે. ઠીક છે. એક વાર એવો વખત આવશે કે હું મારા એ ભાયાતોને બરાબર માપી લઇશ. ભાયાતોએ એક ભૂલ કરી છે. મને વચનોથી મજબૂત બાંધી લીધો છતાં એક દરવાજો તેઓની નજર બહાર રહી ગયો. એ વાટે હું હજીયે આ લોખંડી ચોકઠું ભાંગી નાંખીશ. કરારોના કિલ્લાને કાગળના કિલ્લા માફક તોડી નાંખીશ. મારા પઠાણો અનામત છે. એ પઠાણોનાં પરાક્રમ ઉપર હું મારી સત્તાનો વજ્ર સમો કિલ્લો ચણીશ અને પછી—”

રા’ એ એક ભયાનક હાસ્ય કર્યું. એ હાસ્યની ભીષણુતાથી હવા પણ કંપી ઉઠી. સારૂંયે વાતાવરણ ભયાનક બનતું લાગ્યું.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### ન ભૂલ્યો, ન ભણ્યો !

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને આશરે એક માસ થયો હશે. રા’ રાયધણ પતરી ઉપર ચડાઇ કરવા નિકળેલો તે ભાયાતોની કૃપાથી ભૂજ પાછો પહોંચી શકયો. એ અરસામાં જે જે પ્રસંગો બની ગયા હતા તેથી તેની ભૂજની રૈયત વાકેફ થતી જતી હતી, પરંતુ એ બોધપાઠોએ રા’ ને કાંઇ પણ શીખવ્યું હોય, સમજાવ્યું હોય કે એની જૂની શાસનપ્રણાલિ અલ્પાંશે પણ ભૂલાવી હોય એમ દેખાતું ન હતું.

રા’ ના સાગરીતોમાં જેને રા’ રાયધણ “ જીવતાજાગતા પીર સાહેબ ” માનતા તે મહમદ પનાહ હતો. રૈયત એને જાદૂગર માનતી હતી. એ સૈયદ મહમદે રા’ ના અંતરમાં મુસલમાની ધર્મ પ્રત્યે ભાવના જન્માવી હતી, એ આપણે પાછળ જોયું. મસુદ વિલાયતી પઠાણ રા’ ની આજ્ઞા પાળવા તત્પર રહેતો. દિવાન વાઘો પારેખ માત્ર અત્યારે વિષમ

સંયોગોમાં હતો. એણે રાંનાં આથમતાં તેજ માપી લીધાં હતાં. ભાયાતોને રાજી રાખવામાં તેનો સ્વાર્થ અને સલામતિ હતી. ત્રણુ બંદરોમાં થાણુંદારો નિમાવાથી રાજ્યની આવક ઉપર જબરો અંકુશ મુકાયો હતો. ખર્ચ તો ઓછું થતું જ ન હતું, કારણકે જોકે રાંની સીદીઓની શીરબંદીઓને દેશપાર કરવામાં આવી હતી તોપણ રાંના પઠાણોનો ખર્ચ હજી ઘણો હતો અને વધતો જતો હતો. રાજ્યને કોઇ ધીરે એમ લાગતું જ ન હતું!

રાં કાંઈ ભૂલ્યો ન હતો! ભણ્યો ન હતો! ભાયાતી બળવાએ એને કાંઇ પણ શીખવ્યું લાગતું ન હતું.

એના દરબારી વિલાસોની પિશાચિતાથી રાજમહેલની સેંકડો વર્ષના ઇતિહાસથી પુનિત બનેલી દિવાલો કંપવા લાગી. સુરાસુંદરીના ઉન્માદભર્યા મોહમાં રાં અને તેના સાગરીતો ભાનભૂલા બની મધરાતની મહેફીલો મજાવતા હતા. રાંના પઠાણો તેની આસપાસ હતા. એ પઠાણોનાં ખર્ચ, મહેફીલો વિગેરેનો વૈભવી ખર્ચ કચ્છના સાંકડા બનેલા ખજાનામાંથી નિયમિત રીતે આપી શકાય એવા સંયોગો રહ્યા નહિ.

રાં' રાયધણની ઇસ્લામી ધર્મભાવના ઉપર નિર્ભર રહેલો મહમદ પનાહ સૈયદ રાં' રાયધણના પ્રસાદની લક્ષ્મીભરી છાંયમાં રાજના ધર્મગુરૂનું સન્માન ભોગવતો હતો. એક દિવસ રાં', મહમદ પનાહ, અને મસુદ રાજમહેલમાં બેઠા બેઠા વાતો કરતા હતા.

રાં' ઉંડા વિચારમાં બેઠો હતો. રોષભર્યા વિષાદની ઘેરી છાયા એના મુખ ઉપર ફરી વળી હતી.

"રાં' બાવા!" મસુદે પૂછ્યું: "પછી શું કહ્યું વાઘા પારેખે?"

"વાઘો પારેખ! એ વાણીયાને ભીખ માંગતો હતો ત્યાંથી મેં એને કચ્છનો કારભારી બનાવ્યો. અત્યારસુધી એ મારી ખુશામત કરતો હતો. મને કોઇ દિવસ એણે સારી સલાહ આપી હોય એમ હું નથી માનતો. પતરીની ચડાઈ વખતે પણ એણે મને કાંઇ સહાય ન કરી! હવે અત્યારે તો એ મને ગણુતોય નથી! પેલા કમબખ્ત અને બદમાશ ભાયાતોનો બહેકાવ્યો એ બહેકી ગયો છે. મસુદ! જાણે છે તું એ બદમાશ વાણીયાએ મને જવાબ શું આપ્યો? મને–મને–કચ્છના રાંને, એ વાણીયો કહે છે કે રાજના ખજાનામાં પૈસો નથી. આવે એમ સંભવ

પણ નથી. રાજમહેલનું ખરચ ઘટાડયા સિવાય છૂટકો જ નથી. સમજ્યો મસુદ! હું કચ્છનો માલીક! આ આખું રાજ્ય મારી માલીકીનું. મારા બાપદાદાએ તલ્વારથી મેળવેલું! શું કરૂં કે અલ્લાહે યારી ન આપી, અને પતરીમાં પાછો પડયો! પણ! પણ–" રા'નો ચહેરો ભયંકર બની ગયો: "પણ એક દિવસ મારો આવશે, અને એ દિવસે એ હમીર, એ જીવાજી અને એ બધા ભાયાતોની હું ખબર લઈશ."

"ખરેખર!" મહમદ પનાહ બોલ્યો: "માલીકને તો સાવ પગના ખાસડા જેવો જ એ ગણે છે."

વિફરેલો કેસરી ગર્જે એમ ત્રાડતો રા' છલંગ મારી ઊભો થયો: "પગનું ખાસડું! કોણ હું? તો હવે હુંય બતાવી આપીશ કે ખાસડું પણ ડંખે છે! મારો ખજાનો ખાલી છે, એ હું મારી મેળે જ તર કરીશ. આખા રાજ્યમાં હું એક વેરો નાંખીશ. એ વેરા માર્ફત દર વર્ષે નવ લાખ કોરી હું મારા પોતાના ઉપયોગ માટે વસુલ કરીશ. વાઘો પારેખ અત્યારે કારભારી છે. મારા અત્યારના સંયોગોમાં મારો શેઠ થવા માગે છે. ભલે, હું એ પારેખને પણ જોઇ લઇશ. મારો એ નવ લાખ કોરી વેરો હું જાતે જ ઉઘરાવીશ."

"રા' બાવા! ફોજ લઇને નીકળીયે ત્યારે!" મહમદે કહ્યું.

"ફોજ! અત્યારે મારી ફોજ પણ નથી. જમાદાર ડોસલ વેણ મારો સાથ ન પૂરે. મને દિલગીરી માત્ર એટલી જ છે કે હું અત્યારે જમાદાર અને વાઘા પારેખ ઉપર હાથ ઉપાડી શકતો નથી."

"કાં બાવા! કહો તો બન્નેને ઉપાડી આવું." મસુદે ભયાનક હાસ્ય કર્યું.

"ના! મેં બધો વિચાર કર્યો છે. મારો નિર્ણય આમ છે. હમણાં આપણે પારેખ કે જમાદાર ઉપર હાથ ઉપાડીએ તો ભાયાતો ચેતી જાય. એ મૂર્ખાઓને આનંદની ઘેલછામાં ભાન ભૂલવા દો! મારા પઠાણો લઈને હું માંડવી ઉપર પડીશ. માંડવી હાથ કરી ત્યાંથી વેપારીઓ પાસેથી નાણું મેળવી મારા સીદીઓને પાછા બોલાવીશ. માંડવીની ભરબજારમાં હું ઈસલામ ધર્મને રાજધર્મ તરીકે જાહેર કરીશ. મંદિરો કબજે કરી મૂર્તિઓ તોડીફોડી બધાં મંદિરોને મસ્જીદ તરીકે જાહેર કરીશ. પછી હું જોઈ લઈશ એક એકને."

"રા' બાવા! બધું તો ઠીક, પણ ઇસ્લામ ધર્મ અત્યારે અંગીકાર કરશો તો કાંઈ વાંધો નહિ આવે?"

"ના! હું એક તો એ ધર્મમાં અટલ શ્રદ્ધા રાખું છું. બીજું હું એ ધર્મ જાહેર રીતે સ્વીકારૂં તો કાબુલનો પાદશાહ મારી મદદે આવશે. ગમે તેમ હોય, પતરીનું અપમાન હવે હું સાંખવાનો નથી. મસુદ! ગામમાં ઢોલ પીટાવી દે કે રા' બાવાએ રૈયત ઉપર નવલખા વેરો નાંખ્યો છે. જણુ દીઠ ત્રણ ત્રણ કોરી સહુએ રા' ને પોતાને ભરી જવી. અઠવાડીયામાં નહિ ભરે તેને સખત સજા થશે."

મસુદ ગયો. રા' અને મહમદ પનાહ એકલા રહ્યા અને એ ફકીરે કુરાન ઉઘાડી રા' ને ઇસ્લામી મજહબની ખૂબીઓ સમજાવવા માંડી.

## પ્રકરણ ૩૨ મું.

### પઠાણની ચડાઇ.

માંડવીમાં હંસરાજ શાહ પોતાનું થાણું જમાવીને બેસી ગયો હતો. એણે માંડવીનું વહીવટી તંત્ર વ્યવસ્થિત કરી દીધું હતું. રાજ્યે ડુબવેલા મહાજનનું વર્ચસ્વ એણે સ્વીકાર્યું હતું. મરકીની માફક પ્રગટેલી ચોરોની ભૂતાવળને તેણે ઉગ્ર હાથે શમાવી દીધી હતી. દરિયાઇ જકાતનું ધોરણ તેણે સ્થાપિત કર્યું હતું. એકંદરે માંડવીમાં એણે કૃપાળુ આપખુદીનો વહિવટ ચાલુ કર્યો હતો. પ્રજા સુખી હતી અને વ્યવસ્થિત વહિવટથી સલામત હતી.

એ પ્રજાની અંદર એક દિવસ વિજળી પડે એવા કારમા સમાચાર ફરી વળ્યા કે ભૂજથી રા' એકાએક માંડવીમાં આવ્યો છે, હંસરાજ શાહને કેદ કર્યો છે અને માંડવીની પ્રજાનો તેણે નવ લાખ કોરી દંડ કર્યો છે!

ચમકી ઉઠેલી, ત્રાસી ઉઠેલી પ્રજાના આ માલેતુજાર નગરના રસ્તાઓ ઉપર ઠેકઠેકાણે રા'ના પહાડી પંજાબીઓની ચોકીઓ બેસી ગઇ. ભયત્રસ્ત બનેલા એ નગરમાં રા' ઘોડા ઉપર બેસીને ફરવા નીકળ્યો, ત્યારે માંડવીનો એક પણ પ્રજાજન બહાર ફરકયો નહિ.

સાંજ પડી અને રા' એ મહાજનને બોલાવ્યું. ધ્રૂજતું, કંપતું મહાજન પોતાના રાજવી પાસે બળાત્કારે ઘસડાઈ આવ્યું. રા' એ નવ લાખ કોરીની માંગણી કરી. ભયથી કંપેલા મહાજને જરાય આનાકાની વગર એ રકમ સ્વીકારી લીધી. કોરી મળ્યા પછી હુંસરાજ શાહને મુક્ત કરવાની ઇચ્છા બતાવવાની રા' એ કરેલી કૃપાથી મહાજનને સંતોષ માનવો પડ્યો.

રા' આંતર સંતોષથી હસતો હતો ત્યાં મસુદ આવ્યો. મસુદને જોઇ રા' બે કદમ આગળ આવ્યો અને બોલ્યો : " મસુદ ! પહેલો દાવ પોબાર! નવ લાખ કોરી મળી. "

" મળી ગઈ ? "

" ના ! હજી એમ તો હાથમાં નથી આવી પણ કાલ સ્હવાર પહેલાં મહાજન આપી જશે. "

" પછી તો હુંસરાજ શાહને છોડવો જ પડશે ને ! "

" હવે પછી છોડવાની એવી શી ઉતાવળ છે ? હુંસરાજ શાહ તો ભાયાતોના કારભારી કહેવાય ! એને છોડાવવા ભાયાતો ન આવે તો એને ખોટું લાગે ! " રા' ભયાનક હાસ્ય કરતો બોલ્યો.

" તો એ વાણીયાને સાચવશે કોણ ? આપણે હજી તો ઘણાં કામ કરવાનાં છે. હવે આપણે તરત જ પાછા ભૂજ પહોંચી જવું પડશે. ત્યાંની ફોજને તો મેં મનાવી છે. "

" એમ, ચાલો એ પણ ઠીક થયું ! હવે જમાદાર ડોસલ વેણને મનાવવાની જરૂર નહિ રહે. જો તેં પાકે પાયે કામ કર્યું હશે તો જમાદારની હવે આપણને શી ગરજ છે ? "

" બાવા ! મારો પાયો કાચો ન જ હોય ! ત્રણ લાખ કોરી રોકડી અને અંજાર તથા મુંદ્રામાં ફોજ લૂંટે એટલું ફોજનું. "

" ચાલો એ પણ સારૂં છે ! આપણે પણ હવે બધાને બતાવી દઇશું કે રાજા સામે માથું ઉંચકવું કેટલા શેરનું થાય છે ! હવે આપણે માંડવીમાં બે કામ કરવાનાં છે. એક તો અહીં મારે જાહેરમાં આજ સાંજે ઇસલામ ધર્મ અંગીકાર કરવો છે. લોકોને તે જાહેર કરવું છે. માટે મસુદ ! એક ઢંઢેરો પીટાવો કે કચ્છનો રા' રાયધણ આજથી ઇસલામને રાજધર્મ તરીકે જાહેર કરે છે અને મૂર્તિપૂજાની મનાઇ કરે છે. સાથે સાથે એ પણ

જણાવો કે કાલ સ્હવાર સુધીમાં માંડવીના દરેક માણુસને ઘેરથી નવલખા વેરો ઉઘરાવવામાં આવશે.”

મસુદ ગયો. એને આવા કામથી આનંદ મળતો હતો. એણે ઢંઢેરા પીટાવી દીધા કે “કચ્છનો રાજધર્મ હવેથી ઇસલામ હોઇ રાજ્યમાં મૂર્તિપૂજાની મનાઈ કરવામાં આવે છે અને માંડવીના દરેક માણુસને ઘેરથી નવલખા વેરો ઉઘરાવવામાં આવશે. જણ દીઠ ત્રણુ ત્રણુ કોરી લેવામાં આવશે અને જે કોઇ નહિ આપે તેના ઘરબાર જપ્ત કરીને પણુ વસુલ કરવામાં આવશે.”

---

## પ્રકરણ ૩૩ મું.

---

### નવલખા વેરો.

વળતા દિવસની પ્રભાતમાં રા’ પોતાના પઠાણો સહિત માંડવીમાં નવલખા વેરો ઉઘરાવવા નિકળ્યો.

માંડવીમાં ભયનો સન્નાટો વ્યાપી રહ્યો હતો. રૈયત ઘરબાર બંધ કરીને બેસી ગઇ હતી. હુંસરાજ શાહ કેદમાં પડયો હતો. અત્યારે માંડવી નિરાધાર બની ગયું હતું.

પહેલું ઘર એક વિધવા અને તેનાં ચાર બાળકોનું હતું. અનાથ અને નિઃસહાય હિન્દુ અબળા અનેક માણસોનાં દળણાં દળી, પાણી સારી પોતાનાં ચાર બાળકોનું પેટ ભરતી હતી. રા’ રાયધણુ પહેલો ત્યાં જઇ પહોંચ્યો. ઘરમાં રહેતા પાંચ જણનો પંદર કોરીનો નવલખો તેણે માંગ્યો.

વિધવાને માથે તો આભ ફાટયું હોય એમ એ ચમકી ઉઠી. પંદર કોરી! એ ક્યાંથી કાઢે! પંદર કોરીમાં એના બે માસ વહી જાય! એની આજીજી ઉપર લક્ષ ન અપાયું. એનાં આંસુ ઉપર ધ્યાન આપવાની રા’એ જરૂર ન જોઇ! ભયથી ત્રસ્ત બનેલાં કંપતાં એનાં બાળકોને ધક્કા મારી વિખેરી નાંખી રા’ ના પઠાણો અંદર પેઠા.

“બાવા! હું અનાથ હિન્દુ વિધવા! કચ્છના ધણીને વિનવું છું. મારા સામું જુઓ! મારા ગરીબ બાળકો સામું જુઓ! બાવા મને ગરીબને છોડો.”

પરંતુ કચ્છના રા' ની શુદ્ધિબુદ્ધિ ઠેકાણે ન હતી ! એક ધક્કો મારી વિધવાને તેણે જમીન ભેગી કરી મહમદ ગર્જી ઉઠયોઃ "રંડી ! ચાલ હવે, લપલપ છોડી દે ! પંદર કોરી આપી દે !"

વિધવા અર્ધ બેભાન થઈ ગઇ હતી. મસુદે સહુથી મોટા બાળકને–દશ વરસના છોકરાને પકડયો. તેના રાઠોડી હાથે તેણે બાળકને એક સખત તમાચો માર્યો. બાળક ભયની, દુઃખની કારમી ચીસ પાડી ઉઠયો. એના મુખમાંથી લોહી વહેવા લાગ્યું. મસુદે રાક્ષસી હાસ્ય કરી કહ્યુંઃ "કેમ રે છોકરા ! હજી સ્વાદ ચાખવો છે ? ચાલ બોલ ! કયાં છે કોરી ? તારી માના દાગીના કયાં છે ?" જવાબમાં "મા ! મા !" કરતો છોકરો રડી પડયો.

"અલ્યા ! આંહીથી તો કાંઈ મળે એવું લાગતું નથી. જાઓ, ઘરમાં ફરી વળો. હાથ આવે એ લઇ લો !"

પઠાણો ઘરમાં ફરી વળ્યા. ઘરમાં તો એવું કિંમતી શું હોય ? એક અનાથ અને હતભાગી વિધવા પાસે હોય પણ શું કે પઠાણને હાથ ચડે ? પઠાણો પાછા આવ્યા.

મસુદે રા' ને કહ્યુંઃ "બાવા ! ચાલો આંહિ કાંઇ નથી."

"નથી ? મેં ઢંઢેરો પીટાવ્યો ત્યારે એ રાંડે પૈસા લાવી કેમ ન રાખ્યા ? શું એને વેરો નથી આપવો ? રાજ્યનો વેરો ગમે તેમ વસૂલ કરવો જ જોઇએ. મસુદ !" રા' ના ચહેરા ઉપર નરી ભીષણતા વ્યાપી રહી. "આ એક બાઇ છે. પચીસછવ્વીસ વર્ષની બ્રાહ્મણી જેવી લાગે છે. જુવાન છે, તંદુરસ્ત છે. એના શરીરનો ઉપયોગ નવલખા વેરાની રકમ જેટલો જ હશે. એ બાઇને આપણા ચારપાંચ પઠાણો સાથે એના ઘરમાં જ પૂરી દો. ભલે એનાં બાળકો પણ એની માના હાલહવાલ જૂએ ! એક તો આપણો વેરો વસૂલ થશે. બીજાઓને પણ આ દાખલાથી આપણો કાયદાસરનો વેરો નહિ આપવાના પરિણામનું ભાન આવશે અને એ બાઇના છોકરાઓ પણ ભવિષ્યમાં પોતાની માના હાલહવાલ જોઈ રાજની સામે માથું ઉંચકતાં વિચાર કરશે."

મસુદ જવાબમાં માત્ર હસ્યો. એણે બેચાર પઠાણને ઇશારત કરી. રા', મસુદ અને બાકીના બહાર ઊભા રહ્યા. ઘરનાં બારણાં દેવાઈ ગયાં

અને થોડી વારમાં એ ઘરની દિવાલો ભયંકર ચીસો અને કોલાહલથી કંપી ઉઠી. એ ચીસો ઉપર રાં અને તેના સાથીઓ પાશવી હાસ્ય કરવા લાગ્યા.

આવી રીતે નવલખ્ખા વેરો ઉઘરાવતો રાં માંડવીની શેરીઓમાં ફરી વળ્યો. બપોર સુધીમાં અર્ધો શહેરમાં રા' ફરી વળ્યો. જુલમ, બળાત્કાર અને ત્રાસથી એ વેરો ઉઘરાવતો હતો. જ્યાં જ્યાં વેરો ઉઘરાવાતો હતો ત્યાં ત્યાં તેમની પાછળ લોહીના લીસોટા, બળાત્કાર અને એકાદ બે ઠેકાણે આગની જ્વાલાઓ મૂકતા પઠાણો આ સ્વેચ્છાચારથી રાચતા આગળ અને આગળ ધપ્યા.

બપોર થયા અને રાં અને તેના પઠાણો ભોજન માટે પોતાના મુકામ તરફ ગયા. અર્ધા શહેરમાં થયેલા અત્યાચારથી એટલો ભાગ ત્રાસથી અને બાકીનો અર્ધ ભાગ આગામી આફતના ભયથી કંપી ઉઠયો હતો. મહાજન ઉતાવળે નવ લાખ કોરીનો બાકીનો ફાળો ઉઘરાવવા એકત્ર કરવા લાગ્યું, કારણ કે જો એ નવ લાખ કોરી પણ રાં ને તુરત ન અપાય તો મહાજનને પણ ક્રૂર અત્યાચારનો ભોગ થવાની ધાસ્તી લાગી.

---

## પ્રકરણ ૩૪ મું.

---

### બળવાનો હક્ક!

જે દિવસની આ અઘોર કથા છે તે દિવસે બપોરે માંડવીના મહાજનના શેઠના મકાનમાં મહાજન એકઠું થયું હતું.

"હવે આપણે ઝટપટ એકઠું કરી રા' ને નવ લાખ કોરી પહોંચાડો એટલે ગંગા ન્હાયા !" એક શેઠે અધીરાઇ બતાવી.

"અરે ભા ! હવે જો આ કાશ ટળતી જ હોય તો પછી હું જાતે નવ લાખ કોરી દઇ દઉં. પણ હવે રા' અહીંથી જાય એમ કાંઇક કરો." બીજા ધનવાન શેઠ સોદાગર મસ્કતીએ કહ્યું.

"હવે તો આ અત્યાચાર દિવસે દિવસે બહુ જ વધતો જાય છે." એક બીજા શેઠે જણાવ્યું.

"અને એ અત્યાચારો જ્યાંસુધી તમે સહન કરશો ત્યાંસુધી વધવાના જ છે." ખૂણામાંથી એક જણ બોલ્યો.

"કાં ! કારીગર ! તારી વાત તો સાચી લાગે છે; પણ હવે એમાં આપણો ઉપાય શો ? કાં તો ઉચાળા ભરવા ને કાં તો 'રાજા કાલસ્ય કારણં' એમ માની સહન કરી લેવું." મહાજનના શેઠે કારીગર ગોસાંઇને કહ્યું.

યજમાનને ત્યાં કારીગર પ્રસંગનિમિત્તે આવ્યો હતો. તે મહાજનની સભામાં ગયો હતો. કાન માંડીને તિરસ્કારથી હસતો એ તીખો અને તેજીદાર અતીત શાંતિથી–કાંઇક અવગણનાથી વરાડની પંચાત સાંભળતો હતો. ન જ રહેવાયું ત્યારે તે બોલી ઉઠ્યો હતો. એને મળેલા ઉત્તરથી તે ભભૂકી ઉઠ્યો :

"મહાજનના શેઠીઆઓ ! તમારી પાસે તો લાખોની દોલત છે. તમે રાજના જુલમોમાંથી બચી શકો છો, પરંતુ આ ગરીબ પ્રજાનું શું કરવા ધાર્યું છે ? ગામના આગેવાનો છો તો ગામના સંકટો જોયાં ? આજ આ માંડવીમાં–મહાજનના ગામમાં, કેટલા નિર્દોષોનાં ખૂનો રેડાયાં, કેટલી અનાથ અબળાની આબરૂનાં લીલામ થયાં, કેટલાની મિલ્કત લૂંટાઇ ગઇ, એ બધાંને માટે તમે શું ધાર્યું ? તમે તો શેઠીઆ છો, પણ હું ગરીબ ભૂખે મરતી, માંડમાંડ પેટપૂરતું અનાજ આખા દિવસના પરસેવાથી મેળવતી રાંકડી રૈયત અને કંગાળ તથા કમનસીબ પ્રજાના પ્રતિનિધિ તરીકે આજ તમારી આ સભામાં આવ્યો છું. મને જવાબ આપો. અમારૂં તમે શું કરો છો ?"

"ભાઇ !" મહાજનનો શેઠ જરા ગરવો બની બોલ્યો: "અમારી પોતાની હાલત તો તું જુએ છે ! શું કરીયે ?"

"શું કરીયે ? તમે કાંઇ નહિ કરો એ હું જાણું છું, તમે કાંઇ કરવાના નથી, તે પણ હું જાણું છું. હવે મારી વાત સાંભળવી છે ?"

"હા ! શું કહે છે ?"

"હું કહું છું કે આ રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકો. શામાટે આપણે આવું પાપી લફરૂં જ રાખવું જોઇએ ?"

મહાજનમાં શાંતિનો સન્નાટો છવાઇ ગયો. સહુ એકબીજા સામું જોવા લાગ્યા. સહુના મનમાં પ્રશ્નનો પડઘો પડ્યો: "શામાટે રાજા જોઇએ ?"

પણ, સર્જનજૂના કાળથી માનવીઓ રાજાને રાખતા આવ્યા છે, સત્કારતા આવ્યા છે, તેનું શું ?

મહાજનને મૂક અને મૂઢ બની ગયેલું જોઈ કાશીગર ચાર કદમ આગળ ચાલી સભાની બરાબર વચમાં આવીને ઊભો. એનો પહાડી કંઠ ફાટી ઉઠયોઃ

"હા ! શામાટે રાજા જોઇએ ? જે રાજાને રૈયતના જાનમાલની સલામતીની પરવા નથી, જે રાજા નીચ અને હરામખોર પાસવાનોથી વિંટળાયેલો રહી રૈયતની વહુ દીકરી ઉપર હાથ ઉપાડે, જે રાજા આપણા સર્જનજૂના ધર્મનું છડેચોક અપમાન કરે, જે રાજા મનસ્વી રીતે રૈયતની મિલ્કત લૂંટે, એ રાજા નહિ પણ રાક્ષસ છે. એ રાક્ષસના રાક્ષસી અને પિશાચી પાપકાંડોનો વિરોધ કરવાનો ધર્મ છે. જે રાજા પોતાનો ધર્મ પાળતો નથી એ રાજાને ઇશ્વર તરીકે માનવો એ ઇશ્વરની ભયંકર મશ્કરી છે. જે રાજા રૈયતના ધર્મનું છડેચોક અપમાન કરે, તેને માન આપવામાં પશુવત્ પામરતા છે. જે રાજાને વસતીની રંચ પણ પરવા નથી એણે વસતી પાસેથી વફાદારીની આશા રાખવી જોઇએ નહિ. જે રાજા વસતી તરફ દયા બતાવે નહિ તેના તરફ વસતી દયા બતાવે એ વસતીની નામર્દાઇ છે. વર્ષોનો અત્યાચાર મારી નજરે જોઇને, જ્યારે વિધવાઓની કારમી મરણચીસ, અનાથ અને નિરાધારની ભયત્રસ્ત કિકિઆરી, ભૂખમરાની ભયંકર વેદનાના ચિત્કારોના કારમા પડઘા મારા કાનમાં ગાજીને આખાએ આ કમનસીબ રાજ્યમાં પડઘા પાડે છે, ત્યારે હું તમને કહું છું, હું તમને વિનવું છું કે તમે એ ભયંકર નરરાક્ષસ સામે બળવો જગાડો ! એ બળવાની આગમાં એ રાજાને અને તેના પાશવી અધિકારોને હોમી દો ! આજ આપણને બળવાનો હક્ક છે. એ હક્ક રા' રાયધણે જ આપણને આપ્યો છે એનો ઉપભોગ આજે કરો."

આવેશથી કંપતા કાશીગરની વાણીના પડઘાથી સારી સભા ક્ષણભર મંત્રમુગ્ધ બની ગઇ. થોડી વાર પછી એક શેઠ બોલ્યોઃ

"બળવો ! રાજ્ય સામે બળવો કરવાનાં પરિણામો પણ વિચારવા જોઈએ."

"રાજ્ય સામે બળવો કરવાનું હું કહેતો નથી પરંતુ જે રાજ્યને

રા' રાયઘણ આજ કલંકિત કરી રહ્યો છે, એ રાયઘણને રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કરી રાજ્યને કલંકમુક્ત કરવાનું હું કહું છું. અને પરિણામ? ભાયાતોના બળવાનાં પરિણામ શું આવ્યાં ?"

"હા! પણ ભાયાતો પાસે ફોજ હતી. આપણી પાસે ફોજ નથીને ?"

"ફોજ! એ ભાડુતી લડવૈયાઓ, પેટને માટે પારકાનું લોહી રેડી લોહીથી ખરડાયેલી પાપી કમાણી કરનારા ગુલામી અને જડ ભાવનાવાળા સિપાઇઓ શું આપણો ઉદ્ધાર કરશે? આખા કચ્છમાં આપણી ફોજ પડી છે. જ્યાં ભૂખ વ્યાપી રહી છે, જ્યાં રોજી નથી મળતી, જ્યાં પાયમાલી પથરાઇ છે, જ્યાંથી મિલ્કતો લૂંટાઇ છે, જ્યાં જ્યાં રા'નાં પાપકર્મોના કાંટા ફેલાયા છે, જ્યાં જ્યાં રા'ના પઠાણો ચાલ્યા છે, ત્યાં ત્યાં આપણી સાથે લડવાવાળા સેંકડો સિપાઇઓ બળવાના વાવટા નીચે આવીને મળશે. જેને પોતાનો ધર્મ વહાલો છે, જેને પોતાનો દેશ વહાલો છે, જેને પોતાની વહુ દીકરીઓની આબરૂની પરવા છે, જેને જગતમાં માણસ તરીકે જીવીને જગતને ઉજળું મુખ બતાવવાની સહેજ પણ ભાવના છે, એ બધા આપણા લડવૈયા છે. આપણને ભાડુતી પગારદાર ખૂનીઓ જોઇતા નથી પરંતુ પોતાના કુળધર્મના સત્યને માટે મરી ફીટનાર શહીદો જ જોઇએ છીએ. જ્યારે વસતી હુંકારની જયગર્જના કરી ઉઠે, જ્યારે બ્રાહ્મણ માળા મૂકીને, વાણીયો હાટ મૂકીને, ખેડુત હળ મૂકીને અને મજૂર રોજી મૂકીને પોતાના ધર્મ માટે, પોતાના વંશ માટે, પોતાના દેવમંદિરોની પવિત્રતા માટે, પોતાની માબ્હેનોની આબરૂ માટે મરવાને તૈયાર થઈને સામી છાતી કાઢીને ઊભો રહે, ત્યારે આ જગતમાં એવી કોઇ શક્તિ નથી, આ જગતમાં એવી કોઇ રાજસત્તા નથી, એવો કોઇ દેવ કે રાક્ષસ નથી કે તે વસતીને દબાવી શકે. હું કહું છું—એક ઇશ્વરમાં અડગ શ્રદ્ધા રાખીને કહું છું કે વસતી કદિ હારતી જ નથી. વસતી કદિ પાછી પડતી જ નથી. એ ઊભી થાય, કૃતનિશ્ચય થાય તો અનેક રા'ઓ અને એના અનેક ખૂની પઠાણોના હાથ ગમે તેટલા લોહીમાં ખરડાય તોય અંતે નીચા જ પડવાના છે."

"તો બોલો જય આશાપુરા! પણ આગેવાની કોણ લેશે?" એક યુવાન શેઠ ચમકતી આંખે બોલ્યો.

"આગેવાની! આ બળવાની આગેવાની હું લઉં છું. હું માંડવીને જગાડીશ, કચ્છની વસતીને ઊભી કરીશ."

"તો આજથી રા' રાયધણુ એ અમારો રા' નહિ. માંડવીનો તો નહિ જ."

"જય આશાપુરા!" કહી સહુ ઉઠ્યા. રા' રાયધણુ સામે બળવો જાહેર થઇ ચૂક્યો!

---

## પ્રકરણ ૩૫ મું.

---

### માંડવીનો બળવો.

કાશીગર ગોસાંઈ મહાજનની સભામાંથી બહાર નીકળ્યો. એની આંખ અત્યારે ચમકતી હતી. એના હાથ ધ્રૂજી રહ્યા હતા. એનું ઉછળતું લોહી અસાધારણ વેગથી વહેતું એના કાનમાં અને માથામાં ગાજતું હતું. આખરે એની પ્રવૃત્તિને યશ મળ્યો હતો! આખરે એક શહેરે તો તેને મોકળા હાથ આપ્યા હતા! રા' રાયધણુ અત્યારે જે પાશવી સત્તા વાપરી રહ્યો હતો તેનાં માપ એણે કાઢી લેવાનો નિશ્ચય કર્યો.

બપોરનો ધગધગતો પહોર રા' રાયધણુ અને તેના પઠાણો આળસથી ઉંઘતા વિતાવતા હતા ત્યારે કાશીગર ગોસાંઇ કેટલીક શેરીઓમાં ફરી વળ્યો અને પોતાની આસપાસ એણે લગભગ ચારસોથી પાંચસો માણસોનું જૂથ એકત્ર કર્યું.

જ્યારે એની પાસે ચારસો સશસ્ત્ર માણસો તૈયાર થયાં, ત્યારે એણે એક વિધવાના ઘરની મુલાકાત લીધી. એ વિધવા ઉપર બળાત્કાર થયો હતો. પઠાણો ગયા પછી વિધવાએ પેટ કટાર નાંખી હતી. એનાં ગરીબ ગભરૂ બાળકો ટળવળાટ કરતાં રડતાં હતાં. કાશીગરે આજ્ઞા કરી અને ચાર સો માણસોની વચમાં એ બાઇની ઠાઠડી ઉપાડવામાં આવી. એનાં બાળકોને સામેલ રાખવામાં આવ્યાં. એક ભાલા ઉપર એ મૃત વિધવાનો લોહી નિતરતો સાડલો વાવટા સાથે બાંધવામાં આવ્યો.

બપોરનો ગરમ પવન એ તરબતર વાવટા સાથે જેવો રમવા આવ્યો

કે બીનો અને ઘેરો ફડફડાટ કરતો એ વાવટો ઘવાએલું પંખી તરફડે એમ પવનમાં કંપવા લાગ્યો. એના ઉપરનું લોહી ચોમેર છંટાયું.

પોતાને આખે શરીરે ઉડેલા લોહીના ડાઘાઓ સામું જોઇ કાશીગર બોલ્યો: "ભાઇઓ! આપણી મરેલી બ્હેન આપણને તિલક કરે છે. હવે એ તિલકને કોઇ અભડાવશો મા."

"રામ બોલો, ભાઈ રામ!" કરતી એ સ્મશાનયાત્રા ત્યાંથી શરૂ થઇ, એક મોટા ચોકમાં આવીને અટકી. આ નવીનતા શું હશે તે જોવા કેટલાંક માણસો કુતૂહલથી એકત્ર થયાં હતાં કાશીગર ગોસાંઈ કૂદીને આગળ આવ્યો. પ્રચંડ ગર્જના કરી તેણે ત્રાડ મારી કહ્યું: એનો લોહી-ભર્યો વાવટો ધ્રૂજી ઉઠચો.

"બંધુઓ! આ વાવટા ઉપર લોહી રગદોળાયું છે તે મારી માતાનું છે, તમારી સહુની માતાનું છે, કારણકે એ એક અનાથ વિધવા નથી. ઇશ્વરે એનો એક ધણી લઇ લઇને એ બાઈને હજારો ભાઇઓ આપ્યા છે. એ બ્હેનનું ખૂન થયું છે. તમે એનું વેર નહિ લો!"

એકત્ર થયેલા માણસો આશ્ચર્યથી એને જોઇ રહ્યા. કાશીગરનો કંપતો અવાજ ફરીથી ગર્જ્યો:

"જેને તમે દેવ માન્યો હતો તે રાક્ષસ બન્યો છે. જેને રક્ષક ગણ્યો હતો તે ભક્ષક બન્યો છે. જેને તમે રાજા ગણતા હતા તે જાલીમ જુલમગાર નીવડચો છે. વસતીની મિલ્કત લૂંટી લેવા અનાથ સ્ત્રીઓનાં એ ભયંકર ખૂન કરે છે. દેવચંદ શેઠ જેવાનાં ખૂન કરી, હંસરાજ શાહ જેવાને કેદ કરી પઠાણોને વસાવે છે. આજ એણે માંડવીમાં રોળ વર્તાવ્યો છે. માંડવીના મહાજને એને પદભ્રષ્ટ કર્યો છે. હું તેને માંડવીમાંથી હાંકી કાઢવાનો છું. જેને આવવું હોય તે ચાલો!" પછી પોતાની ટુકડીના આગળના માણસોને કહ્યું: "ચાલો, રામ બોલો. ભાઈ રામ!"

જેટલા લોકો એકઠા થયા હતા, તેમાંથી એક બોલ્યો: "ઊભા રહો! ઊભા રહો! અમને હથિઆર લાવવા દો! અમે પણ તમારી સાથે આવીએ છીએ."

કાશીગર ત્યાં ઊભો થઇ રહ્યો. એનો ચહેરો અત્યારે સળગતો હતો. અડગ નિશ્ચય એની આંખમાંથી વરસતો હતો. લોહીભર્યો વાવટો એના હાથમાં કંપી રહ્યો હતો.

"ભાઇઓ !" કાશીગર બોલ્યો: "હવે ઊભા રહો ! આ માતાજીના શબને આ ચોકમાં જ દાહ દઇ દ્યો. એની ચિતા અહીં સળગાવો અને એ ચિતાની આગમાં રાક્ષસી રાજસત્તાને જલાવી દો !"

નવલખા વેરાની ઉઘરાતે એટલો તો ત્રાસ વર્તાવ્યો હતો કે લોકો ઉત્સાહભેર કાશીગરની સાથમાં થઇ ગયા. આસપાસથી લાકડાં એકઠાં થયાં. ઘડીભરમાં ચિતાનો જળહળ થતો ભડકો ઉંચે અને ઉંચે ચડવા લાગ્યો.

"બંધુઓ !" કાશીગર કંપતે-ફાટતે અવાજે બોલ્યો: "બંધુઓ ! આજ અહીં જે આગ સળગી છે, તે કચ્છમાં ગામડે ગામડે સળગી ઉઠશે. એ આગ કચ્છની આસપાસ વિંટળાઇ વળશે. એની જ્વાળા આ પિશાચી રાજસત્તાના લોહીથી જ બુઝાશે. હવે ચાલો ! બોલો જય આશાપુરા !"

"જય આશાપુરા !" નો અવાજ કરતા લોકો કાશીગરની પાછળ ચાલ્યા. "હવે" કાશીગરે સૂચવ્યું: "હવે આપણે ક્ષણભર આંહી ઊભા રહીએ. જેની પાસે જે હથિઆરો હોય તે લાવો. આજની રાતે કચ્છનો પદભ્રષ્ટ થયેલો રાયધણ માંડવીમાં નહિ હોય."

હથિઆરો હાજર થયાં. સમશેરો, ભાલાં, બંદૂકો, વિગેરે લાવવામાં આવ્યાં. કાશીગરની પાસે એ હથિઆરોના જૂદા જૂદા ઢગલા થયા.

"હવે સાંભળો ! માંડવીના મહાજને ઠરાવ કર્યો છે કે રાયધણને કચ્છની ગાદીએથી પદભ્રષ્ટ કરવો. એને માંડવીમાંથી કાઢી મૂકી હંસરાજ શાહને છૂટો કરવો. કોઇએ નવલખા વેરો ચૂકવવો નહિ. મેં બળવાની આગેવાની હાલ માથે લીધી છે. તમે બધા મહાજનના ગામના સિપાઇઓ છો એ ધ્યાનમાં રાખશો. આપણે પૂરતી વ્યવસ્થા રાખીને કામ લેવાનું છે. આપણે કવાયત ન હોય તો કામ નથી. માંડવીની શેરીઓ, માંડવીનાં મકાનો, રાયધણના પઠાણની કવાયત ભૂલાવી દેશે. આપણે પઠાણોને હાંકી કાઢીશું એ જ આપણને કવાયત શીખવી દેશે; પરંતુ તમારે વ્યવસ્થા જાળવવી પડશે. હું કહું તેમ તમે ચાલજો. જે માણસ વ્યવસ્થા પ્રમાણે ચાલવાને ઇચ્છા ન રાખતો હોય તે આંહીથી ચાલ્યો જાય."

"નહિ ! તમે આગેવાન છો, નાયક છો, તમારી ઇચ્છા પ્રમાણે અમારે ચાલવું એ વાત અમારે કબૂલ છે."

" તો તમારામાંથી જેટલા બંદૂક વાપરી જાણતા હોય અને બરાબર નોંધી જાણતા હોય તે આગળ આવો."

કેટલાક માણસો આગળ આવ્યા.

" ચાલો, આ બંદૂકો ઉપાડી લો. બંદૂકો લઇ, તેમાં ગોળી વિગેરે ભરી તમે બધા એક બાજુ હારબંધ ઊભા રહો. હવે જેને તલ્વારનો મહાવરો હોય તે આવો."

કેટલાક માણસો આગળ આવ્યા. એમને તલ્વારો આપી જૂદા ઊભા રાખ્યા. બાકીનાની વચ્ચે જેટલાં ભાલાં વધ્યાં હતાં તે વહેંચી દીધાં. બાકી જે લોકો રહ્યા તેમને કાશીગરે કહ્યું: " હવે મારી પાસે હથિઆર નથી કે હું તમને આપું. માટે તમે હારબંધ અમારી પાછળ આવો."

" અમને હથિઆર આપો, અમારે લડવું છે." એક ઉતાવળો માણસ બોલ્યો.

" ચાલો, અમારી પાછળ. અમારામાંથી જે પડે તેનાં હથિઆર તમે ઉંચકી લેજો. તેની જગ્યા તમે પૂરી દેજો."

એના અવાજમાં ગંભીર ઉત્સાહ ગાજતો હતો. લોકો હર્ષથી, આવેશના દુર્દમ્ય ઉન્માદથી ગાજી ઉઠયા: " જય આશાપુરા ! જય આશાપુરા !"

" હવે આપણે ચાલો આગળ. રાયધણના પઠાણો ઉપર તૂટી પડો. જેને હવે હથિઆર જોઈતાં હોય એને હું કહું છું કે કાંતો પઠાણ પડે કે કાં અમે પડીએ, તેની પાસેથી હથિઆર લઇ લેજો. ચાલો આગળ વધો."

જયનાદ ગજાવતું, પડઘા પાડતું, માંડવીના શહેરીઓનું લશ્કર આગળ વધ્યું. રાયધણના પઠાણો જ્યાં બપોરનો આરામ કરતા હતા તે તરફ હુમલો કરવાને શહેરીઓની ઉત્સાહભરી ફોજ આગળ વધી.

---

# પ્રકરણ ૩૬ મું.

---

## રાજસત્તા અને પ્રજા.

રા' રાયધણ બપોરનો આરામ થોડી નિદ્રામાં લઈ હવે સાવધ બની નવલખા વેરો ઉઘરાવવાના પ્રયાણ માટે આજ્ઞા આપતો હતો.

"મસુદ!" રા' રાયધણે કહ્યું: "આ તો ધાર્યા કરતાં વિલંબ થયો."

"હા! બાવા! પણ હવે કાંઈ અધૂરૂં થોડું મેલાય છે?"

"નહિ! હવે તો માંડવી ઉપર સખત દાબલો બેસાડવો છે. નવલખા વેરો ઉઘરાવાઇ રહે, ત્યારપછી હવે રાજ્યધર્મ ઇસ્લામ થયો છે એ વાતની રૈયતને જાણ કરવા માટે માંડવીનાં મંદિરો ભાંગી તેમાં બાંગ પોકારાવી પછી જ હું અહીંથી જવાનો છું. આપણે ભૂજ પહોંચીશું તે દરમ્યાન કાબૂલનું સૈન્ય પણ આવી પહોંચશે."

"જો હુકમ, બાવા!"

એકાએક બંદૂકનો અવાજ નીચેથી ગાજી ઉઠયો. તેની સાથે જ ધીમો પણ સ્પષ્ટ કોલાહલ હવામાં ગાજતો સંભળાયો. ધીમેથી મહાસાગર ઘૂઘવતો હોય, મચ્છરો ગણગણતા હોય, એવો અવાજ નજીક અને નજીક આવતો સંભળાતો હતો.

"આ શું? બંદૂકનો અવાજ શું? આ કોલાહલ શું?" રા' રાયધણ બોલ્યો.

એવામાં એક પઠાણ હાંફતો શ્વાસભર્યો અંદર આવ્યો.

"શું છે તાહેર?" રાયધણે પ્રશ્ન કર્યો.

"બાવા! લોકો વિફર્યા છે. આપણા ઉપર હુમલો કરવા આવે છે. મેં આપણા છૂટાછવાયા સાથીઓને ચેતાવવા અવાજ કર્યો હતો. લોકોનું હથિઆરબંધ ટોળું આપણા ઉપર ધસ્યું આવે છે."

"એમ! માંડવીએ બળવો કર્યો છે? સારૂં, મસુદ!" રા' રાયધણની આંખમાં ગુસ્સાનો જ્વાળામુખી સળગી ઉઠયો: "ઠીક છે! એમને આવવા દો! મસુદ, ચાલો! આપણા પઠાણોને સાવધ કરો! આપણે પણ એ બળવાખોરોને જીવનભર ન ભૂલે એવી શિખામણ આપીશું."

રા' રાયધણ અને મસુદ બહાર આવ્યા. રા' એ પોતાના પઠાણોને સજ્જ થઇ ઊભેલા જોયા અને વિકરાળ આનંદ એના ચહેરા ઉપર પ્રગટયો. વિકટ હાસ્ય કરી રા' બોલ્યો: "સાબાશ! બળવાખોરો ઉપર જરા પણ દયા બતાવશો નહિ."

થોડી વારમાં કાશીગર ગોસાંઇની ટુકડી આવી પહોંચી. બન્ને પક્ષની ટુકડીઓએ એકબીજાને જોઇ બન્ને ક્ષણભર સ્થંભી ગઈ.

"નોંધો બરકંદાઝો અને કરો ભડાકો." મસુદે આજ્ઞા આપી.

પઠાણોએ બંદૂકો નોંધી. સામા પક્ષમાંથી ચાર–પાંચ માણસો પડ્યા.

"કરો ધસારો!" રા' બોલ્યો.

પઠાણોએ બળવાખોર લશ્કર ઉપર ધસારો કર્યો, પરંતુ પઠાણોની મરણભેટ લેવા એક પણ બળવાખોર ન રહ્યો. બધા ત્યાંથી નાઠા.

રા' અને મસુદ બન્ને વિકરાળ અટ્ટ હાસ્ય કરવા લાગ્યા.

"આ ચાર–પાંચ બળવાખોરો પડ્યા છે. એમનાં માથાં કાપી લો. ભાલાની અણીએ પરોવો. ગામમાં એમને બતાવો કે બળવાખોરોના આ હાલ થાય છે." રાયધણે આજ્ઞા કરી.

બળવાખોરોનાં માથાં કાપી લેવામાં આવ્યાં. ભાલાંની અણીઓ ઉપર લોહી નીતરતાં માથાં પરોવવામાં આવ્યાં.

"હવે ચાલો આગળ! બંદૂકો ભરી રાખો. તલ્વાર મ્યાન બહાર રાખો. એક પણ માણસ મળે એને કાપી નાંખો. આજે માંડવીને રાજસત્તા સામેના બળવાનું પરિણામ બતાવી દો."

બંદૂકોની ધાણી ફોડતા પઠાણો આગળ વધ્યા. રસ્તામાં એમને કોઈ સામું મળ્યું નહિ. શહેરના ચોકમાં આવીને ઊભા રહ્યા. એક બાજુ બજારનો માર્ગ જતો હતો. એક બાજુ વસ્તીવાળો ભાગ હતો. ત્યાં રા' રાયધણ આવીને ઊભો. શહેરમાં તેણે વર્તાવેલા ત્રાસથી તેનો પિશાચી અંતરાત્મા સંતુષ્ટ થયો હતો. ઉજ્જડ લાગતા શહેર ઉપર તેણે બેસાડેલી પોતાની સત્તાથી એ હર્ષિત થયો હતો! એકાએક બંદૂકો ગાજી ઉઠી. રા' સ્તબ્ધ થઈ જોઈ રહ્યો. એની સામે આવેલી શેરીમાંથી બંદૂકો આગનો વરસાદ વરસાવતી હતી.

---

# પ્રકરણ ૩૭ મું.

---

## બળવો જાગે છે!

જ્યારે રા' રાયધણ આવી રીતે શહેરમાં દાખલ થતો હતો ત્યારે બીજી બાજુ નાસતા બળવાખોરોને કાશીગરે રોકયા હતા. તે બોલ્યો :

"ભાઇઓ! આમ નાહિમ્મત થઇને નાસશો તો આખા શહેરના બાર વાગી જવાના છે એ ધ્યાનમાં રાખો. તમે બળવો ઉઠાવ્યો છે, એ બળવો પાર ઉતારવો છે? રાયધણુ અને એના પઠાણોને તમારે નસાડવા છે?"

"હા! પણ એ બને કેમ?" એક બળવાખોર બોલ્યો.

"એ બનશે. ઇચ્છા હોય તો જગત માત્રમાં એવી વસ્તુ નથી કે જે ન બને. માત્ર તમારે પુરૂષાર્થ કરવો પડશે."

"તમે કહો તેમ કરીએ."

"તો સાંભળો. આ શેરીઓ છે એ આપણો કિલ્લો છે. આ ચોક છે એ આપણું મેદાન છે. આ દુકાનો છે તેમાંથી અનાજની ગુણો બહાર કાઢી આ ચોકને ફરતી શેરીઓમાં ગોઠવી દો! એનો મોટો ગઢ કરો. એની પાછળથી બંદૂકો ફોડશો તો રા' ના પઠાણની બંદૂકો તમને ઇજા નહિ કરે. એ ગઢની પાછળ રહીને તમે લડજો. હું કહું ત્યારે જ બહાર નિકળજો. પછી ભલે રા' આવે."

લોકોનું ટોળું દુકાનોમાંથી અનાજની ગુણીઓ કાઢવામાં રોકાયું. ક્ષણભરમાં ત્રણ બાજુની શેરીઓની અંદરના સાંકડા ભાગોમાં એક ભીંતથી બીજી ભીંત સુધી કોથળાઓના છાતી સમાણા ઉંચા ગઢો બંધાઇ ગયા. એને મજબૂત કરવાને ચાર પાંચ થપ્પીઓ લગાવવામાં આવી.

એક બાજુથી ત્રણ શેરીઓ આમ મજબૂત થઇ, અને તરત કાશીગરે તલ્વાર, ભાલાં વિગેરે હથિઆરવાળા માણસોને કહ્યું: "તમે બધા આ ચોથી શેરીની અંદર છૂપાઇ રહો. જોજો, કોઇ દેખાય નહિ એમ છૂપાઇ જાઓ. રા' ના પઠાણો એ રસ્તેથી ભાગે તો તમે એને પૂરા કરજો. અને એટલાને પાડજો. ત્યાં તો અમેય આવી પહોંચીશું."

આમ બળવાખોરોની ટુકડી વેરાઇ ગઈ. થોડી વારમાં તો એ તદ્દન નિર્જન બની રહ્યો, અને નિર્જન શ્મશાનમાં તાંડવ ખેલવા કાળભૈરવ મોતના સાજ સજીને આવે એમ રા' રાયધણ થોડી વાર પછી ત્યાં આવ્યો.

કાશીગર ગોસાંઇએ આજ્ઞા કરી અને એ હતો તે શેરીમાં અનાજના કોથળાના કિલ્લાની પાછળથી બંદૂકો ગાજી ઉઠી. તરત જ બીજી બે શેરીઓ-માંથી બંદૂકો મોતનો વરસાદ વેરવા લાગી.

એ પહેલા ભડાકામાં રા'ના ઘણા પઠાણો જખ્મી થયા, કે સૂતા. રા' રાયઘણે ગર્જના કરીઃ "પઠાણો! સામેની શેરીમાં ધસી જાઓ. બળવાખોરોને પકડો."

પઠાણો સામે દેખાતી શેરીમાં ધસી ગયા, પરંતુ એમણે તે જ વખતે કોથળાઓનો બનેલો ગઢ જોયો. પઠાણોની બંદૂકોની ગોળીઓ કોથળામાં ભરાઈ જતી, કે અથડાઈને ઠરી જતી હતી, જ્યારે એ કોથળા પછવાડેથી બંદૂકો મોતનો વરસાદ વેરતી હતી.

પઠાણોએ જીવનમરણનો ભય છોડી કોથળાઓ ઉપર ધસારો કર્યો. એક બાજુથી પઠાણો કોથળાની પહેલી થપી ઉપર ચડયા કે ન ચડયા, ત્યાં કારીગરે સંજ્ઞાસૂચક ભૂંગળનો ઘેરો અને ગાજતો અવાજ કર્યો. તે જ વખતે બીજી શેરીઓમાંથી બંદૂકોવાળા બહાર ધસી આવ્યા અને પઠાણો આગળપાછળના મારામાં ફસાયા.

પઠાણો ઉપર બળવાખોરોને પૂરેપૂરૂં અંગત વેર હતું. એમના અવ્યવસ્થિત બનેલા ટોળા ઉપર બન્ને બાજુથી સખત મારો શરૂ થયો. ટપોટપ પઠાણો પડવા લાગ્યા. હવે બળવાખોરોને વશ કરવાનો સમય ન હતો. હવે તો પઠાણોને પ્રાણ બચાવવાની સમસ્યા ઉકેલવાની હતી. પઠાણોએ પીઠ ફેરવી અને નાસવા માંડયું. એમને પોતાની તરફ દોડતા આવતા દેખીને બળવાખોરોની બંદૂકદાર ટુકડી પાછી હઠી શેરીના નાકા ઉપર જ બે ભાગમાં વહેંચાઇ ગઈ. પાછળથી ગાજતી બંદૂકો પઠાણોનો ભોગ લેતી હતી. શેરીઓના મુખ આગળ બન્ને બાજુએથી બંદૂકો આગનો વરસાદ વરસાવવા લાગી અને મોતના એ ભયંકર છટકામાંથી રા' રાયઘણ અને તેના પઠાણો મુઠ્ઠી વાળી ભાગવા લાગ્યા.

એમનો નાસવાનો માર્ગ પગલે પગલે ઘવાયેલા કે હણાયેલા પઠાણોથી અંકાતો આવતો હતો. રાજમાર્ગ ઉપરના મુખોવાળી શેરીએ શેરીમાંથી પથરા અને ઈંટોનો વરસાદ એમના ઉપર વરસતો હતો. કોઇ કોઈ શેરીમાંથી તલ્વાર અને ભાલાવાળા લોકો નીકળી આવી આંધળા ઘા કરતા હતા અને પાછળથી "ઘો, ઘો" નો ભયંકર દેકારો કરતું બરકંદારોનું દળ બંદૂકો નોંધતું આવતું હતું.

પઠાણોને હવે લડવાની, બંદૂકો નોંધવાની હામ રહી નહિ. ચોમેરથી

એમના ઉપર હુમલાઓ થતા હતા. એમ ને એમ તેઓ પોતાના નિવાસ-સ્થાન પાસે આવ્યા. ત્યાં રા' રાયધણનો અને મસુદનો એમ બે ઘોડા બાંધ્યા હતા. કુદકો મારી બન્ને જણ સવાર થયા. તે જ વખતે એક ગોળી રા'ની પાઘડી લઇ ગઇ. બીજી ગોળી મસુદના હાથમાં વાગી. બન્ને જણાએ ઘોડાને એડી મારી અને ઘોડાના પગ ઉપર એમના શ્વાસ અને પ્રાણનો ભરોસો રાખી ભૂજને માર્ગે તેઓ નાઠા. એમના પઠાણોનું શું થયું, શું થશે, એ જાણવાની, વિચારવાની, પણ તેઓને હામ રહી નહિ.

## પ્રકરણ ૩૮ મું.

### સ્વતંત્ર બંદર.

બે પ્રહર જેટલા સમય માત્રમાં કાશીગર ગોસાંઈએ માંડવીમાંથી રા' રાયધણને નસાડ્યો હતો. અતિ હર્ષભર્યા ઉત્સાહથી તેણે હંસરાજ શાહને બંધનમુક્ત કર્યો. હંસરાજ શાહને કાશીગરે માંડવીના સફળ બળવાની વાત કરી. પોતાના જીવનની આશાથી વિહીન બનેલા એ વહિવટદારે કાશીગરનો આભાર માન્યો અને કાશીગરે પોતાની ટુકડીને વ્યવસ્થિત ગોઠવી શહેરની અંદર કૂચ કરી.

બળવાના વર્તમાન આખા શહેરમાં વ્યાપી ગયા હતા. ઘરેઘરનાં બારણે બારણાં બંધ કરી બેઠેલા લોકોએ રા'ના પરાજયયુક્ત પલાયનના સમાચાર ક્યાંથી કેવી રીતે જાણ્યા એ કોણ જાણે ? આવા વર્તમાન વાયુની પાંખ ઉપર ઉડે છે, હવામાં મળી જાય છે, આકાશમાંથી ગાજે છે. કાશીગર શહેરના મધ્ય ભાગમાં ગયો ત્યારે ગામની પ્રજા બળવાખોરોને જોવા, અભિનંદવા શેરીએ શેરીએ ટોળે મળી હતી. લોકોએ સંતોષનો ઉંડો આભારભર્યો નિઃશ્વાસ મૂક્યો હતો. પઠાણોના સીતમગાર સામ્રાજ્યનો અંત આવ્યો હતો. આજીજી, માયા, દયા, ભાવના આદિ કોઇ પણ મનુષ્યત્વભરી ભાવનાઓની દરકાર ન કરનારો રાજા રૈયતે તેની સામે ધરેલી બંદૂકોથી ત્રાસી ઉઠીને નાઠો હતો. લોકો હવે સમજી ગયા હતા કે રાજાને નમાવવાનો, નસાડવાનો એક જ માર્ગ બંદૂકોની

નળીમાંથી ઉત્પન્ન થયો હતો અને લોહીની ધારે લંબાતો હતો. લોકોએ બળવાખોરોને અંતરૂથી સત્કાર્યા.

કાશીગરે મહાજનને એકત્ર કર્યું. પોતાની ટુકડીને તેણે બહાર અવસ્થિત રીતે ગોઠવી અને તે તથા હંસરાજ શાહ મહાજનની સભામાં દાખલ થયા.

" બંધુઓ ! " કાશીગર પોતાની તલ્વાર ઉપર હાથ મૂકીને બોલ્યો : " જે કામ તમે મને સોંપ્યું હતું, તે મેં પાર ઉતાર્યું હતું. જે કામની જવાબદારી મેં માથે લીધી હતી તે મેં પાર ઉતારી છે. હવે અમોએ ભયમુક્ત કરેલું આ શહેર હું પાછું મહાજનના હાથમાં સોંપું છું. "

" હવે કાશીગર ! તમે તો અહિં જ રહેજો, હોં ! ફરીથી રાયધણ આવે ત્યારે તમારી તો જરૂર જ છે. "

" શેઠીયાઓ ! તમે બે વાતની ભૂલ કરો છો. જો તમને વારંવાર મારી જ જરૂર પડતી રહેશે તો તમારૂં કદિ ઉજળું બનશે નહિ. તમારી લડાઇનું, તમારા બળવાનું જરાય પણ સાર્થક નથી. તમારામાંથી એક પણ હયાત હોય, માંડવીની વસતીમાંથી એક માણસની નસમાં પણ લોહી વહેતું હોય ત્યાંસુધી માંડવી અણનમ રહે અને તમારે રાખવું પડશે. હું તો ઉડતો પંખી છું. જેવું મેં માંડવીમાં કર્યું છે, એવું ગામેગામ મારે કરવું છે. "

" હા ! એ બરાબર છે ! " એક શેઠ બોલ્યો: " આપણી માફક દશબાર ગામ પણ ઉઠે તો આપણને એક બીજાનો આશરો અને હિંમત રહે. "

" તો પછી આપણે હંસરાજ શાહને જ વહિવટદાર નીમીએ. બંદરની જે ઉપજ આવે અને મહાલની જે ઉપજ આવે તે વહિવટ ખાતે જમા રાખવી. "

" આપણે થોડીક ફોજ પણ તૈયાર રાખવી પડશે. "

" હા ! ફોજ પણ જોઇશે. "

" પણ ફોજમાં કોઇ ભાડુતી માણસો ન રાખશો, એટલી તમને મારી સૂચના છે. " કાશીગર બોલ્યો: " આપણા શહેરની રૈયતના જ જુવાનીયાઓ અને માણસો રાખજો. એથી રાયધણ ગમે તેટલાં ફાંફાં મારે તોપણ કોઇને ફોડી શકે નહિ. "

"હા ! એ હંસરાજ શેઠ બધો વહિવટ કરશે. મહાજનનું કામ હશે ત્યારે મહાજન તૈયાર છે." મહાજનનો શેઠ બોલ્યો.

મહાજન એકઠું થયું હતું, ત્યારે બહાર હજારોની માનવમેદની એકઠી મળી હતી. એવામાં કાશીગર અને હંસરાજ શાહ બહાર નિકળ્યા. "શું થયું ભાઇ ? શું થયું કાશીગર ?" એવા ચોમેરથી પ્રશ્નો ઉઠયા.

જવાબમાં કાશીગર સહેજ હસ્યો. અત્યારે એના ઉપર દુર્દમ્ય ઉત્સાહ જળહળી ઉઠયો હતો. એનો દેહ થનથન કરી રહ્યો હતો. એની આંખમાં કોઇ મહાશક્તિનું દુર્જય નૂર સળગતું હતું. ક્રાન્તિ અને વિપ્લવની જીવન્ત મૂર્તિ સમા કાશીગર ગોસાંઇને જોઇ લોકો ઉત્સાહથી પોકાર કરી ઉઠયા. કાશીગર બોલ્યો: "ભાઇઓ ! તમારી ધારણાઓ પાર પડી છે. રાયધણ તમારામાંથી ગરીબમાં ગરીબને કે નિરાધારમાં નિરાધારને હવે રંજાડી શકશે નહિ. કોઇની પાસેથી પૈસો કઢાવી શકશે નહિ. કોઈ સ્રીની આબરૂ ઉપર તે કે એના પઠાણો હાથ નાંખી શકશે નહિ. આ શહેરમાં રાયધણનું રાજ્ય નથી. હવે તમારૂં રાજ્ય છે અને તમે જુલમગાર બનશો નહિ."

પછી તે બળવાવીરોની બંદૂકદાર ટુકડી પાસે આવ્યો. એક યુવાનના હાથમાં પેલો બળવાખોર વાવટો હતો. એ વાવટા ઉપર એક અનાથ વિધવાનું લોહી રેડાયું હતું. તે વાવટો તેણે હાથમાં લીધો-ઉંચો કર્યો અને માનવમેદનીને છેડે પણ સંભળાય એવે સ્વરે ગાજી ઉઠયો:

"બંધુઓ ! આ તમારો વાવટો છે. જ્યાંસુધી એ વાવટાને, એ વાવટાની પાછળ જે ભાવનાઓ રહી છે તે ભાવનાઓને વફાદાર રહેશો, ત્યાંસુધી આ જગતની અંદર એવી કોઇ પણ શક્તિ નથી કે જે તમને નમાવી શકે."

"નહિ નમીયે ! નહિ નમીયે !" ચોમેર પોકારો ઉઠયા. ઉત્સાહભર્યા લોકો બંધન છોડી આગળ વધ્યા. એક માણસે વાવટો ઉંચકી લીધો. ચાર જણાએ કાશીગરને ઉંચકીને ખભા ઉપર બેસાડયો.

"ભાઇઓ ! આ આપણો વાવટો ! આ આપણો સરદાર ! ચાલો, ગામની શેરીએ શેરીએ વરઘોડો કાઢી બધાય લોકોને ખાત્રી કરાવીએ કે માંડવીમાં રાયધણનું હવે રાજ નથી. બોલો ઘણું જીવો કાશીગર મહારાજ, ઘણું જીવો હંસરાજ શાહ ! ફેફસાં ફાટી જાય, કંઠ તૂટી

જાય અને છાતી બેસી જાય એટલા ગગનભેદી નાદથી આકાશને ગજાવો કે જય આશાપુરા!"

ચોમેરથી હર્ષના પોકારો ઉઠ્યા. ઉલ્લટભર્યા લોકોએ ધામધૂમથી કાશીગરનો અને હંસરાજ શાહનો વરઘોડો કાઢ્યો. મોડી રાત સુધી જગ્યાએ જગ્યાએ, શેરીએ શેરીએ, હર્ષભર્યા સ્વાગતથી વધાવાતો વરઘોડો ગાજતોવાજતો ગામમાં ફર્યો.

## પ્રકરણ ૩૯ મું.

### ભૂજમાં.

દરબારગઢના ઉંચા ઉંચા રંગમહેલમાં થોડાક મનુષ્યો બેસીને વાતો કરતા હતા. એ મનુષ્યો તે રાં રાયધણ, તેનો ઇસ્લામી ધર્મગુરૂ મહમદ પનાહ સૈયદ, મસુદ અને એ ટોળીના માણસો હતા.

"તોબાહ! તોબાહ! સુલ્તાનની આ દશા! કચ્છના ધણીને માથે આ હાલ! ખુદા! અબ તો કયામત જરૂર આનેવાલે હે!"

આસ્માનની સામે આંખો લગલગાવી જોઈ રહેતા મહમદ પનાહ જાણે કે આસમાન તૂટી પડવાની પ્રતીક્ષા કરતો હોય એવો નિરાશાસૂચક ભાવ તેણે વ્યક્ત કર્યો.

"ઇન્શાલ્લા! લોકોએ અમારા ઉપર હથિઆર ઉચક્યાં? જો મારી પાસે હવે એક હજાર પઠાણો જ હોય તો હું એ કમબખ્ત માંડવીને જરૂર બતાવી દઉં." મસુદ બોલ્યો.

અત્યારે રાં રાયધણનો ચહેરો ભયંકર બની રહ્યો હતો. કોઇ ગયબી ભયાનકતા એની આંખમાંથી ખૂન વરસાવતી ચમકતી હતી. એનો ચહેરો તદ્દન શ્વેત બની ગયો હતો. આખરે એનો અવાજ ગાજી ઉઠ્યો. સૃષ્ટિના પ્રલયકાળના પડઘા એમાંથી ગાજતા હતા.

"કોઇ નહિ! ભલે અંજાર અલગ પડે! ભલે લખપત છૂટું થાય! ભલે માંડવીમાં બળવો જાગે! જાગવા દો! ખેલવા દો! લોકોને આજ એમના આનંદો ઉજવવા છે! એક દિવસ એવો આવશે, એક

વખત એવો ઉતરશે. કે જ્યારે કચ્છના લોકો પોતાનાં પાપોની, અપરાધોની માફી માંગવા મારે પગે પડતા આવશે અને–" ભયંકરતાથી રાં' રાયધણનો ચહેરો સ્મશાનમાં એકલા ત્રાડતા કાળભૈરવ જેવો કઠોર અને ભીષણ બની ગયો. "અને ત્યારે–ત્યારે કચ્છનાં એ બળવાખોર શહેર આ ભૂમિ ઉપર પેદા ન થયાં હોત તો સારૂં એમ જ ઇચ્છશે. આનંદો! એ કચ્છના ઉદ્ધત લોકો! તોફાની શહેરોના મેઘજીઓ, હમીરો, તુરકો અને હંસરાજો! ઉત્સવ થાય એટલા ઉજવી લો! હસાય તેટલું હસી લો! પણ યાદ રાખજો કે રાં' જીવે છે, જાગે છે અને રાં' એક દિવસ તૈયાર થવાનો છે!"

ક્રોધનો ભયાનક ઉન્માદ એનાં અંગેઅંગમાં થનગની રહ્યો હતો, એનાં પરિભ્રમણ વધારે અને વધારે અધીરાં અને વેગવાન બનતાં જતાં હતાં. આખરે એનો ખોખરો અવાજ એની હાંફતી છાતીમાં સમાઈ જતો હોય તેમ વધારે ઘેરો અને વધારે ગાઢ બન્યો હતો:

"મસુદ! સાંભળ, કાબુલના પાદશાહનો આખરી પયગામ આવી પહોંચ્યો છે. હું ઇસ્લામ ધર્મ સ્વીકારૂં તો કચ્છને એ કાબુલનું પટાવતી રાજ્ય રાખવાને તૈયાર છે."

"પટાવતી! કાબુલને ખંડણી ભરવાની?" મસુદ ચોંકી ઉઠતો બોલ્યો.

"કાબુલને ખંડણી! મસુદ! હું કાબુલને ખંડણી ભરીશ. અરે! સાક્ષાત સેતાનને ત્યાં વેચાઇશ. મારા આત્માના અને મારા દેહનાં હું સેતાનની બજારમાં જાહેર લીલામ બોલાવીશ, પરંતુ હું કચ્છના તોફાની લોકોને નમાવીશ. હું કચ્છને મારા પગ તળે કચરી નાંખીશ. હું ગમે તેનો ખંડીયો હોઉં, ગમે તેનો તાબેદાર હોઉં પણ કચ્છનો તો રાજા જ છઉં અને રાજા તરીકે તો હું જીવીશ ત્યાંસુધી રહીશ જ."

"સચ્ચ બાત હે જનાબ! અયસાહી હોના ચાહીયે." મહમદશાહ બોલ્યા.

"મસુદ! આજ તારા જે પઠાણો હોય તે બધાને બોલાવ. ફોજને ફોડી છે તો ફોજને પણ સુચના દઇ દે. આજ હું ઇસ્લામ ધર્મ અંગીકાર કરીશ. આજ રાતે આપણે ઉજાણી ઉજવવી છે. ભૂજમાં આપણા હાથ સબળા છે અને ભૂજમાં આપણે આપણું બળ વાપરવાનું છે."

"જેમ હુકમ કરો તેમ! પણ મને આટલી ઉતાવળ ઠીક નથી લાગતી."

"તને ધીમે ધીમે બધું ઠીક લાગશે. તને હજી અચાનક ફટકો માર-

વાની કિંમત સમજાઇ નથી. તું હજી સીપાઇ જ રહ્યો. સાંભળ, પડાણો તૈયાર છે. ફોજને સૂચના આપી દે. આજ રાત્રે આપણે મહેલમાં ઉજાણી ઉજવીએ. કાલ દિવસે ભૂજમાં જાહેર બજારમાં ગૌવધ કરી ભૂજનાં દેવમંદિરો તોડી ઇસ્લામની જાહેરાત કરી દેવી. પછી અલ્લાહ છે અને આપણે છીએ. સામી બાજુ કચ્છ છે, અલ્લાહની મદદનો પયગામ લઈ આવતો કાબુલનો પાદશાહ છે!"

"ઠીક!" મસુદે કહ્યું.

"સાંભળ! આજે એક હુરી, કોઈ બેહસ્તની બુલબુલ સમી લાવવાની છે. જગો મહેતો અને એના ભાઇ બહુ દોઢડાહ્યા થતા હતા. એના કુટુંબમાંથી કોઇ પંખેરૂં લાવવાનું છે. સમજ્યો કે? સુરા અને સુન્દરીની મધરાતની મહેફીલના ઉત્સવમાંથી મારી સ્વતંત્ર સત્તાનો પુનર્જન્મ થવાનો છે!"

સલામ કરી મસુદ ગયો. આજ એના અંતરમાં આનંદ ન હતો! એના ગયા પછી રા' રાયધણ અને સૈયદ મહમદશાહ બન્ને શહીદ ઈમામહુસેનના પ્રાણત્યાગની કથા કરવા લાગ્યા અને એમ ને એમ જગત્ ઉપર અંધારી રાતના ઘેરા પડદા ઉતરવા લાગ્યા.

---

# પ્રકરણ ૩૦ મું.

---

## સમાધ!!

ગત પ્રકરણમાં વર્ણવેલી વાત જે દિવસે થઇ એને વળતે દિવસે જગજીવન શેઠના ઘર આગળ પ્રભાતના ઉગતા પહોરમાં જ વિશાળ માનવમેદની એકત્ર થઇ હતી. વિજળી પડે તેના કરતાં પણ વધારે સચોટતાથી શહેરમાં સમાચાર પડ્યા હતા કે હરજીવન મહેતાની યુવાન પુત્રીને ગઈ કાલ રાતના પાછલા પહોરમાં રા' રાયધણની આજ્ઞાથી રા'નો માનીતો મસુદ જોરજોલમથી ઉઠાવી ગયો છે! હરજીવન મહેતા એ મર્હુમ નગરશેઠ જગજીવન મહેતાના ભાઇ થાય. જગજીવન મહેતાનું મૃત્યુ કેવા શંકાભર્યા સંયોગમાં થયું હતું તે સહુ જાણતા હતા. બાર ગામના મહાજનનો દંડ

ભરવાને સારાયે શહેર ઉપર જે વરાડ પડયો હતો તે ઉપરાવવામાં હરજીવન શેઠે કેવો આગેવાનીભર્યો ભાગ લીધો હતો તે લોકો જાણતા હતા! સંના પક્ષણોનો ત્રાસ છતાં આખાયે શહેરની સહાનુભૂતિ હરજીવન શેઠના કુટુંબ ઉપર પડેલી આ ભયંકર આફત તરફ હતી. લોકોની માયાનો સક્રિય અને નિષ્ક્રિય પ્રવાહ શેઠના ઘર તરફ વહેવા લાગ્યો. જોતજોતાંમાં લોકોનું ટોળું એકત્ર થઇ ગયું.

એકત્ર થયેલા માણસોએ શેઠના મકાનમાં કાંઇ પણ ધાંધલ કે કાંઇ પણ કોલાહલ ન જોયો. શેઠના મકાનના દરવાજા ખુલ્લા હતા. મકાનનાં બારણાં ઉપર તાજા કંકુના લાલ રંગે નીતરતા થાપા મારવામાં આવ્યા હતા. મકાનના ચોગાનમાં એક મોટો ખાડો ખોદી રાખવામાં આવ્યો હતો! ચોમેર હૈયાંને ભારે રૂંધી નાંખતી હોય એમ મૂક છતાં પાણીથી છલોછલ ભરેલી લાગતી આંસુથી ઓગળતી દેખાતી ગમગીનીનું સ્તબ્ધ વાતાવરણ છવાયું હતું. લોકોનું પ્રતિક્ષણ વિશાળ બનતું ટોળું તદ્દન નીરવ હતું.

થોડી વારમાં ભારે નમી જતો હોય, દુઃખ અને અફસોસની જીવતી અને થાકેલી, પ્રતિક્ષણ ધરતી પાસે માર્ગ માગતી શોકમૂર્તિ હોય એવા જમાદાર ડોસલ વેણને દૂરથી આવતો સહુએ જોયો! આપણે જ્યારે એને છેલ્લો જોયો હતો ત્યારે અને અત્યારે એનામાં ભારે પરિવર્તન થઇ ગયું હતું. અત્યારે એની આંખ નૂરવિહોણી બની ગઇ હતી. એનો ચહેરો ચિન્તાથી છવાયો લાગતો હતો. પચીસ વર્ષનો મરણબોજ એના વદન ઉપર બેઠો હોય એવો, સૃષ્ટિના સરજનકાળે ઇશ્વરે રચેલો પહેલો માનવી આજ પણ જીવતો હોય એવો, એ વૃદ્ધત્વ અને નિરાશાની આરામ માગતી, મોત ઇચ્છતી મૂર્તિસમો જમાદાર લાકડીને ટેકે ચાલતો ધીમે ધીમે આવતો હતો.

એ આવ્યો. લોકોએ એને માર્ગ દીધો અને એ અંદર ગયો. તેને જોઇને એક શેઠીઓ બોલી ઉઠયોઃ "અરે! આ જમાદાર પણ આવી પહોંચ્યા ને? લ્યો, હવે એ જ મહેતાને કાંઇક સમજાવે!"

ભયંકર ભવિતવ્યતાની આગાહી જેના હૃદયમાં જાગી ચૂકી હતી તે જમાદારે ધીમેથી પૂછયું: "શું છે? આશકરણ! મુજ ગરીબને યાદ કર્યો?"

મદનજી શેઠનો પુત્ર આશકરણ બોલ્યો: "જમાદાર ! ભારે થઇ છે. હરજીવન શેઠની છોકરીને પઠાણો ઉપાડી ગયા. મહેતા સમાધ લે છે !"

"સમાધ ! મહાજનનો શેઠ ! અલ્લાહ ! અલ્લાહ !"

જમાદાર ડોસલ વેણુ ક્ષણભર મૂક અને મૂઢ બની ગયો. ભોંય ઉપર તે ગોઠણભેર પડી તેણે બે ધ્રૂજતા હાથો આસ્માન તરફ ઉંચા કર્યા.

"અલ્લાહ ! અલ્લાહ !" તે ફાટતે–રડતે અવાજે પોકાર્યો. એના અવાજથી એ શ્મશાન સમી શાંતિ વધારે ભયંકર બની: "મને તું કેમ જીવાડે છે ? એવાં તે મેં શાં અઘોર પાપો કર્યાં છે કે તું મને આ બધું દેખાડવા જીવતો રાખે છે !"

પછી તે આશકરણ તરફ ફરીને બોલ્યો: "આશકરણ ! શેઠને સમાધ લેવા દો ! ભલે એ સમાધ લે ! જેને જીવતર કરતાં આબરૂ વહાલી છે એને હું કેમ વારૂં ? હું તો જઇશ ! મને જવા દો !"

જમાદાર આવ્યો હતો તેવો પાછો ચાલ્યો ગયો. કોઇની સાથે તે બોલ્યો નહિ, કોઇએ તેને બોલાવ્યો નહિ. એના હૈયામાં અત્યારે ભયંકર મંથન થઈ રહ્યું હતું. અત્યારે તેની આંખો તેના હૃદયમાં હતી. એના હૃદયમાં અત્યારે અનેક અકલ્પ્ય ભાવનાઓ વલોવાતી હતી.

જમાદાર ગયો અને ઘરની અંદરથી હરજીવન મહેતા બહાર આવ્યા. એમણે રેશમી વસ્ત્ર પહેર્યું હતું. એના કપાળમાં કંકુનો ચાંદલો હતો. એના ચ્હેરા ઉપર ભારી સાહસનો સન્નાટો છવાયો હતો. એની આગળ એનો કુળગોર ચાલતો હતો.

હરજીવન મહેતા બહાર આવ્યા. આખીયે માનવમેદની મંત્રમુગ્ધ બની ગઇ હતી. એમણે ધીર ગંભીર અવાજે બ્રહ્મદેવ–ગોરને કહ્યું:

"ગુરૂજી ! હવે બસ ! શાસ્ત્રો ગમે તેમ કહેતાં હોય પરંતુ મારો અંતરાત્મા તો મને કહે છે કે મારે હવે એક ક્ષણ પણ જીવવું જોઈએ નહિ. જે પુરૂષથી પોતાની પુત્રીનું, પુત્રીની આબરૂનું રક્ષણ ન થઈ શકે, એ પુરૂષને આ જગત ઉપર જીવવાનો હક્ક નથી. જેને વાંકે મારૂં મૃત્યુ થતું હશે, એનો ન્યાય ઇશ્વર કરશે."

પછી તે એકત્ર થયેલી માનવમેદની તરફ ફર્યો: "ભાઇઓ ! બોલ્યું ચાલ્યું ક્ષમા કરજો ! આજ આ નગરમાં મારી આબરૂ જાળવવાનો આ જ

માર્ગ છે. મારી પુત્રીનું ભયંકર આવી મારાથી જીરવાય નહિ. હું તો જાઉં છું. કોઇને કાંઇ કહેતો નથી. આંખો હશે તો જોશો, કાન હશે તો સાંભળશો અને હૃદય હશે તો સમજશો."

પછી તે ધીમે ધીમે પેલા ખાડામાં ઉતર્યો. ખાડાની અંદર એક દર્ભના આસન ઉપર તે આંખો મીંચી પદ્માસન વાળીને બેઠો. "હવે ચાલો ! મહારાજ ! ઇશ્વર તમને અને સહુને સુખી રાખે ! ધૂળ નાંખો !"

"જય અંબે !" નો પોકાર કરીને મહારાજે માટી વાળવા માંડી. ચોમેરથી "જંબે ! જંબે" નો નાદ ધીમે ધીમે પરંતુ સ્થિરતાથી ચોપાસ ગુંજવા લાગ્યો. સારીએ માનવમેદનીમાં શાંતિ છવાઇ ગઇ. થોડી વારમાં ખાડો પૂરાઇ ગયો ! મહાજનના શેઠ હરજીવન મહેતા જીવતા દટાયા. એમણે "સમાધ" લીધી. સમસ્ત માનવમેદની એ ભયાનક પ્રસંગના શાંતિભર્યા પ્રભાવથી જડવત્ બની ગઇ.

એકાએક એ માનવમેદનીમાંથી કોઇએ ચીસ પાડી: "આગ ! આગ ! આગ !" ચમકેલા લોકોએ નજર કરી. હરજીવન મહેતાની હવેલી સળગતી હતી ! "આગ ! આગ !" ની ચોમેર બૂમ પડી રહી. લોકો પડાપડી કરી કોલાહલ કરવા લાગ્યા. એવામાં ઝરૂખાનું બારણું ઉઘડયું. ચોમેર ધૂંધવાતી જ્વાલાઓ કાઢતી–ગાજતી–ત્રાડતી–સળગતી આગ તાંડવ કરતી હતી. એ આગના ચક્રની વચ્ચેથી એક સ્ત્રી અંદરથી આવી ઝરૂખામાં ઊભી ! એનાં વસ્ત્રો સળગતાં હતાં. ચોમેર મકાનનાં લાકડાં સળગી ઉઠયાં હતાં. એ ભયંકર આગની વચ્ચે એ એકલી ઊભી હતી. લોકો તો એના મુખની અવર્ણનીય પ્રભા અને આંખોમાંથી ઝરતા પ્રતાપ સામું જોઇ રહ્યા. ધીમેથી તે બોલી અને લોકો ચૂપ થઇ રહ્યા.

"ભાઇઓ ! આ આગ કોઇ બુઝાવે એને અંબા માતાની આણ છે. મારા ધણીએ સમાધ લીધી છે. અમે આ રસ્તો ગ્રહણ કર્યો છે. આ રાજ્યમાં જીવવા કરતાં મોત એ જ સારૂં ! અમને સુખેથી મરવા દો ! જીવતાં અમને જેટલું મનદુઃખ થાત એટલું મરવામાં નથી !"

"સતી મા ! સતી મા !" ચોમેરથી શ્રદ્ધાભર્યા આશ્ચર્યના ઉદ્‌ગાર ઉઠયા. "મા ! અંબા મા ! અમને આજ્ઞા આપો ! આશીષ આપો !" એક માણસ આગળ આવીને બોલ્યો.

"દીકરા ! મારી આશીષથી જે સુખી થતું હોય તેને મારી આશીષ છે કે સુખી થજો ! અમારા મોતથી રાજાને સન્મતિ સૂઝે. અને ઈશ્વર એને સારો માર્ગ સુઝાડજો ! અંબા માતા ! જગતનું કલ્યાણ કરજો ! રાજાનું ભલું કરજો ! રૈયતનું ભલું કરજો !"

"મા ! રાજાને તમારી આશીષ ?" એક જણે આશ્ચર્યથી પૂછ્યું.

"બેટા !" તે સ્ત્રી–હરજીવન મહેતાનાં પત્નીએ જવાબ આપ્યો. "જગતનો નિયમ છે કે ઠાર્યાં એવાં ઠરજો. કરશો તેવું પામશો. તમારા રાજા માથે કાળનાં ચક્રને ભમતાં જોઉં છું. તમારા રાજાને વિનાશના પથમાં પગલાં ભરતાં જોઉં છું. એક દિવસ એને ઇશ્વરનો ન્યાય પહોંચશે. બેટા ! ઇશ્વરે જેની બુદ્ધિ હરી લીધી છે એનો નાશ પણ નિર્માણ કર્યો જ છે ! એવાને શ્રાપ ન હોય ! એવાની તો દયા જ હોય !"

મકાનની સળગતી છત પડી. મહેતાનાં પત્નીએ "જય અંબે" નો ઉચ્ચાર કર્યો. ઝરૂખાને આગ ફરી વળી અને એની ઉંચે અને ઉંચે જતી વધારે અને વધારે જોરથી ત્રાડતી જ્વાલાઓ આખા મકાનને ઘેરી વળી, આનંદના અટ્ટહાસ્ય ગજાવતી નાચવા લાગી. એમ ને એમ એ મકાન આખું સળગવા લાગ્યું. એમ ને એમ એ સળગતા મકાનને માનવમેદની મૂઢ બનીને જોઇ જ રહી, હલનચલનની શક્તિઓ જાણે કે હણાઇ જ ગઇ હોય !

જળહળ કરતી આગ સળગી રહી છે, પચીસ પચીસ માણસોથી ભરેલા એ મકાનની અંદરથી એક પણ ચીસ, એક પણ અરેરાટ સંભળાતો નથી. માત્ર કોઇ કોઇ વાર શાંત અને ગંભીર અવાજથી "જય અંબે"નો મૃત્યુંજય જાપ સંભળાય છે. આ ભયાનક અપૂર્વતાથી આખીયે મેદનીમાં કોઇ અકથ્ય અકળામણ છવાઇ ગઇ હતી.

એવામાં એક મારતી ઘોડીનો અસવાર આવી પહોંચ્યો. હાંફતી ઘોડીની પીઠ ઉપરથી તેણે કુદકો માર્યો. એક માણસનો હાથ પકડી આતુરતાથી પૂછ્યું:

"આ શું છે ?

"ઓહો કોણ ? કાશીગરભાઇ ! અરે આજ તો ભારે અનર્થ થયો.

હરજીવન મહેતાએ સમાધ લીધી અને મહેતાનો સ્ત્રીપુત્રાદિ પરિવાર આખોય સળગી રહ્યો છે. જુઓ આ મકાન ! એ સળગતા મકાનને જોઇ તમને લાગે નહિ પણ મેં નજરે જોયું છે કે એમાં આસરે પચીસ વ્યક્તિઓ મરવાને માટે તત્પર બની અંદર જળી રહી છે. જુઓ, પેલી તાજી ખોદેલી ભોંય અને એના ઉપર તાજી રોપેલી આકડાની ડાળ ! એ જગ્યાએ થોડી વાર પહેલાં હરજીવન મહેતા જીવતા દટાયા છે. એમણે સમાધ લીધી ! "

" હર ! હર ! પણ થયું શું ? કારણ ? "

" કારણ તો રા' ના કારભારમાં ક્યાં શોધવાં જવાં પડે એમ છે ? મહેતાની છોકરીને રા' ગઈ કાલ રાત્રે ઉઠાવી ગયો ! "

" કોને ? મહેતાની છોકરીને ? ગંગાને ? "

" નામ તો મને ખબર નથી, પણ કહે છે કે સોળ વરસની હતી ! મહેતાએ આબરૂ રાખવા સમાધ લીધી ને એનો પરિવાર બળી મૂઓ. "

કારીગર ક્ષણભર દિગ્મૂઢ બની ગયો. એનો ચહેરો ક્રોધથી લાલ બની ગયો. આગના તણખા જેવો ભયંકર અને દાહક રોષ એની આંખમાંથી વરસી રહ્યો. એ જ વખતે એણે આશકરણને દૂરથી જોયો.

" આશા ! " એણે બૂમ મારી.

" અરે આ તો કારીગર ! " આશકરણ શેઠ તેના તરફ આગળ વધતો બોલ્યો: " ક્યાં હતો ? આ ભારી થઈ ! "

" એ તો હજીયે વધારે ભારી થશે, પણ તમે આજ અત્યારે મહાજન ભેગું કરો ! મારે કામ છે. " લોકો તરફ ફરીને તે બોલ્યો : " ભાઇઓ ! આનો ઉપાય કરવો જ જોઇએ ! ચાલો મહાજનને વંડે ! મહાજન ભેગું થાય છે. તમેય ત્યાં ચાલો ! "

લોકો બધા કારીગર તરફ વળ્યા. કારીગર આગળ ચાલ્યો. આશકરણ મહાજનને એકત્ર કરવા ચાલ્યો. લોકોનું ટોળું થોડી વારમાં મહાજનના વંડાને વિંટળાઇ વળ્યું.

---

# પ્રકરણ ૪૧ મું.

## બેવફા ફોજ ! !

હવે આપણે જમાદાર ડોસલ વેણુ તરફ ફરીએ.

ભૂજની ફોજનો એ વડો અને વૃદ્ધ સરદાર ધીમે ધીમે લાકડીના ટેકાથી મહાપ્રયાસે આગળ વધતો હતો. એના માર્ગમાં હરજીવન મહેતાના સળગતા મકાનને જોવા અને મહેતાની સમાધ જોવા સેંકડો લોકોનાં જૂથનાં જૂથ એને મળતાં હતાં. ઘણાએ એ વૃદ્ધ જમાદારને સલામ કરી, ઘણાએ કુશળ પૂછ્યા, પરંતુ ઉજ્જડ નગરીમાં કોઈ એકલો ડોસો ફરતો હોય એમ કોઇને જોયા વગર, કોઇને સાંભળ્યા વગર એ જમાદાર એમ ને એમ આગળ વધ્યો.

એના મગજમાં લોહી ગાજતું હતું. એની બુદ્ધિ બહેર મારી ગઇ હતી. એનું જગત ઉજ્જડ બની ગયું હતું. એની સર્વ ભાવનાઓ મરી ગઈ હતી. એણે આજ એક ભયંકર ભયાનકતા પ્રત્યક્ષ જોઇ હતી.

એ ભૂજની ફોજનો સેનાપતિ હતો. ત્રીસ ત્રીસ વર્ષથીયે વધારે સમયથી ભૂજની ગાદીનો એ રક્ષણહાર હતો. ભૂતકાળનો ઇતિહાસ એક વહી જતા ચિત્રપટની માફક એની આંખ આગળ નાચતો હતો.

એ બાળક હતો. ઉગતી યુવાનીમાં એ પ્રવેશતો હતો. પરદેશીઓના-મોગલનાં કટક ભૂજીયાના કિલ્લાની આસપાસ ગાંજતાં હતાં. જાણે અત્યારે પણ જીવતો હોય, જાણે હમણાં બોલશે, એવો સજીવ લાગતો રા' દેશળ તેની આંખ આગળ દેખાયો. ધોળી ઘોડીની ગરદન ઉપર નાજુક હાથ ફેરવતો એને દિવાન દેવકરણ, આંખમાંથી જાણે લોહી વરસતું હોય એવી લાલ લાલ આંખોવાળો તેરાનો તીખો ઠાકોર, કચ્છને માટે મરવાને તૈયાર બનેલા મિયાણાઓ-એ બધાંનું એને માનસ દર્શન થયું. એ સુવર્ણયુગના ઉજ્જવલ અવસરે તે તો બાળક હતો. માત્ર સાંભળેલી વાતો એને હૈયે ચડી આવી !

પછી તો વિનાશના વંટોળીયાને વિંઝાવતો, આગની જ્વાલા અને તલ્વારની ધારની મોત વેરતાં શસ્ત્રોનો ભયાનક સાજ સજી ગુલામશાહ

કલ્લોરો ચડી આવ્યો. ઝારાનો ડુંગર તેની નજરે ચડી આવ્યો. હાડકાંનો ભયાનક ઢગ તેણે જોયો. પાશેરના પત્થરો ખેંચી જતી લોહીની લાલ નદી તેણે વહેતી જોઇ! ડુંગરની ખીણમાં એકત્ર થયેલું લોહીનું લાલ તળાવ એની દૃષ્ટિ સમીપે આવ્યું! એક લાખ માણસોનો ભયાનક સંહાર તેની નજર આગળ હમણાં જ થતો તેણે અનુભવ્યો!

મિંયાણાઓની, જાડેજાઓની, હોથીઓની, ગરાસીયાઓની અને રાજગોર બ્રાહ્મણોની બનેલી કચ્છની પરાજીત ફોજનો અવશેષ ગુલામશાહનો વિજયી માર્ગ રોકતો તેણે જોયો.

એ જમાદાર, ભૂતકાળના પડદા ઉકેલતો માર્ગમાં જડ જેવો ઊભો થઇ રહ્યો. "જય આશાપુરા!" ની ધીમી ચીસ એના સુક્કા કંઠમાંથી નીકળી ગઇ. એનું હૈયું આજ પચીસપચીસ વર્ષે પણ થનથનવા લાગ્યું. એ અવશેષે ગુલામશાહને નસાડ્યો! ધન્ય કચ્છીઓ! ધન્ય એ રણવીર સૈનિકો! તેમણે મોતના પંથમાં ડગ ભરતાં ભરતાં ગુલામશાહની બીજી ચડાઇ, ગુલામશાહના પુત્રની ચડાઇઓ નિષ્ફળ કરી. એમણે કચ્છને સાચવ્યો. દેવચંદ શેઠે કચ્છને વસાવ્યું અને વિનાશની ભસ્મમાંથી કચ્છનું નવસર્જન થયું. એ નવસર્જનનો જમાદાર અજેય સહાયક હતો. કચ્છી ફોજનો એ સરદાર હતો. તેણે પરદેશીઓને ટકવા દીધા ન હતા.

એકાએક જાણે કે એના હૃદયમાંથી સળગી ઉઠતી હોય એવી ભયાનક આગ તેણે જોઇ! એક વિશાળ ખાડો એણે ખોદાતો જોયો, એમાં હરજીવન પહેલો દટાતો હતો! એની પાછળ કચ્છ દટાતું તેણે જોયું! કાળભૈરવને લોહીતરસી ત્રાડો નાંખી તાંડવ ખેલતો જોયો. ભયથી તે સ્તબ્ધ થઇ ઊભો રહ્યો! કાળભૈરવનું મુખ તેને પરિચીત લાગ્યું. એની ત્રાડતી લોહીતરસી રેખાએ રેખામાં તેને રાયધણની રેખાઓ સમાઇ જતી હોય એમ લાગ્યું.

કર્તવ્યમૂઢ જેવો બનેલો જમાદાર આમ ને આમ આગળ વધ્યો. એની નસેનસમાં રાજ્યનું લૂણ ઉછાળા મારી રહ્યું હતું. એના મગજના તારેતારમાં રાયધણ માટે તિરસ્કાર નાચતો હતો! રાજા અને રાજ્ય એક છે કે જૂદાં છે એની શમસ્યા એને મુંઝાવી રહી હતી. "જો રાજા અને રાજ્ય જુદાં હોય; એમ બને તો—"

જમાદાર ક્ષણભર ચમક્યો: "અરે! જો જુદાં હોય તો, રા' રાયઘણને દેશબહાર હાંકી કાઢું." તરતજ તે સાવધ બન્યો: "અરર! આ ખ્યાલ મારા હૃદયમાં? રાજા અને રાજ્ય એક છે! અલ્લાહ! એક છે કે નહિ એ મને કોણ સમજાવે? રાજા ઈશ્વર છે કે સેતાન એ મને કોણ સમજાવે?"

વિચારોના વમળમાં અટવાતો, પોતાના ધર્મના યથાર્થ માર્ગનું માનસિક અન્વેષણ કરવામાં રોકાએલો જમાદાર ફોજના મુકામ તરફ યંત્રવત્ ચાલતો ગયો.

ગામની બહાર એક મોટા મેદાનમાં તે આવ્યો. એક બાજુ ભૂજીયાની ટેકરી ઉપર ગંભીરતાથી બેઠેલો ભૂજીયો કિલ્લો તેણે જોયો. બીજી બાજુ હમીરસરનું તળાવ ડોલતું હતું. એ મેદાનની વચમાં તેણે અસંખ્ય સિપાહીઓને ઊભેલા જોયા! વચમાં ઊભેલા એક પહાડી દેહધારી મનુષ્યને તેણે જોયો. જમાદારે આશ્ચર્યથી એ મધ્યસ્થ માનવીને ઓળખ્યો. તે રા'નો માનીતો પાસવાન મસુદ પોતે હતો!

મસુદે જમાદારને જોયો. તેણે એક ત્રાડ મારી: "આ રાજદ્રોહી જમાદાર આવ્યો! પકડો એને!"

જમાદારની વિચારસૃષ્ટિ લુપ્ત થઇ ગઇ. ધીમેથી પરંતુ સ્થિરતાથી તે બોલ્યો: "કોને મને પકડવો છે? હા! ઠીક છે, ભાઇઓ! મને પકડી લો! કોની, રા'ની આજ્ઞા છે?"

"હા! રા'ની આજ્ઞા છે, જમાદાર! બહુ ચડયા હતા! હવે જ તમારા નાદ ઉતરશે અને ખબર પડશે કે રા'ની નાનામાં નાની ઇચ્છાની વચમાં આવવું કેટલું જોખમભર્યું છે!"

"હું તો, ભાઇ! સહન કરવા જ બેઠો છું!"

"સિપાઇઓ! પકડો આ રાજદ્રોહીને!"

જમાદારે પોતાની સ્થિર આંખ એ લશ્કરી ટોળા ઉપર ફેરવી. જે આંખોએ ગુલામશાહ અને સરફરાજખાન, દિવાન ગીડુમલ અને સેનાપતિ દરિયાખાનને મુંઝવ્યા હતા તે આંખોનાં અત્યારે તો વૃદ્ધ બનેલાં પાણી પણ કોઇથી જીરવાયાં નહિ. કોઈ એક ડગલું આગળ વધ્યું નહિ. સહુ ઊભા હતા ત્યાં થંભી ગયા.

મસુદને પોતાની બાજી વિખરાતી લાગી. જમાદાર સામેનો વિરોધ

જાહેર કરવામાં ઉતાવળ થયેલી લાગી. જમાદાર અત્યારસુધી રાજ્યવહિવટ સામે સક્રિય વિરોધમાં પડ્યો ન હતો. જમાદારનું મૂલ્ય આંકવામાં ભૂલ થઇ લાગી. ભૂલ મોટી હતી. ભૂલ ટાળવાનો એક જ ઉપાય હતો. ક્રોધથી, ભયથી કંપતા અવાજે તેણે ગર્જના કરી:

"સિપાઇઓ! રહેવા દો! એને જીવતો પણ શું કામ પકડવો? ઉઠાવો બંદુકો!"

આજ્ઞા પાળવાને ટેવાયેલા સિપાઇઓએ બંદુકો ઉપાડી. "નિશાન લો!" બીજો હુકમ છૂટ્યો. સિપાઇઓએ યંત્રવત્ નિશાન લીધાં.

"ચલાવો ગોળી!"

જમાદારે પોતાની છાતી ખુલ્લી કરી. તે આગળ વધ્યો. એની આંખમાં ભયનું નામ નિશાન ન હતું. ધીમેથી પરંતુ દઢતાથી તે બોલ્યો: "આ રહી મારી છાતી! બેટાઓ! મારાં બાળકો! જોજો તમારા બાર ખાલી ન જાય! મને નિરર્થક પીડા ન કરશો! ચલાવો ગોળીઓ! ખુદા તમારૂં ભલું કરે! ભાઇઓ! જીવ્યા મુઆના જુહાર!"

નિશ્ચેષ્ટ મૂર્તિની માફક જમાદાર અડગ ઊભો રહ્યો. એના દેહમાં કંપ ન હતો. એની આંખમાં ભય ન હતો. જાણે કે શત્રુઓની ગોળી ઝીલવા તે ઊભો હોય એમ પોતાના સિપાઇઓની ગોળી ઝીલવા તે અડગ અને અણનમ ઊભો રહ્યો!

પછી તે આગળ વધ્યો. વીસ કદમ–દશ કદમ–આઠ કદમ–છ કદમ! એક સિપાહીએ બંદુકને નમાવી. તરત જ દરેકે દરેક સિપાહીએ પોતાની બંદુકો નમાવી દીધી!

જમાદાર ડોસલવેણ મસુદ તરફ ફર્યો. અતિ શાંતિથી તે બોલ્યો:

"મસુદ! હું જાણતો હતો કે ફોજ મારી છે. હવે રા'ને અમારી જરૂર નથી! હું છઉં ત્યાંસુધી આ ફોજનો ઉપયોગ રૈયત સામો નહિ જ થઇ શકે!"

મસુદ ભય અને આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો. એણે હજારો રૂપીઆ ફોજને ફોડવામાં વાપર્યા હતા. આખરે તે બોલ્યો: "જમાદાર! આ બળવો થાય છે! મારૂં માનીને તમે શરણે થઈ જાઓ!"

"હવે જે થતું હોય તે થવા દો! આજથી મારી નોકરીનાં લૂણ

હું ઉતારી નાંખું છું તે રા'ને કહેજે. હું આ ફોજ લઈને આજ ને આજ જઉં છું, આજથી આ ખટપટથી હું મારા હાથ ધોઇ નાંખું છું, હવે મસુદ, તમે જાઓ! આંહીથી ચાલ્યા જાઓ!"

જમાદારના ચહેરા ઉપર નિશ્ચય જળહળી ઉઠયો. એની રેખાયે રેખામાં દ્રઢતા અને અણનમતા પ્રગટ થતી હતી. એક પણ શબ્દ બોલ્યા સિવાય મસુદ પાછો ચાલ્યો.

મસુદ દેખાતો બંધ થયો અને જમાદાર ડોસલ વેણ સહેજ હસ્યો. આજ એના હૈયા ઉપરથી ભાર ઓછો થઇ ગયો હતો. એણે હસીને એક વૃદ્ધ સૈનિકનો હાથ પકડયો. હસતો હસતો તે બોલ્યોઃ

"અરે હુરભમ! પણ તારો જીવ કેમ ચાલ્યો? મારા સામે પણ બંદુક તાકી કેમ?"

હુરભમ હસીને બોલ્યોઃ "અરે જમાદાર! તું કાં ઘેલો થયો? જરા બંદુક તો જો!"

જમાદારે કુતૂહલથી બંદુક જોઇ. તે તદ્દન ખાલી હતી. હુરભમ હસતો હસતો બોલ્યોઃ "જમાદાર! અમે ઝારા ને સાંધણને ન ભૂલીયે હો! જોઇ જો, કોઈની બંદુકમાં દારૂ યે નથી ને ગોળી યે નથી. પેલાં નવાં કારતુસો ય નથી."

## પ્રકરણ ૪૨ મું.

### કચ્છની કન્યા.

હવે રાજમહેલની અંદર શું બન્યું હતું, તે આપણે જોઇએ.

જે દિવસે ગત પ્રકરણોમાં વર્ણવેલા પ્રસંગો બન્યા હતા, તે દિવસે રાજમહેલમાં કાંઇ અનેરો આનંદ ઉછળતો હતો. રા' રાયધણ, અને મસુદ, મહમદ પનાહ આદિ રા'ના ખુશામતીયા ઉપજીવીઓ રાજમહેલમાં એકત્ર થયા હતા.

"કેમ મસુદ! પછી બુલબુલ હાથમાં પકડાયું કે નહિ?"

"હજુર બાવાનો હુકમ થાય પછી મસુદ કાંઈ ભૂલે ખરો?" મસુદે મલકાઇને જવાબ આપ્યો.

"તો મસુદ! જા! એને આંહી લઇ આવ!"

મસુદ ઉઠયો અને બહાર ગયો. થોડી વારમાં તે પાછો આવ્યો. તેની સાથે તેની આગળ ચાલતી એક બાળા હતી.

કોઈ યક્ષની કન્યા, કોઇ સ્વર્ગની અપ્સરા માર્ગ ભૂલીને જગતમાં આવી હોય એવી એ કન્યા હતી. 'મેઘદૂત'માંથી યક્ષપત્ની કે કાલિદાસની જીવંત શકુન્તલા જાણે કે જગત્ જોવાને અવતરી હોય એવી એ કન્યા આવી. એને જોઈ રા' ઉઠયો. એની આંખમાં કામનાં ઘેન ભરાયાં.

"આવ, માશુક! આવ!" રાયઘણ બોલ્યો.

ગંગા ઊભી રહી. જ્યારથી એને પકડવામાં આવી હતી, ત્યારથી જ એના મનમાં કલ્પના આવી ગઇ હતી. એ ભીતિ અત્યારે પ્રત્યક્ષ થતાં તે કંપી ઉઠી. આર્જવતાથી તે બોલીઃ "શું છે બાવા?"

"માશુક! અહોભાગ્ય મારાં કે આજ તારા જેવી પરી આવી. અહોભાગ્ય તારાં કે તું દેશના ધણીની કૃપાને પાત્ર થઇ. અહીં આવ, મારી બાજુમાં. આપણે છાની છાની વાતો કરીએ."

રા' ઉઠયો. ગંગાએ પોતાની સ્થિતિ માપી લીધી. તે સાવધ બની. થોડી વાર વિચારે ચડીને તે બોલીઃ "રા'! તમે મારા બાપ! હું તમારી પુત્રી! કડવાં વેણ મ કાઢો."

"હવે તું જ કડવાં વેણ કાઢી આપણા આનંદમાં ભંગ મ પાડ. અત્યારે તો તું સ્ત્રી અને હું પુરૂષ. પિતાપુત્રી થતાં હોઇશું તો પછી જોઇ લેશું. અત્યારે એવી વાતોનો વખત નથી."

શરાબના જામો ભરેલા પડયા હતા. રા'એ એક જામ પી લીધું. તેના હૃદયમાં પ્રગટી ઉઠેલો તનમનાટ ગંગાથી ગુપ્ત ન રહ્યો. એનું મગજ વેગથી કામ કરવા લાગ્યું.

એકાએક એની આંખમાં એક ચમકારો આવ્યો. કોઈ વિચિત્ર તરંગનું હાસ્ય એના મુખ ઉપર સ્હેજ પ્રકટીને અસ્ત થયું. તે જમીન ઉપર બેસી ગઈ અને રડવા લાગી.

એના શરીરમાંથી હૃદય તોડી નાંખે એવા ધ્રુસકા ઉઠવા લાગ્યા. ઘડીભર તો રા' જડ જેવો બની ગયો. પછી તે બોલ્યોઃ "કેમ! કેમ! રડે છે શું?"

"બાવા ! બાવા ! હું હવે તમારે લાયક રહી નથી, એનો મને અફસોસ થાય છે !"

"કેમ ? એ શું વળી ?"

"બાવા ! તમે મને પકડવા કોને મોકલ્યો હતો ?"

"મસુદને !"

"તો બાવા !! પેલી કહેવત તો યાદ કરો ! વાંઢો જાય તો પહેલાં પોતાનું જ કરી લે ! એ નીચને શરમ પણ ન આવી કે હું કોના ભાણા ઉપર બેસું છું. મને, બાવા ! હવે એ જ અફસોસ થાય છે !"

રા' રાયધણનો ક્રોધ સળગી ઉઠયો. એની આંખમાંથી રોષનો અંગાર વરસતો લાગ્યો. એના મગજમાં લોહી ભયાનક વેગથી ગાજવા લાગ્યું. વિફરેલો વાઘ કૂદે એમ એણે એક ફલાંગ મારી અને આ અચાનક પ્રગટેલા ભયના દાવાનળથી જડ બનેલા મસુદને તેણે ગરદનમાંથી ઝાલી ભયાનક જોરથી મારવા માંડયો.

"નીચ ! હરામી ! મસુદ ! કમજાત !" રા' પીસાએલા હોઠમાંથી વિફરેલા ભૂજંગ સમા સુસવાટા કરતો બોલ્યો. એના કપાલ ઉપર સંહારક કોપ સળગી ઉઠયો હતો.

"પણ બાવા !" જડ જેવા બનેલા મસુદે કંપતા, ત્રુટતા અવાજે કહ્યું.

"ચુપ કર નાદાન ! શું આ છોકરી ખોટું કહે છે ?" રા' રાયધણ ગાજ્યો.

"હા !" મહમદ પનાહે અંદર પોતાનો સ્વાર્થી સૂર ઉમેર્યો. "કોઈ સ્ત્રી આવી બાબતમાં જૂઠું બોલે જ નહિ ! રા'ના ભોજન ઉપર બેસતાં શરમ ન આવી ? થોડી ધીરજ પણ ન રહી ! તારા હાથમાં તો પઠાણો છે ! કાલ તો તું અમનેય પકડી લે ! તું તો હવે બાવાનીય ઉપરવટ થવા માંડયો !"

"ઉપરવટ ! હું એની ઉપરવટ બતાવી દઈશ ! અલ્યા, કોણ હાજર છે અહીં ?" રા'એ ત્રાડ મારી.

"બાવા ! ફરમાન !" કરતા દશ બાર પઠાણો દોડતા આવ્યા.

"પઠાણો ! આજથી હું તમારો સરદાર ! આ મસુદ નહિ !" મહમદ પનાહે રા' કાંઇ બોલે તે પહેલાં કહ્યું : "પકડો આ મસુદને ! નીચે એક કોટડીમાં પૂરી દો ! કાલ એનો ઇન્સાફ થશે."

"કાલ?" રાની બૂમ ચોમેર ગાજી રહી: "એનો ઇન્સાફ હજી બાકી છે એમ? ઠીક છે! કાલ તો બહુ જ મોડું થાય! એનો ઇન્સાફ આજ બપોરે થશે! જાઓ હમણાં લઇ જાઓ અને એને પૂરી દો."

"બાવા! મારૂં—" મસુદ બોલવા જતો હતો ત્યાં મહમદ પનાહ આગળ આવ્યો. પગમાં પહેરેલી સપાટ તેણે મસુદના મુખ ઉપર લગાવી: "ચૂપ કર! હેવાન!"

મસુદની આંખ આ અપમાનથી ચમકી ઉઠી; પરંતુ અત્યારે તે લાચાર હતો. દશ માણસોના હાથમાં તે બંદીવાન હતો, પરંતુ આંખોમાં સળગતા રોષથી જો કોઇ માણુસ સળગી જતો હોત તો મહમદ પનાહ એક વાર નહિ પણ અનેક વાર સળગી ગયો હોત!

એમ ને એમ મસુદને પઠાણો ઘસડીને લઈ ગયા. નીચે એક કોટડીમાં પૂરી દીધો. પઠાણોના એ એક વારના નાયક ઉપર પઠાણોનો પહેરો લાગી ગયો. રાજવીઓની માયાની ક્ષણભંગુરતા ઉપર વિચાર કરતો મસુદ એ ઓરડીમાં પૂરાયો.

આ બધા કોલાહલ દરમ્યાન ગંગા દેખીતી શાંતિથી ઊભી હતી, પરંતુ એનું મગજ વધારે વેગથી કાર્ય કરતું હતું. એણે મસુદને પકડાવ્યો હતો, પરંતુ એથી એના ઉપરનો ભય ઓછો થયો ન હતો. એને વખત જોઇતો હતો અને એ વખત મળવા ઉપરાંત મસુદના કેદ થવાથી કે પતન થવાથી ગંગાને બીજો લાભ ન હતો. આ કોલાહલ ઊભો કરવાનું કારણ એટલું જ હતું કે મહમદ પનાહની પાસે એક સારી પરદેશી પીસ્તોલ બાજુમાં પડી હતી, તે તે નજર ચૂકવીને લઇ શકે! જ્યારે મહમદ પનાહ ઉઠયો અને મસુદને સપાટ લગાવતો હતો ત્યારે ગંગાએ એ તમંચો પગથી હાથમાં સેરવી લીધો. તમંચો છ અવાજનો અને ભરેલો હતો!

મસુદના ગયા પછી રા' રાયધણુનો ક્રોધ શમવા લાગ્યો. આખરે તે બોલ્યો: "છોકરી! હવે ચાલ! મસુદને પૂરી સજા કરી તને કરેલા અપમાનનો મેં બદલો લીધો છે. હવે મારી પાસે આવ, આપણે એ વાત ભૂલી જઇએ."

રા' ગંગા તરફ આગળ વધ્યો. એકાએક ગંગાની મુખાકૃતિ બદલાઇ જતી તેણે અનુભવી. સિંહણુ સમા ડારતા અવાજે તે ગાજી:

"ખબરદાર! રા' એક ડગલું આગળ વધ્યો છે તો; આજ હતો-ન હતો થઇ જઇશ."

રા' ક્ષણભર દિગ્મૂઢ બની ગયો. ગંગા પીસ્તોલ આગળ ધરતી તિરસ્કારથી હસતી બોલીઃ "મહમદ પનાહ! ચાલ ઊભો થા! જો આ તમંચો તારો છે, છ બાર વાળો છે, ભરેલો છે, અત્યારે મારા હાથમાં છે. મને વાપરતાં પણ આવડે છે! જો, જોઇ લે, ખાત્રી કરી લે કે હું પીસ્તોલ વાપરી જાણું છું."

ગંગાએ પીસ્તોલનો અવાજ કર્યો. રા' ચમકીને બે ડગલાં પાછળ હઠયો. ગંધકભર્યો ધૂમાડો વિખરાતા ચમકેલા મહમદે જોયું કે રા' રાયધણની ટોપી ઉડીને જમીન ઉપર પડી હતી! ટોપીની વચમાં કાણું પડયું હતું!

"જોયું કે?" ગંગાએ કઠોર હાસ્ય કરીને કહ્યું. રણચંડિકા સમી બનેલી એ રૂપગર્વિતાના કઠોર હાસ્યથી રા' અને મહમદ પનાહ ત્રાસી ઉઠયાઃ "આવી વલે તમારા માથાની કરતાં પણ મને દયા નથી. હવે મારૂં સાંભળો!" ગંગાએ આગળ ચલાવતાં કહ્યું: "મહમદ! ચાલ ઉઠ! આ તારા હરામખોર અને અધમ રાંના હાથ તેની પાછળ બાંધ! ચાલ, ઝટ કર!"

મહમદ પનાહ તો ઊભો જ રહ્યો! ગંગાએ પીસ્તોલને ભયંકર સંજ્ઞાથી રાંના કપાળ સામે નોંધી. રાંને કપાળે પરસેવો વળી ગયો.

"સૈયદ સાહેબ! એ બલા કહે છે એમ કરો. ભાઇ સાહેબ! ઝટ કરો."

ધ્રૂજતે હાથે મહમદ પનાહે રાંના હાથ પીઠ પાછળ બાંધવા માંડયા. હાથ બાંધતી વખતે તેના મગજમાં વિચાર આવ્યો. સાવધાનીથી તેણે આસપાસ નજર કરી કે કાંઇ હથિઆર દેખાય છે ખરૂં?

એકાએક પીસ્તોલના ધડાકાથી તે ચમકયો. સુસવાટા કરતી ગોળી તેના કપાળ ઉપરથી ચાલી ગઇ. તેની ટોપી ઉડી ગઇ. ધૂમાડો વિખરાતાં તેણે જોયું કે ગંગા ભયંકર હાસ્ય કરી રહી છે. એ હાસ્યના દર્શનથી તેના શરીરના અંગે અંગમાંથી પરસેવો છૂટી નીકળ્યો.

"અરે મૂર્ખ ફકીર! તું હથિઆર શોધે છે, કેમ? પણ યાદ રાખ! હરામખોર! તારા હાથમાં હથિઆર આવે તે પહેલાં તો તારા આ રા'ના શરીરની આરપાર આ બાકી રહેલી ચાર ગોળી નીકળી જશે."

ધ્રૂજતો રા' બોલ્યો: "સૈયદ સાહેબ! આ બલા કહે છે એમ કરોને! નાહકના જીવ શું કામ જોખમમાં નાંખો છો?"

"ચાલ, ઓ મીયાં!" ગંગા બોલી: "ચાલ, પેલી પાઘડી લઈને તારા રા'ના ગળામાં બાંધ, અને એના બે છેડા પકડ!"

બિચારો સૈયદ! એણે એક પાઘડી શોધી કાઢી. રા'ના ગળામાં નાંખી તેના બે છેડા પોતાના હાથમાં રાખ્યા.

"હવે ચાલો આગળ!"

રા' અને મહમદ પનાહ આગળ ચાલ્યા. પાછળ પીસ્તોલ ધરી ગંગા ચાલી. મહેલ બહાર મોટા ચોગાનમાં તેઓ આવ્યા. ત્યાંથી દરવાજા આગળ આવ્યા. દરવાજામાંથી ગંગા બહાર નીકળી. ઉજ્જડ જેવા લાગતા રસ્તા ઉપર ઊભી રહી ગંગા અટ્ટહાસ્ય કરી બોલી: "ઘણી ખમ્મા મારા રા'ને! ઘણી ખમ્મા પીર સાહેબને! આવો સરસ વરઘોડો જોવાને કોઇ નથી એનો જ મને ખેદ છે! હવે બિચારા મસુદને તો છોડી મૂકજો. એનો કાંઇ દોષ નથી."

"દોષ નથી? ત્યારે તું અમને બનાવી ગઈ?" રા' નિષ્ફળ ક્રોધથી ગર્જ્યો.

"ચૂપ કર, નાદાન!" પીસ્તોલ નોંધતી ગંગા બોલી: "તારા જેવા કામાંધો અને મૂર્ખાઓ બનાવવા માટે જ સરજાયા છે! બિચારો મસુદ! મને એની દયા આવે છે. એ નિર્દોષ માણસને મારે હેરાન કરવો પડ્યો! પણ રાયધણ! મહમદ! એને મારા આશીષ કહીને કહેજો કે ગંગા તને નિરર્થક હેરાન કરવા માટે માફી માંગે છે; પણ લાચાર છે કે બીજો કાંઇ માર્ગ ન હતો."

એકાએક પીસ્તોલની ગર્જનાઓ ઉપરાઉપરી ગાજી ઉઠી. આખો રસ્તો ધૂમાડાથી છવાઇ ગયો. ધૂમાડો વિખરાઇ ગયો તો રા' અને મહમદ સિવાય એ રાજમાર્ગ ઉપર કોઇ ન હતું! ગંગા અદૃશ્ય થઈ ગઇ હતી!

# પ્રકરણ ૪૩ મું.

## પદભ્રષ્ટ.

કાશીગરની પાછળ લોકોનું જે ટોળું ઉશ્કેરાયેલી મનોદશામાં ગયું હતું, તે મહાજનના વંડા આગળ ઘુઘવાટા કરતું હતું.

આ દરમ્યાન કાશીગર ગોસાંઇએ મહાજનના વંડામાં નગરના પ્રતિષ્ઠિત અગ્રગણ્યોને એકત્ર કર્યા હતા. ઘણા ખરા તો હરજીવન મહેતાની સમાધ વખતે તેને ઘેર હોવાથી કાશીગર ગોસાંઇની સાથે જ વંડામાં આવ્યા હતા. બાકીનાને કાશીગરે અધારા આમંત્રણ આપી બોલાવ્યા હતા. કચ્છનો દિવાન વાઘજી પારેખ પણ આવ્યો હતો.

બધા આવ્યા ત્યારે કાશીગરે વાત શરૂ કરી: "ભાઇઓ! તમે બધાએ આજ એક ભયંકર પ્રસંગ નજરે જોયો છે. હવે તમારે શું કરવું છે?"

બધા મૂગા રહ્યા. કાશીગરે વાત આગળ વધારી કહ્યું: "હજીએ તમે તમારા આ રાંથી કંટાળ્યા નથી? શું હજીયે તમારે એના જુલમો સહન કરવા છે? તમારા મનમાં છે શું?"

એક જણે જવાબ દીધો: "પણ એમાં આપણાથી શું બને?"

"શું બને?" માથું ધુણાવી કાશીગરે પ્રત્યુત્તર આપ્યો: "જે માંડવીથી બન્યું, જે અંજારે કરી બતાવ્યું, તે તમારાથી ન બને? તમે તો પાટનગરની પ્રજા છો. તમારા માથે મોટી જવાબદારી છે."

"શું?"

"માંડવી તો અત્યારના રાંની સત્તાનો ઇન્કાર કરી શકે. અંજાર પોતા પૂરતું સ્વતંત્ર થાય. પણ તમારે માથે આખા દેશની જવાબદારી છે. આખા દેશનું ભાગ્ય તમારે હાથ છે. તમારે તો રા' રાયધણને પદભ્રષ્ટ કરવો જોઇએ."

"કાશીગર! હવે એ તો સ્પષ્ટ વાત છે કે રાયધણથી તો બધા કંટાળ્યા છીએ પણ અસંભવિત વાત કર્યે શું વળે?" એક વૃદ્ધ શેઠ બોલ્યો.

"અસંભવિત વાત? જે કચ્છના મુઠ્ઠીભર ભાયાતોએ સંભવિત છે

એમ તમને બતાવ્યું, અંજારના એક મેઘજી શેઠે અને માંડવી શહેરના હજારેક પ્રજાજનોએ સંભવિત છે એમ સિદ્ધ કર્યું, તે આખા કચ્છની લાખોની પ્રજાને મન અસંભવિત છે એમ તમે માનો છો? હું તમને પૂછું છું કે એ અસંભવિત કેમ છે?"

"ભાઇ! પતરી, અંજાર અને માંડવીમાં પેલો સૈયદ રા'ની બાજુમાં ન હતો. અહીં છે."

"કોણ, પેલો ફકીર મહમદ પનાહ! એનું શું છે?" કાશીગરે આશ્ચર્ય બતાવ્યું.

"એ જાદુગર છે. એને ભૂત પ્રેત વશ છે. મંત્ર, જંત્ર અને તંત્ર વિગેરેનો એ સાધક છે. ગઇ કાળીચૌદસને રોજ શ્મશાનમાં જતાં એને ઘણાએ નજરોનજર જોયો છે."

"કોણ મહમદ, એ જાદુગર?" કાશીગરે તિરસ્કારથી હસીને કહ્યું: "એ ફકીરનો તમને ડર છે?"

"ભાઇ, એ ફકીર નથી. એ તો કોઇ મોટો ઓલીયો છે. જીવતો પીર છે. તમે જ જુઓને, નહિતર હિન્દુ ધર્મ પાળનારો જાડેજો રજપુતરાજ કાંઈ ગૌભક્ષક અને મૂર્તિભંજક બને? રા' એ બિચારો એનાથી વશ થયો જ."

"ઠીક! તમારી નમાલી વાતનો તોડ તો હું લાવીશ. પણ આ સભામાં આજ વાઘજી પારેખ આવ્યા છે. બોલો કચ્છના દિવાન! તમે હવે કોના પક્ષમાં છો?"

"જ્યાંસુધી મેં માંડવીનો બનાવ નહોતો સાંભળ્યો, ત્યાંસુધી તો હું રાંના પક્ષનો હતો. આજ તો હું પણ માનું છું, કે રા'ને પદભ્રષ્ટ કરવો જોઇએ." વાઘજી પારેખે જવાબ આપ્યો.

ક્ષણભર કાશીગર જડ જેવો બની ગયો. વાઘજી પારેખ ખરેખર પ્રજાના પક્ષનો છે કે રાયધણના પક્ષનો છે એ એને ન સમજાયું. પછી તે સભા તરફ જોઇને બોલ્યો: "લ્યો, ભાઇઓ! હવે તમે શું કહો છો? આ દિવાન જેવો દિવાન ઉઠીને કહે છે કે રાયધણને પદભ્રષ્ટ કરવો જોઇએ. પણ તમે જ આ દેશની રૈયતના આગેવાનો છો. તમે જ ખરી રીતે રાજાને સરજી શકો છો, પદભ્રષ્ટ કરી શકો છો. બોલો, તમે શું કહો છો?"

આખી સભા ક્ષણભર થંભી ગઇ હોય એમ લાગ્યું. ત્યાં કાશીગરે

ત્રાડ મારી કહ્યું: "જુઓ, પેલો સૈયદ ચાલ્યો જાય છે. એના જાદુથી જ તમે ડરો છો ને ? હવે ઊભા રહો, એના જાદુનાં પાણી હું તમને બતાવી દઉં. વાઘજી પારેખ ! જરા બૂમ મારી એ પીરને અહીં બોલાવોને."

વાઘજી પારેખે બૂમ મારી અને કાળા વસ્ત્રમાં સજ્જ થયેલો, લાંબી દાઢીવાળો, પીળી પીળી માળાઓ પહેરેલો સૈયદ મહમદ પનાહ વંડામાં આવ્યો. એ જાદુગર મનાતા, ભૂતપ્રેત, મંત્રજંત્ર અને તંત્રના સિદ્ધ સાધક મનાતા પુરૂષને જોઇ આખી સભામાં એક ધીમી ધ્રુજારી ફરી વળી. કારીગર શું કરવા માગે છે એ કોઇને ન સમજાયું.

---

## પ્રકરણ ૪૪ મું.

---

### રા', મસુદ અને સૈયદ.

અત્યારે મહમદ પનાહ ગામમાં શામાટે નીકળ્યો તે આપણે પ્રથમ સમજવું જોઈએ.

ગંગા ચાલી ગઇ, અદશ્ય થઇ ગઇ અને રા' અને સૈયદ મહમદ એ સૂના દેખાતા રાજમાર્ગ ઉપર એકલા રહ્યા. બન્ને એક બીજા સામું જોઈ રહ્યા.

હાથમાં સળગતો અંગાર હોય એમ સૈયદ મહમદે પાઘડીના બે છેડા હાથમાંથી છોડી દીધા. પાઘડી રા' ના કંઠમાંથી કાઢી નાંખી. રા' ના હાથો બાંધ્યા હતા તે છોડી દીધા. બન્ને જણા ભારે હૈયે દરબારગઢના દરવાજાની અંદર પાછા ફર્યા.

"બલા ! બલા ! સૈયદ સાહેબ ! આવી એક ઓરત ભૂલેચૂકે હાથમાં સપડાય તો જીંદગીનું કર્યું કારવ્યું ધૂળમાં મેળવી દે !"

સૈયદ મહમદે સુકકું હાસ્ય કર્યું. રણચંડિકા સમી ગંગાનાં દર્શન માત્રથી એના અંગેઅંગમાં હજીસુધી કંપ દેખાતો હતો.

"ચાલો ! સૈયદ સાહેબ ! આપણે બિચારા મસુદને મુક્ત કરીએ. ઇન્શાલ્લા ! એ બલા આપણને કેવી છેતરી ગઇ તે તો દેખો. આપણે છતી આંખે આંધળા બન્યા."

રા' અને સૈયદ જે ભાગમાં મસુદને કેદ કર્યો હતો તે ભાગ તરફ

ગયા. પહેરેગીરને હુકમ કરી મસુદને બહાર તેડાવ્યો. એના શરીર ઉપરની ભારે કડીઓ દૂર કરવામાં આવી. મસુદનો હાથ ઝાલી રા' તેને ઉપર લઈ ગયો.

નિરર્થક ક્રોધથી કંપતા અવાજે રા' એ મસુદને બધી વાત કરી. મસુદ નિર્દોષ હતો એવી પોતાને થયેલી ખાત્રી વર્ણવી બતાવી, પરંતુ દિલગીરીનો એક પણ શબ્દ ન તો રા' એ ઉચ્ચાર્યો, ન તો મસુદે એની આશા રાખી હતી. સૈયદે એના મુખ ઉપર મારેલો જોડો એના મુખ ઉપર હજી જાણે તેને ખાક કરતો હોય એમ સળગતો હતો. એના હૃદયમાં પ્રદીપ્ત થયેલા વૈરાગ્નિની જ્વાલા એની આંખમાંથી અંગાર વરસાવતી હતી.

ધીમેથી તે બોલ્યો:

"સૈયદ સાહેબે આપને બાંધ્યા. આપના ગળામાં પાઘડી નાંખી, જાનવરની માફક આપને દોર્યા. ખરેખર સૈયદ સાહેબે જીંદગીનો એક લ્હાવો લીધો, હોં!"

"લ્હાવો!" મૂક બની ગયેલા રા' સામું તીણી નજર નાંખતો સૈયદ ત્રાડી ઉઠયો: "મસુદ! તું જાણતો નથી કે તું શું બોલે છે? તારી બુદ્ધિ ફરી ગઈ લાગે છે. એ તો લ્હાવો હતો કે જીવતી આફત હતી? શુકર ખુદાના કે બધા સલામત પાર ઉતર્યા! હું તો એની પીસ્તોલ સામું જોતો હતો અને ધ્રૂજતો હતો."

"અરે! તમે અમને બનાવો નહિ." મસુદ ભયંકર હાસ્ય કરતો બોલ્યો: "તમે જીવતા પીર! ખુદ અલ્લાહ તમને દર્શન દે છે! તમે મોટા જાદુગર અને તમારા ઈલમથી એક બે દોકડાની રાંડને કબજે જ ન કરી શકો એ વાત હું નથી માનતો."

સૈયદ ધ્રૂજી ઉઠ્યો. મસુદે પોતાને થયેલા અપમાનનો ભયંકર બદલો વાળવાનો કરેલો નિશ્ચય એ સમજી ગયો. એની સત્તાના, એની વગના વિનાશ માટે અચાનક પ્રગટી ઉઠેલા આ જ્વાળામુખીથી એની બુદ્ધિ કુંઠિત થઇ ગઇ! એણે રા' ના ચહેરા સામું જોયું. તેને લાગ્યું કે મસુદના વચનોની અસર થતી આવે છે. હવે શું?"

"અને વળી તમે તો પીરસાહેબ! ખુદાઇ નૂર તમારી રગેરગમાં વહે છે! તમને જખમ તો થઇ શકે જ નહિ! પીર આગળ તો હથિઆર નીચાં પડે! કેમ બાવા! સૈયદ સાહેબ પોતે જ એમ નહોતા કહેતા?"

"સૈયદ સાહેબ!" જડ જેવા બનેલા મહમદ સામું જોઇ મસુદે આગળ ચલાવ્યું: "હવે અમારી મશ્કરી રહેવા દો! હવે બાવાની ઇચ્છા સમજો! ગમે તેમ કરો પણ એ ગંગાને પાછી લાવી આપો."

એ ગંગાનું નામ સાંભળી રા'ના શરીરમાં કંપ આવ્યો. તે અધીરી ઉતાવળથી બોલ્યો: "ના! ના!"

"કેમ બાવા!" મસુદ ધીમેથી બોલ્યો: "હું છું ને? હું પીર નથી, ઇલમી નથી, જાદુગર નથી, ભૂતપ્રેત મને વશ નથી; પણ એવી અનેક ગંગાઓને સાચવી શકું છું. એ તો હું ન હતો; નહિતર શું એ બલા અહીંથી હાથતાળી આપી ચાલી જાય? બાવા! એમાં તો આપણી આબરૂ નહિ! એને ગમે તેમ પાછી હાથ કરવી જોઇએ. પીરસાહેબને કહો કે પાછી લાવી આપે!"

"તું જ એક વાર લાવ્યો હતો તો તું જ લઇ આવ." સૈયદ છેવટે બોલ્યો.

"હું તો લાવ્યો ત્યારે જાણતો હતો કે તે ક્યાં રહે છે! અત્યારે તો એ બલા ક્યાં રહે છે એ હું જાણતો નથી. છતાંય તમે ઇલમી છો. જાદુથી જાણીને મને કહો કે એ ગંગા અત્યારે ક્યાં છે? મને એની બાતમી આપો તો હું હજીએ એને પકડીને હાજર કરવા તૈયાર છું."

સૈયદે મસુદને કહ્યું: "સારૂં! અહીં રોકાજે! તારા બે પઠાણ મને દે. હું હમણાં જ તને ગંગાની બાતમી આપું છું."

સૈયદ મહમદ ગંગાની બાતમી મેળવવા મહેલ બહાર નીકળ્યો હતો અને એ જ સૈયદને મહાજનના વંડા પાસે પસાર થતાં આપણે જોયો છે. વાઘા પારેખની બૂમથી તે વંડામાં આવ્યો હતો. તેને આશા હતી કે લોકોના આ ટોળામાંથી ગંગાની કાંઇક બાતમી મળશે. એ આશાએ તે વંડામાં દાખલ થયો હતો.

---

# પ્રકરણ ૪૫ મું.

## સાચો કદમ.

સૈયદ મહમદ મનાહ ત્યાં ઊભો રહ્યો. એણે પોતાની નજર ચોપાસ ફેરવી! એની નજરમાં ન સમાવાના હેતુથી કેટલાક માણસો આમતેમ મુખ ફેરવવા લાગ્યા! એની જાદુગર અને ઇલ્મી તરીકેની ખ્યાતિથી પ્રજામાં કેટલો ભય વ્યાપી રહ્યો હતો તે તેણે આજ પ્રત્યક્ષ અનુભવ્યું. એનો પોષાક પણ એક જાદુગરને છાજે એવો જ હતો. લાંબો કાળો રેશમી ચકચકતો અને કડકડતો ઝભ્ભો એણે પહેર્યો હતો. એની લાંબી કાળી કેશવાળી લાંબી દાઢી સાથે મળી જતી હતી. પીળા અને કાળા મણકાની માળા એણે ધારણ કરી હતી. એના હાથમાં એક લાકડાની નાની બેઠક હતી. દેખીતી શાંતિથી એણે ચોપાસ ઉભરાયેલી મેદની તરફ નજર કરી. મહાજનના શેઠીયાઓ પણ આ કહેવાતા અને મનાતા પીરને હવે શું કહેવું તે વિચારવા લાગ્યા.

કારીગર ગોસાંઇ બે કદમ આગળ આવ્યો. એણે સ્વસ્થતાથી કહ્યું: "કાં પીરસાહેબ! કઇ તરફ?"

"તમે લોકો અહીં કેમ એકત્ર થયા છો?"

જવાબમાં કારીગર શાંતિથી હસ્યો. પછી બોલ્યો: "પીરસાહેબ! અમે અહીં રાયધણને પદભ્રષ્ટ કરવા એકઠા થયા છીએ."

"ક્યા?" સૈયદ મહમદ આશ્ચર્યથી બોલ્યો.

"સાંભળ્યું નહિ? હવે અમારે રાયધણનું રાજ્ય ન જોઇએ, એટલે અમારે શું કરવું એનો વિચાર ચાલે છે. તમે કાંઇ સલાહ આપો." કારીગર તિરસ્કારથી સહેજ હસ્યો.

"અરે ઓ મૂર્ખ લોકો!" સૈયદે બે હાથ ઉંચા કરી પોકાર કર્યો: "આ અતીત કહે છે તેમ કરવા તમે એકત્ર થયા છો? તમારા રાજાને, તમારા દેવને તમે દગો દેવા તૈયાર થયા છો? આ મૂર્ખ બળવાખોરના દોરવ્યા દોરાઓ છો?"

"સાચી વાત છે, પીરસાહેબ! હું તો બળવાખોર છું અને આ બધા મારી સાથે જોડાયા છે."

"અતીત! લોકોની પડખે ચડીને રાજ્યનું નખ્ખોદ કઢાવવું છે?"

"હું અતીત તો લોકોની પડખે છું. તમે પણ ફકીર એટલે અતીત જ ને? તમે તમારે રાજાને પડખે ઊભા રહેજો. આપણે એક બીજાનાં બળ માપી લઇશું."

"મારૂં બળ? હું કોણ છું તે જાણે છે? અરે લોકો! તમે તમારે ઘેર ચાલ્યા જાઓ, નહિતર હું તમને બધાને શ્રાપ દઇશ. યાદ રાખજો કે અલ્લાહનો હું મુજાવર તમને પાયમાલ કરીશ."

કાશીગરે લોકોના ચહેરા ઉપર વ્યાપેલો ભય જોયો. આ કહેવાતા જાદુગરની કહેવાતી શક્તિનો હવાઇ પરચો કેટલો હતો તેનું માપ તેને આવી ગયું. તે બે કદમ આગળ આવ્યો અને સિંહગર્જના કરતો એનો અવાજ ચોમેર ફરી વળ્યો: "અરે ઓ ફકીર! આજે તારો ઇલ્મ બતાવી દે! તારામાં તાકાત હોય, શક્તિ હોય તો આજે એનાં પારખાં કરી લેવા દે. તું આજે શ્રાપ આપ! અત્યારે જ શ્રાપ આપીને સહુને ફના કરી દે. જો તેમ ન કરે તો તને તારા અલ્લાહના કસમ છે!"

આખીયે એ સભામાં સન્નાટો છાઇ ગયો. ફકીર શ્રાપ દેશે તો શું થશે? શું ખરેખર સહુ ફના થઇ જશે? શું આ સૈયદમાં સર્વનાશની સંહારક શક્તિ વસતી હશે ખરી? કાશીગર ડાહ્યો હતો એમાં તો શંકા નહિ પણ આવી રીતે ઝેરનાં પારખાં કરવામાં એનું ડહાપણ હતું ખરૂં?

સૈયદ મહમદ પણ ક્ષણભર મૂઢ બની ગયો. અત્યારસુધી તેણે જાળવેલો મોભો આમ ભયમાં આવી પડશે એમ એને તો કલ્પના હતી જ નહિ. ફિક્કું હાસ્ય કરી તે બોલ્યો: "અલ્યા અતીત! ઝેરનાં પારખાં ન હોય. ફણીધર મણીધર ભૂજંગની છેડતી ન હોય. તું તો મરીશ પણ બીજાને શામાટે મારે છે?"

"આ જગત ઉપર મારવાની તાકાત એક ઇશ્વર સિવાય બીજા કોઇની હોય એમ હું સ્વીકારતો નથી. તને તારી શક્તિમાં વિશ્વાસ હોય તો ભલે, મને નથી. હું તને કહું છું, અરે આવાહન આપું છું કે જો તું સાચા સૈયદની ઓલાદનો હોય તો બીજાને કોઇને નહિ, મને એકને જ બાળીને ભસ્મ કરી દે! તારી શક્તિનાં પારખાં મારા ઉપર કરીને આ બધાને સિદ્ધ કરી દે." હિંમતભર્યો પ્રભાવ આંખમાંથી વર્ષાવતો કાશીગર સૈયદની સામે ઊભો રહ્યો.

એકાએક પીસ્તોલનો કારમો અવાજ થયો. દિઙ્મૂઢ બનેલી સભા ઉપર ગંધકની દુર્ગંધ મારતો ધૂમાડો વ્યાપી રહ્યો. ધૂમાડો વિખરાતાં સૈયદને હાથમાં ધૂમાડા ઓગાળતી પીસ્તોલ ધરીને ઊભેલો સહુએ જોયો! કાશીગર તિરસ્કારથી હાસ્ય કરતો બોલ્યો: "અલ્યા તરકટી ફકીર! જેને રામ રાખે એને કોણ ચાખે? શું તું મને પીસ્તોલ બતાવી ડરાવવા માગે છે? શું તારી એ બંદૂકડીથી કચ્છનો કાશીગર ડરી જશે એમ તું માને છે?"

કાશીગર આગળ વધ્યો: "તારા એ ઇલ્મ કરતાં આ ઇલ્મ તું પણ જોઇ લે!" કાશીગરે પાસે ઊભેલા એક ત્રાસેલા દેખાતા માનવી પાસેથી એક દંડુકો લઇને સૈયદના માથા ઉપર સખત ફટકો માર્યો! "યાદ રાખ! ઓ અલ્લાહના નામે ધૂતી ખાનારા હરામખોર! દુનિયામાં સાચો ઇલ્મ એક જ છે—ચૌદમા રત્ન સમો દંડૂકો એ જગતના બધા ઇલ્મોને અને હક્કોને ભૂલાવી દે છે. તેં ચાખ્યો અને તારો રાં' પણ ચાખશે."

સૈયદના માથા ઉપર પડેલા જખમમાંથી લોહી નીકળવા લાગ્યું અને આખી સભામાં આનંદસૂચક એક નિઃશ્વાસ છૂટયો: "લોહી! લોહી! આ પીર ન હોય! મારો એને!" લોકોના ટોળામાંથી ભયંકર બૂમ ઉઠી.

પીરને જખમ થાય નહિ, પીરને લોહી નીકળે નહિ, એવી માન્યતા ધરાવતા લોકોના ટોળામાંથી લોહીતરસ્યો પોકાર ઉઠેલો સાંભળી સૈયદ ધ્રૂજી ઉઠયો! બનાવટી પ્રતિષ્ઠાના રેતીના પાયા ઉપર ચણાયેલી તેની પ્રતિષ્ઠા આજ અસ્ત થઇ!

ત્યાં તો મુક્ત હાસ્યનો પડઘો સભાને છેડેથી ગાજી ઉઠયો! ચોંકેલી માનવમેદનીએ જે તરફ અવાજ આવતો હતો તે તરફ નજર કરી તો આશરે સોળ વરસની એક કન્યાને ઊભેલી તેણે જોઇ! એને જોઈ કાશીગર આનંદથી પોકારી ઉઠયો: "કોણ ગંગા! તું અત્યારે? અહીં?"

"કોણ, હરજીવન મહેતાની દીકરી?" આશકરણ આશ્ચર્યથી બોલ્યો: "અરે છોકરી! આવ! આવ! તું અહીં જીવતી ક્યાંથી?"

ચોપાસ "મહેતાની પુત્રી" નો અવાજ ફરી વળ્યો. આખી માનવમેદની આજના દિવસની બનેલી ભયંકરતાનો ખ્યાલ કરતી એ સહુના આદ્ય કારણભૂત આ રૂપવતી છોકરીને જોઇ રહ્યા. ગૌરવથી ડગ ભરતી એ

છોકરી આગળ આવી બોલી: " મારી કર્મકથા પછી, પણ આ ફકીર કેમ આવ્યો છે ? "

હર્ષથી એ બાળાને સત્કારતો કાશીગર બોલ્યો: " એ તો કહે છે કે હું તો ઇલ્મી છું. તમને બધાને બાળી દઇશ. "

" કોણ આ ? " સૈયદ તરફ અંગુલિનિર્દેશ કરતી ગંગા બોલી: " કેમ રે! ફકીર! તારો ઇલ્મ એક વાર ભુલાવી દીધો! બીજી વાર ભુલાવી દઉં? "

ગંગાને પ્રત્યક્ષ જોતાં જ સૈયદ ધ્રૂજી ઉઠયો. એને શરીરે પરસેવો છૂટી ગયો. પગે પડતો ભોંય ઉપર માથું અડાડી તે બોલ્યો. આ જીવતી બલામાંથી છૂટવાને તેણે પોતાના ઇલમી દાવા અને માનાપમાનની ભાવના છોડી દીધાં. " તોબાહ! તોબાહ! " ભયથી ધ્રૂજતા અવાજે તે બોલ્યો: "એ બધું રહેવા દે. " પગવતી એના માથાને ઠોકર મારતાં આ માથાંની ફરેલી છોકરી ગાજી ઉઠી: " બોલ, તું ઇલ્મી છે કે નહિ? ધંતર મંતર જંતર ને તંતર એમાંથી તમે કાંઇ આવડે છે? "

" ના! "

" તો મોટે અવાજે સહુને જણાવી દે કે મને ઇલમ આવડતો નથી. હું જુઠ્ઠો છું. મને કાંઇ આવડતું નથી. "

સૈયદ વિહ્વલ દૃષ્ટિ ચોપાસ ફેરવતો ક્ષણભર મૂક બની ઊભો રહ્યો. વાઘજી પારેખ એના સામું જોઇ તિરસ્કારથી હસતો હતો.

" કેમ બોલવું છે કે નહિ? " ગંગાએ બે ડગલાં આગળ વધી કાશીગરના હાથમાંથી દંડૂકો લીધો.

" મૈયા! તારી ગૌ! " કરગરતો ફકીર ગંગાના પગમાં આળોટી પડયો.

" ચાલ જા! ગૌરવથી ગંગાએ વંડાનું દ્વાર આંગળી વતી બતાવીને કહ્યું: " ભાઈ! આ માનવ જંતુને સલામત પસાર થવા દો. "

નીચું જોઇ સૈયદ ચાલતો થયો. સહુએ એને જગ્યા આપી. એ જગ્યા આપવામાં પણ તિરસ્કાર રહ્યો હતો! સૈયદ ગયો અને એની ઇલ્મી સત્તા પણ તે દિવસથી નષ્ટ થઈ ગઇ. પ્રજા ઉપર રહેલો એ મહાન અંકુશ તે દિવસથી ઓગળી ગયો, ઝાકળ જેમ સૂર્યના પ્રકાશમાં ઓગળે તેમ.

---

## પ્રકરણ ૪૬ મું.

### જાહેરનામું.

સૈયદ મહમદ ગયો અને એની પાછળ રાજસત્તાના રહ્યાં સહ્યાં સન્માન પણ અસ્ત થઇ ગયાં. કચ્છની રાજસત્તા આવા જાદુગરોની મનાતી જાદુગરી ઉપર નિર્ભય રહેતી હતી. આજ એ સત્તા સદાને માટે અસ્ત થઇ ગઇ.

સૈયદને વિદાય થતો જોઈ કાશીગરે એક તિરસ્કારભર્યું અટ્ટ હાસ્ય કર્યું. એણે આનંદભર્યા અવાજે મહાજન તરફ—લોકો તરફ જોઇ બૂમ મારી: "હવે તો તમારી પણ ખાત્રી થઇને? હવે તમારી પ્રતીતિ થઈ કે કચ્છની રાજસત્તા હવે તો કોઇ દૈવી પયગંબરોની સત્તાથી રક્ષિત નથી?"

"કાશીગર! તારી હિંમત ભારી જબરી હો! એને જો મૂઠ ખૂટ નાંખતાં આવડતી જ હોત તો?" આશકરણે કહ્યું.

"મૂઠ! શું તમે એમ ધારો છો કે આ જગતમાં ઇશ્વર કોઇને એવી સત્તા આપે છે? શું ઇશ્વર એવી સત્તા આમ જેને ફાવે તેને વેરતો ફરે? તો ઈશ્વર પોતે શું ફકીર વેરાગી અને સત્તા વિહોણો થઇ ભટકશે? યાદ રાખો કે ઇશ્વર કદિ પણ જુલમગારોના પક્ષમાં નથી હોતો. જે માણસ પોતાની સત્તા ટકાવવા માટે પશુબળ ઉપર ભરોસે રહે છે તેનો મોટામાં મોટો દુશ્મન કોઇ હોય તો ઇશ્વર પોતે જ છે. હવે એ નિરર્થક વાતો જવા દો."

"હા! આપણે આપણું કામ કરોને!"

"તો મારી વાત તમે સાંભળો. આ રાજાએ રાજ્ય ઉપરનો પોતાનો હક્ક ખોયો છે. એની રાજસત્તાની પિશાચલીલા તમે આજે જોઇ. હવે હું કહું છું કે તમે ઠરાવ કરો કે એ રાજાને કચ્છની ગાદી ઉપરથી પદભ્રષ્ટ કરવો."

"કાશીગર! હવે રાજાના જુલમથી આપણે એટલા બધા કંટાળ્યા છીએ, એનો રાક્ષસી ત્રાસ દિન પ્રતિદિન એટલો વધતો જાય છે કે એ રાજાને ઉઠાડી મૂકી શકાતો હોય તો કોઇ પણ માણસ વિરોધનો તો એક શબ્દ પણ કહેશે નહિ. પરંતુ પાછળથી રાજવહિવટ કેમ ચલાવવો?"

બે ચાર શેઠીયાઓએ એ પ્રશ્નમાં ડોકું ધૂણાવી સંમતિ આપી. લોકો આતુરતાથી કાશીગર તરફ જોઇ રહ્યા. કાશીગર બોલ્યો. દુર્દમ્ય ઉત્સાહથી એનો અવાજ ફાટતો હતો:

"રાજ્યવ્યવસ્થા આપણે કરી લઇશું. પ્રસંગ જે સૂચવશે તે કરી લઇશું. અત્યારે તો દિવાન આપણા પક્ષમાં છે. ખુદ દિવાનને જ એ કામ સોંપો."

"મહાજન જે આજ્ઞા ફરમાવે તે મારે કબૂલ છે."

"તો હું ભૂજના મહાજનને વિનંતિ કરૂં છું કે તમે અત્યારે ને અત્યારે રાયધણુને પદભ્રષ્ટ થયેલો જાહેર કરો. એને કેદ કરવાનું તમે નક્કી કરો. તમારામાંથી રાયધણ કેદ થાય ત્યાંસુધી બધો વહિવટ કરવાને બે ચાર માણસો નક્કી કરો."

એક વૃદ્ધ શેઠ ઊભો થયો. તે ધીમેથી પરંતુ દઢતાથી બોલ્યો:

"તો હું કહું છું કે આ કામ પાર ઉતારવાને આશકરણ, કાશીગર અને વાઘજી પારેખને નક્કી કરો."

"અને મને પણ ભૂલશો મા, હોં!" સભાને એક છેડેથી ધ્રૂજતો અવાજ આવ્યો.

"અરે! કોણ જમાદાર?" વૃદ્ધ શેઠ બોલ્યા: "આવો! આવો! ભાઇઓ! જમાદારને આવવાની જગ્યા કરી દો."

જમાદાર ડોસલ વેણ આગળ આવ્યો. ધ્રૂજતે પરંતુ સાથે સાથે મક્કમ લાગતે અવાજે તે બોલ્યો: "ભાઇઓ! આજસુધી હું ભૂલ્યો હતો! હું ખોટો હતો. કાશીગર પહેલેથી જ સાચો હતો. હુંય તમારી સાથે છું."

ભૂજની ફોજના સરદારને બળવામાં આગેવાનીભર્યો ભાગ લેવા તત્પર બનેલો જોઈ એકત્ર થયેલી માનવમેદનીએ હર્ષઘેલો પોકાર કર્યો. એમની અપાર વ્યાધિઓના મૃત્યુઘંટોના પડઘા આજ ચોમેરથી ગાજતા સંભળાતા હતા.

"પણ મારી વાત સાંભળો! ફોજનો વિશ્વાસ ન કરશો. મારી ફોજ–"

"ફોજ?" તિરસ્કારથી કાશીગર બોલ્યો: "અમારે રાયધણુને ઉઠાડીને ફોજનું રાજ્ય નથી જોઇતું. એ ભાડૂતી પગારદારો શું અમારી મુક્તિ કરશે?

નહિ. કચ્છની રૈયત પોતાના રાજાના જુલમમાંથી મુક્તિ મેળવવા કોઇ પણ ભાડૂતી ફોજ વાપરશે નહિ. દરેક કચ્છી જુવાન એ આપણો સિપાહી છે.”

“તમારી વાત સાચી છે.” જમાદાર કાશીગર સામું સન્માનસૂચક દૃષ્ટિ કરતો બોલ્યોઃ “આ માણસ ગમે તેવી મુશ્કેલી તરત જ માપી શકતો હતો. એને અનુકૂળ સ્વરૂપ આપી શકતો હતો. ગમે તે પરિસ્થિતિને ઇચ્છનીય સ્થિતિનું રૂપ આપી લોકોના ઉત્સાહને ટકાવી રાખવાની મુશ્કેલ વિદ્યા તે જાણતો હતો. એ હિંમતવાન અને ચતુર નાયક અને અનુપમ આગેવાન હતો.”

આમ એક પછી એક વાત નક્કી થતી ચાલી. કાશીગરે માંડવી અંજારની સહાય મેળવવા સૂચવ્યું. વાઘા પારેખે—અંજારથી સહાય લઇ ભૂજ પાછા આવી એ સહાય વતી રાયધણને પકડવો એમ નક્કી થયું. તે દરમ્યાન ભૂજ શહેરને રાયધણના ત્રાસમાંથી સંરક્ષવાની જવાબદારી કાશીગરે લીધી. જમાદારે ફોજને રાયધણના કાબૂમાં જતી અટકાવવાનું માથે લીધું. આશકરણને ખર્ચની જોગવાઇ કરવા કામ સોંપાયું.

આમ સહુ નક્કી થઇ રહ્યા પછી કાશીગરે ગંગાને પ્રશ્ન પૂછ્યા. પઠાણો તેને ઉપાડી ગયા પછી તે કેવી રીતે છટકી ગઈ હતી તે કાશીગરને ખાસ જાણવું હતું. ગંગા કલંકિત થઈ છે કે નહિ એ માનસિક વિચારને પરિણામે તેણે અત્યારસુધી ગંગા તરફ દુર્લક્ષ્ય દાખવેલું. ગંગા ઉપર સીતમ ગુજર્યો જ હોવો જોઇએ એમ તે માનતો હતો. હવે નિર્ણય થઇ રહ્યા પછી લોકોનો રાયધણ તરફનો તિરસ્કાર ટકાવી રાખવા તેણે ગંગાને પ્રશ્નપરંપરા કરી.

પરંતુ કોઈએ ન કલ્પેલી એવી ગંગાની કથા નીકળી. ગંગાની લોકપ્રિયતાની માત્રા વધી પડી. ગંગાની સાહસિકતા, કુનેહ અને હિંમતથી ક્ષણભર સ્તબ્ધ બની ગયેલા કાશીગરે કહ્યુંઃ “ભાઇઓ! જુઓ, આ એક અબળા! અણીને પ્રસંગે પોતાનું કેવું રક્ષણ કરી શકે છે? અને તમે એવી એક છોકરીથી ઓછા ઉતરશો નહિ.”

લોકોએ હર્ષથી આ કથા વધાવી. કાશીગર પોતાનું કાર્ય કરવા ગંગાની સાથે ઉપડચો.

વેગવાળા પાણીપંથા ઘોડાઓના સવારોએ કચ્છને ગામડે ગામડે

સમાચાર પહોંચાડી દીધા કે ભુજના-પાટનગરના મહાજને કચ્છના રાં રાયધણુને પદભ્રષ્ટ કર્યો છે. એને જીવતો કે મૂએલો કેદ કરવાનો નિશ્ચય કર્યો છે. પાટનગરે રાજસત્તા સામે બળવો જાહેર કર્યો અને કચ્છની પ્રજાને તેમાં સહકાર આપવાની વિનંતિ કરવામાં આવી. વાતાવરણમાં ઉત્સુકતા, જિજ્ઞાસા, અલૌકિકતા અને વિજળીક આશ્ચર્યમયતા વ્યાપી રહ્યાં.

---

## પ્રકરણ ૪૭ મું.

---

### અંતનો આરંભ.

સૈયદ મહમદ મહાજનની સભામાંથી ચાલ્યો ગયો અને વિચાર-પરાયણ બની પાછો રાજમહેલ તરફ જવા લાગ્યો.

એકાએક તેના નૂરવિહોણા શ્યામલ મુખ ઉપર કોઇ અગમ્ય લુચ્ચાઇ ચમકી ઉઠી. એની આંખમાં આનંદનો એક ચમકારો આવ્યો. ઉતાવળો ચાલતો સૈયદ દરબારગઢમાં પહોંચ્યો.

રાયધણુની સમીપ એ "ખુદા ખેર કરે" પોકારતો પહોંચ્યો. મસુદ બેઠો હતો. ધિક્કાર અને દ્વેષ એની આંખમાં જલતો હતો. એ કટાક્ષમાં હસતો બોલ્યો: "કેમ સૈયદ સાહેબ? કાંઇ પત્તો?"

"હા! હું જાણી શક્યો છું, એ ગંગા ક્યાં છે તે. તું જા અને પકડી લાવ."

"ત્યારે બોલો! હમણાં જ હું તપાસ કરી લઇશ કે તમે સાચું બોલો છો કે જુઠું?"

ગંગાના પ્રકરણ પછી સૈયદના પીરશાહી દાવા ઉપર રાયધણુને પણ અશ્રદ્ધા ઉપજી હતી. તે આ વિવાદ સાંભળી રહ્યો. મસુદ વ્યંગમાં બોલ્યો: "બોલો, ક્યાં છે એ છોકરી?"

"એ છોકરી અત્યારે જ મહાજનના વંડામાં છે."

"અલ્લાહ બેલી" કરતો મસુદ ઉઠયો. નીચે ચોગાનમાં માંડવીમાંથી નાસી છૂટીને બચેલા કેટલાક પઠાણો ઊભા હતા. તેમને અને બીજા પઠાણોને

લઇ આશરે બસો માણસો સાથે રા' રાયધણનો આ પહેલવાન અંગરક્ષક મહાજનના વંડા તરફ ચાલ્યો.

મહાજનના વંડામાં અત્યારે તો સૂની શાંતિ હતી. મસુદે આમતેમ જોયું. ભાવિના શાંતિભર્યા પરંતુ ક્ષણેક્ષણ ગાજતા લાગતા પડઘા હવામાં ગુંજે છે, વાતાવરણમાં વ્યાપે છે. ભવિષ્યની આગાહી કેટલીક વાર માણસને થઇ જાય છે. મસુદને આજ કાંઇ અકથ્ય, અકલ્પ્ય વૈચિત્ર્ય વાતાવરણમાં વ્યાપેલું લાગ્યું. શામાટે એને એમ થયું તે કોણ જાણે પરંતુ એને મન એક વાત વસી જ ગઇ કે આજના જેવો દિવસ તેણે ભૂતકાળમાં કદિ અનુભવ્યો ન હતો.

મહાજનના વંડામાંથી એ બહાર નીકળ્યો અને શહેર જોવાનો એને વિચાર થયો. એ શહેરના આંતરિક ભાગ તરફ ચાલ્યો.

કોઇ રાક્ષસ કે વૈતાલના લોહીતરસ્યા ત્રાસથી જાણે કે આ શહેર તદ્દન ઉજ્જડ બની ગયું હોય એમ એને ચોપાસ ઉજ્જડ અને અબોલ છતાં પણ ભયંકરતાના ભારથી રૂંધતી ભીષણ શાંતિ વ્યાપી રહેલી લાગી. કોઇ કોઇ વાર કોઈ શેરીને નાકે એને માનવી દેખાયાં પરંતુ જરા પણ બોલ્યા સિવાય એને જોઇને એ માનવીઓ પાછા અદશ્ય થઇ જતાં હતાં. એનું કુતૂહલ વધતું ગયું. એનું હૃદય કોઇ વિચિત્ર ભાવનાથી ધબકવા લાગ્યું. આ શું ?

તે જ દિવસે સવારે બળીને ખાક થયેલા હરજીવન મહેતાના ઘર આગળ તે આવ્યો. કાળા પડી ગયેલા પત્થરોની દિવાલનાં ખોખાં વચ્ચે એકત્ર થયેલા ઈમારતી આટકાટમાંથી આગની નાનકડી જ્વાલાઓ હજીએ જળતી હતી. મસુદ ત્યાં ક્ષણભર ઊભો રહ્યો.

એકાએક એ જળતા મકાનની અંદરથી એક યુવતી બહાર આવી અને મસુદ એને જોઇને કંપ્યો. ગંગા ! બધું ભૂલીને એ આગળ વધ્યો.

ધીમે ધીમે ચક્રાકારે ઉંચે ચડતા ધૂમાડાના કુંડાળાની વચમાં ગંગા ઊભી રહી. અત્યારે એના મુખ ઉપર બાળી નાખનારા વૈશ્વાનર સમું નૂર જ્વાળામુખીની માફક સળગતું હતું. પ્રતાપી અને સત્તાવાહી અવાજે તેણે કહ્યું: “ ખબરદાર ! ”

મસુદ ચમકીને ક્ષણભર જડ જેવો ઊભો રહ્યો. ગંગાએ કહ્યું:

"સાંભળ, ઓ પઠાણ! મને તારા ઉપર રોષ નથી, વેર નથી. મને માત્ર તારી દયા જ આવે છે. હું તને કહું છું કે તું પાછો ચાલ્યો જા!"

મસુદ તિરસ્કારથી અટ્ટહાસ્ય કરતો બોલ્યા સિવાય આગળ વધ્યો. ગંગાએ ફરી વાર કહ્યું: "પઠાણ! મારૂં માની જા. હું તને આ છેલ્લી ચેતવણી આપું છું."

મસુદ તો જાણે સાંભળતો ન જ હોય એમ આગળ વધ્યો. ગંગાએ કહ્યું: "પઠાણ! તારૂં ભાગ્ય તારા હાથમાં."

ગંગાએ કમરમાંથી પિસ્તોલ કાઢી. મસુદ તરફ નોંધી. ચમકેલો મસુદ બે કદમ પાછળ હઠયો અને હવામાં પિસ્તોલની ધૂમાડાભરી ગર્જના ગાજી ઉઠી. ચોપાસથી પઠાણો ઉપર બંદુકોનો વરસાદ મોત રેલાવતો ઉતર્યો.

ચકિત બનેલા પઠાણો શું કરવું એ સમજ્યા નહિ, પરંતુ મસુદ એક ક્ષણમાં સ્થિતિ સમજી ગયો. અત્યારસુધી તે નહોતો સમજ્યો એ માટે એને પોતાની મૂર્ખાઇ ઉપર નિષ્ફળ ક્રોધ આવ્યો. સૈયદ મહમદે એને મોતના મુખમાં ચાહી ચલાવીને ધકેલ્યો હોય એમ એણે કલ્પ્યું. એને પ્રથમથી જ કેમ ન સમજાયું કે ભૂજની વસતીએ બળવો કર્યો છે, એનું કારણ તે સમજી શકયો નહિ!

માંડવીમાં થયેલા ભયંકર અનુભવે તે ડાહ્યો બન્યો હતો. એણે બૂમ મારી: "પાછા! પાછા!" અને દૃષ્ટાન્ત બેસાડવા મસુદ પોતે જ પાછળ પડી દોડવા લાગ્યો. એના પઠાણો એની પાછળ દોડવા લાગ્યા અને ચોપાસ જ્યાંથી નીકળી શકાય, જે વાપરી શકાય તેવાં હથિયાર લઈ માણસ માત્ર નીકળતું મસુદે જોયું. એની નાસતી પઠાણ ટોળી ઉપર ચોમેરથી ગોળી વરસતી હતી. ચોમેરથી લાકડી, તલ્વાર અને ભાલાંના જીવલેણ ઘાઓથી એના પઠાણો પડતા હતા અને "ઘો-ઘો" ના દેકારાથી ગાજી ઉઠેલા રાજમાર્ગ ઉપર આગળ પાછળ કાંઇ જોયા વગર શયદ્મણની અંગરક્ષકની ફોજનો સરદાર જીવ લઇને નાઠો.

આખરે દરબારગઢ દેખાયો. એના ખુલ્લા બારણામાં મસુદ અને એના પઠાણ સૈનિકો પેઠા અને ગઢનાં બારણાં દેવાયાં! ચોમેર ગઢને વીંટી લેતી માનવમેદની ફરી વળી.

થોડી વારે કાશીગર અને ગંગા પણ ત્યાં મારતે ઘોડે આવી પહોંચ્યાં.

"શાબાશ ભાઇઓ! પહેલો ફતેહ આપણી છે. હવે જો જો ગઢમાંથી કોઇ ચલેયું પણ બહાર નીકળી શકે નહિ. ગંગા! તું આગળની ચોકીએ રહે. હું દરબારગઢની પાછલી ચોકીએ જઉં છું."

પછી તે લોકો તરફ ફરીને બોલ્યોઃ "ભાઇઓ! હવે હમણાં કોઇએ ઘેર જવાનું નથી. ખાવાપીવાનો બંદોબસ્ત અહીં. અંદરના આદમીઓ તાબે ન થાય ત્યાંસુધી આપણે અહીં જ રહેવું છે, અહીં સૂવું છે, અહીં જ રહીને ગઢ ઉપર ચોકી કરવી છે."

ચોમેરથી હર્ષના નાદો ગાજી ઉઠયા. દરબારગઢ ઉપર પાટનગરની રૈયતના બળવાવીરોનાં થાણાં બેસી ગયાં. રાયધણ દરબારગઢમાં પૂરાયો!

## પ્રકરણ ૪૮ મું.

### દરબારગઢ કબજે થયો.

અંધારી રાતના પહોરનાં અંધારાં ઓગળતાં હતાં. જગત માત્ર શોકના સજેલા વાઘા ઉતારી સોનેરી પાલવ પહેરી શાંતિનો ઉપભોગ કરતું હતું. ભૂજને દરવાજે ચાર સો માણસ સુસજ્જ થઇને પડાવ નાંખી પડયું હતું. એ માણસો અંજારના મેઘજી શેઠે ભૂજની મદદે મોકલ્યાં હતાં. વાઘજી પારેખને તેની આગેવાની સોંપવાની હતી. અત્યારસુધી તેનો આગેવાન કોરો શેઠ હતો.

ઉષા ઉઘડી અને મોકલાયેલા સંદેશાથી ઉતાવળા આવી પહોંચેલા વાઘજી પારેખની સરદારી નીચે આ કટક દરબારગઢ તરફ ઉતાવળી કુચે રવાના થયું.

આ કટકનો કોઈ આદમી ભાડુતી નહોતો. અંજારની નાગરિક નવયુવાની હથિઆર સજી ઉછળતી આવી હતી. રાયધણને પરહેજ કરી કચ્છની પ્રજાને જાલીમ રાજસત્તાના નાગપાશમાંથી મુક્ત કરાવવાના તેમને મનોરથ હતા. એમને દ્રવ્યની પરવા નહોતી. એ ચારસોય મેઘજી શેઠની ઇચ્છા માત્રથી જ પોતપોતાને ખરચે તૈયાર થઇ ઘરબારની અને સંસારની માયાને સાપની કાંચળી માફક ઉતારી દઇ ચાલી નીકળ્યા હતા.

દરબારગઢના નાકા આગળ કાશીગર ગોસાંઇ એમને મળ્યો. વાઘજી પારેખે કાશીગરને બોલાવ્યો. અંજારથી આવેલી લડાયક વ્હારની ખબર કરી અને એ બહારથી દરબારગઢને કબજે કરી અંદર પ્રવેશ કરી રાયધણને કબજે કરવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

કાશીગરે એમનો વિજય ઇચ્છ્યો. દરબારગઢનાં બંધ થયેલાં સિંહદ્વારો ઉપર અંજારના માણસોએ સખત હુમલો કર્યો.

કાશીગર એક વાત જાણતો હતો કે ભૂજની વસતીનાં સાધન અને શક્તિ દરબારગઢની અંદર સામે મુખે લડે એટલાં વિપુલ અને વ્યાપક નથી. એણે પોતાના માણસોની શક્તિ માપી લીધી હતી. શેરીઓમાં હુમલા કરી રા'ના પઠાણોને કાયર કરવામાં તેઓ અદ્વિતીય હતા; પરંતુ ત્યાં જ તેમની મર્યાદા હતી.

સિંહદ્વાર તોડીને વાઘજી પારેખ, કોરો પારેખ અને તેના સાથીતો રાજમહેલમાં પેઠા. કાળો કોલાહલ થઇ રહ્યો. હાથોહાથની ઝપાઝપી કરી મહેલનો નીચેનો ભાગ વાઘા પારેખે સર કર્યો.

ભયથી કંપતા રાજપરિચારકો ઉપરના ભાગમાં બેઠેલા રાયધણ પાસે દોડી ગયા. સિંહદ્વારના ભંગની વાત કરી. લોકો અંદર આવી ગયા છે, ઉપર આવે છે, એ બધી બાતમી આપી.

હતભાગી એ રજપૂતરાજના સલાહકારો અત્યારે તો માત્ર બે જ હતા. પરંતુ એ બેમાંય સંપ ન હતો. મસુદ અને સૈયદ મહમદ એક બીજાના હરિફ હતા. એક બીજાનો સંદતર વિનાશ જોવાને છેલ્લા બે દિવસમાં તત્પર બન્યા હતા.

મસુદે કહ્યું: "કાં પીરસાહેબ! હવે તમારો ચમત્કાર બતાવો તો ખરા! આ લોકો ખુદ રા' બાવાને મારવા ચડી આવ્યા, ત્યારે તો તમારો ઇલ્મ વાપરો!"

સૈયદ મહમદે જે દિવસે પોતે ઇલ્મી હોવાનો દાવો કર્યો હતો તે દિવસને શ્રાપ દીધો, મસુદને માનસિક ગાળો દીધી, અને જરાય બોલ્યા સિવાય એ ચૂપ થઇને ઊભો રહ્યો.

રાયધણ આશાથી સૈયદ મહમદ તરફ જોઇ રહ્યો હતો. એના પીરસાહેબ માટે જ આ કચ્છની પોતાની રજપૂત ગાદીને તેણે ભયંકર

જોખમમાં મૂકી હતી. આજ એની સૌ સેવાનો પીરસાહેબ કાંઇ પણ બદલો નહિ આપે?

મસુદના મુખ ઉપર અવર્ણનીય તિરસ્કાર વ્યાપ્યો. સાહસિક માણસ જેવો ધિક્કાર નીચ ખટપટી તરફ દાખવે એવો ધિક્કાર એના મુખ ઉપર છવાયેલો જોઇ સૈયદ ધ્રૂજી ઉઠ્યો.

"બાવા! આ ફકીરમાં કાંઇ વળે એમ નથી! એ નથી પીર અને નથી કોઇ ઓલીયો! એ તો એક સ્વાર્થી–ધર્મની છાપ નીચે ધર્મનો અને કુરાનનો વેપાર કરનારો! આવા એક પામર માનવી માટે તમને તમારી ગાદી ગુમાવવાની તક આવી! લ્યાનત છે એવા નીચ ઉપર!"

રાયધણ ભયંકર ક્રોધથી સળગી ઉઠ્યો. એનું અંગેઅંગ ભયાનક રોષથી કમકમવા લાગ્યું.

"મસુદ! મારૂં જે થાય તે! પણ આ નીચ શયતાનને અત્યારે ને અત્યારે અહીંથી રવાના કર! જો તું જીવતો રહે તો એની માલ-મિલ્કત લૂંટી લેજે."

એકાએક રાયધણના મુખ ઉપર ખૂનની લાલ લાલી તગતગી આવી. એની આંખમાંથી ચમકી ઉઠ્યું. એણે તલ્વાર લીધી. સૈયદ ઉપર તોળી. મસુદે એ તલ્વાર ઝીલી લીધી.

"આવાના ઇન્સાફ આટલા સહેલા ન હોય! મારા ખાવિંદ! મારૂં માનો! આને બહાર કાઢી મૂકો. લોકોનો ગુસ્સો એના ઉપર ઉતરશે. એ લોકો આ સૈયદને જે શિખામણ શીખવશે તે તમે કે હું નહિ શીખવી શકીયે."

સૈયદને એક પણ શબ્દ બોલવાની તક આપ્યા સિવાય મસુદે બહાર ધકેલી દીધો અને સૈયદ મહમદ કે જે આ ક્રાન્તિનો આદ્ય સર્જક હતો તે લોકોના ટોળામાં જઈને ઉભો રહ્યો.

એને પોતાની વચ્ચે જોઇને લોકોએ લોહીતરસી કારમી કીકીયારી કરી. એ કીકીયારી સાંભળી રાયધણના ચહેરા ઉપર ક્રૂર હાસ્ય છવાયું. એણે મસુદ તરફ નજર કરી. મસુદે કહ્યું: "બાવા! તમે માથે ચડી જાઓ. હું પઠાણ છું. મારી સાથે મારા પઠાણ સાચીતો છે. અમારામાં લોહીનું ટીપું હશે ત્યાંસુધી તમને કોઈ આંગળી અડકાડી શકશે નહિ."

---

# પ્રકરણ ૪૯ મું.

## બલિદાન.

દરબારગઢનો નીચેનો બધો ભાગ કબજે કરી, રાયધણના જે જે પરિચારકો હસ્તગત થયા તેમને દરબારગઢ બહાર કાઢી મૂકી વાઘજી પારેખની સરદારી નીચેનું આ આખું કટક પરશાળના મોટા દાદર આગળ એકત્ર થયું. એ એ જ દાદર હતો કે જેની ઉપર દેવચંદ શેઠનું ખૂન રેડાયું હતું, જેની એક પગથી ઉપર કચ્છનો એ સમર્થ કામદાર ખટપટી મોતની સજાને પામ્યો હતો.

ધમધમ કરતા ચારસોય માણસો વારાફરતી ઉપર ચડી ગયા ! જરા પણ વધારે પડતા કોલાહલનો અભાવ તેમની સુદૃઢ મનોદશા વ્યક્ત કરતો હતો અને ઉપરના મેડા ઉપર છૂપાયેલો રાયધણ ક્ષણેક્ષણે ધ્રૂજી ઉઠતો હતો.

“ ચાલો દિવાનખાનામાં ! ” વાઘજી પારેખ બોલ્યો: “ ત્યાં રાયધણ હશે. ”

બધા દિવાનખાના તરફ ચાલ્યા, પરંતુ દિવાનખાનું ખાલી હતું. કોરો પારેખ તિરસ્કારથી હસીને બોલ્યો: “ ધન્ય છે એ રાજવીને કે જેને પોતાના જ મહેલમાં પોતાના એક વારના વફાદાર પ્રજાજનોથી નાસવું પડે છે. ”

એકાએક દિવાનખાનાનાં બારણાં ધડાધડ ઉઘડી ગયાં. એક દ્વારમાં ભયંકર રાક્ષસ સમો લાગતો મસુદ ભયાનક હાસ્ય કરતો ઊભો હતો.

“ આવો, શેઠીયાઓ ! ” કઠોરતાથી તે બોલ્યો: “તમારા સ્વાગતની તૈયારી પણ થઇ રહી છે. ”

મસુદે ચોક્કસાઇથી પોતાની બંદૂક નોંધી. ચોમેર એની ધૂમાડાભરી ગર્જના પડઘા પાડી રહી. વિખરાતા ધુમાડામાં બીજાઓએ જોયું કે વાઘજી પારેખને ગોળી વાગવાથી એ જખમી થઇ નીચે પડ્યો હતો અને જખમમાંથી લોહી વહેતું હતું.

એકાએક ચોમેરથી ધડાધડ અવાજ કરતાં બારણાંઓ, બારીઓ ઉઘડી ગયાં. ચોપાસથી બંદૂકો મોતની ધારે લોહીનો વરસાદ વરસાવતી ગાજવા-ત્રાડવા લાગી.

"બીરાદરો! કોઈ હઠશો મા! ભલે આપણે અહીં હણાઈ જઈએ." કોરા પારેખે ગર્જના કરી. બીજી જ ક્ષણે છાતીમાં વાગેલી ગોળીથી નિષ્પ્રાણ થયેલો એ શેઠ જમીન ઉપર પડ્યો. એ સાંકડા ખંડમાં હથિઆર વપરાય એવું ન હોતું. ચોપાસથી બંદૂકો ગાજતી હતી.

એક પણ માણસે ભયની એક પણ ચીસ ન પાડી. એક પણ માણસ પોતાના સ્થાન ઉપરથી ખસ્યો નહિ. બધાએ અડગ પહાડ જેવા અણનમ ઊભા રહ્યા. એ ચારસોમાંથી કોઇ બચ્યો નહિ, કોઈએ બચવા પ્રયાસ પણ ન કર્યો.

રાજસત્તાના કરાળ યજ્ઞમાં હોમાયેલાં એ બલિદાનને રાયધણ જોઈ રહ્યો. શબોના ગંજ ઉપર કોઇ ભયંકર વૈતાલ આત્મસંતોષથી જોતો હોય એવો એ રાજવી રંજ પણ અફસોસ, રંજ પણ ક્ષોભ વગર જોઈ બોલ્યો:

"દરેકે દરેક બળવાખોરનો આ ફેંજ હું કરવાનો છું. મસુદ! હવે જા. તારા પઠાણોને લઇ આ ચારસોય શબને દાટી દે. જગત જાણશે–કચ્છની પ્રજા પણ પાઠ ભણશે કે રાજાની વચમાં આવનારાની શી દશા થાય છે."

મસુદે પોતાના પઠાણો લીધા. ચાર સો શબોને ગાડાંઓમાં ભરાવ્યાં અને શહેર બહાર આ ચારસોય શબોને દાટી દેવામાં આવ્યાં. એમને અગ્નિસંસ્કાર પણ કરવા દેવામાં આવ્યો નહિ.

મસુદના નિર્વિધ્ન માર્ગમાં કોઇ ન આવ્યું. સારાયે એ ભયત્રસ્ત શહેરમાં ત્રાસનો ભયંકર સન્નાટો છવાઇ ગયો. એ ત્રાસને વધારે સ્થિર કરવાના ઉપાયો યોજવામાં–વિચારવામાં રાયધણે એ આખી રાત્રિ ગુજારી.

હવે એની પાસે પૈસો પણ હતો. મસુદે, સૈયદ મહમદે, દગાથી દ્રોહથી એકત્ર કરેલી લાખોની દોલત લૂંટીને રાયધણના ચરણમાં મૂકી હતી.

અત્યારે રા' નો આનંદ હૈયામાં સમાતો નહોતો. શહેરમાં એના પઠાણો ફરી વળ્યા હતા. ચોમેર નાસભાગ થતી જતી હતી. રૈયતનો ઉઠેલો બળવો ક્યાંએ છૂપાઇ ગયો. એના નાયકો, મહાજનના શેઠો, રૈયતના સશસ્ત્ર બળવાખોરો બધા સૂર્યના બાળતા પ્રકાશમાં ઝાકળના બિન્દુઓની માફક

અદૃશ્ય થયા હતા. રાયઘણ રાક્ષસી આનંદથી થનગનતો હતો. મસુદ એ એનો સંરક્ષક અને મિત્ર લાગ્યો. પઠાણો એને વફાદાર લડવૈયાઓ ભાસ્યા. રૈયત નિર્માલ્ય લાગી. રૈયત ઉપર પોતાની સત્તા જમાવી લઇ એને ફરી વાર ચું કે ચાં કરવાની હિંમત કે શક્તિ ન રહે એવા ભયંકર ઉપાયોની લોહીઆળ વિચારણામાં એ પડયો.

## પ્રકરણ ૫૦ મું.

### ભયનું રાજ્ય.

મસુદે મેળવેલા લોહીઆળ વિજયથી રાયઘણનું ડગમગતું તાજ ક્ષણભર સ્થિર થયું અને પઠાણોની ટોળીની સરદારી લઇ રાયઘણ જ્યારે પોતાના ઉજ્જડ અને નિર્જન લાગતા પાટનગરમાં ફરવા નિકળ્યો ત્યારે તેને પોતાની પુનઃસ્થાપિતા સત્તાનું ગુમાન આવ્યું. એના દૃષ્ટિપથમાંથી નાસી છૂટતા નાગરિકોની વિહ્વળતા જોઇ રાયઘણે પોતાની સત્તાનું સાર્થક્ય માન્યું. પાટનગરમાં ભયરાજ વ્યાપી રહ્યું હતું.

કૃતકૃત્ય થયેલો જાડેજો રજપૂત પોતાના ખૂની દરબારગઢમાં પાછો આવ્યો અને જાહેર ઢંઢેરો ફેરવી પાટનગરે કરેલા બળવાની સજા ફરમાવી ઇસ્લામને રાજધર્મ તરીકે જાહેર કર્યો. દંડની વસુલાતનું કામ મસુદ અને તેના પઠાણોને સોંપવામાં આવ્યું.

જમાદાર ડોસલ વેણ, કાશીગર ગોસાંઇ, સૈયદ મહમદ, મહાજનના શેઠીયાઓ બધા વિદ્રોહી તરીકે જાહેર થયા. એ સૌને જીવતા કે મૂએલા પકડી હાજર કરવાની આજ્ઞાઓ થઇ. સૌની મિલ્કત જપ્ત થયેલી જાહેર કરવામાં આવી. શહેરનાં હથિઆરો સોંપી દેવાની આજ્ઞા અને મૂર્તિપૂજા કરવાની મનાઇ થઇ.

રાયઘણના આ ભયંકર ઉત્સવને ઉન્માદી બનાવવા આ જ પ્રસંગે કાબુલના પાદશાહનો રાજદૂત આવી પહોંચ્યો. કાયમી ખંડણી અને ઇસ્લામના અંગીકારના બદલામાં એક સરસ ફોજ રાયઘણની મદદ મોકલવાનું એણે સ્વીકાર્યું હતું.

રાયધણે સહાય માટે રાધનપુરથી મુસ્લીમ ફોજ નોતરી, મારવાડી મહારાજને નિમંત્રણ આપ્યાં, નવાગનગરના જામને જુના કુળસંબંધ યાદ દેવરાવ્યા, મોરબી સાથે સંદેશા ચલાવ્યા અને કંપની સરકારના એજન્ટ સુંદરજી શીવજી સાથે સહાયકારી ફોજ મેળવવા કોલ કરારો કરવાની વાત ચલાવી. જબ્બર લડાયક તૈયારીઓ સાથેની પરદેશી ફોજને ચોમેરથી કચ્છ ઉપર નોતરી. એ સહુની સહાય ઉપર મદાર બાંધી કચ્છને પગ તળે છુંદી નાંખવાના વિચારો એણે સેવ્યા. એની સતેજ બનેલી આંખો વતી કચ્છના સીમાડા ઉપર પરદેશી ફોજોના પડાવો એણે જોયા અને રાક્ષસી આનંદથી રાયધણનું હૈયું થનગનવા લાગ્યું.

એના ઉદ્યોગને તો ધન્ય જ છે કે એક દિવસ માત્રમાં એણે આ ભયંકર ઇમારતના પાયા નાંખી દીધા. હવે પાટનગરની પ્રજાને વફાદારીના પાઠ શીખવવા તેણે લક્ષ દોરવ્યું.

કાળી કફની પહેરી, પીળા કાળા મણકાની માળાઓ ધરી, ઉઘાડી તલવારે, ભરેલી પીસ્તોલે પઠાણોના સાથમાં તે નીકળ્યો. એક મંદિરમાં પેસી મૂર્તિના કટકા કર્યા. એક ગાય ઉપર તલ્વારના ઘણા જખમો કર્યાં. ચાલી જતી એક અબળાને બળાત્કાર કરવા માટે પઠાણો પાસે પકડાવી. બે ચાર ઘરો ઉઘડાવી મિલ્કત લૂંટી લીધી. એક માણસને ભર બજારના ચોકમાં લટકાવી દીધો અને એક દિવસની નિરંકુશ કાર્યવાહીથી અંતઃસંતુષ્ટ થઇ રાયધણ દરબારગઢમાં પાછો ફર્યો.

પાટનગરમાં ભયરાજ્ય વ્યાપી રહ્યું હતું, ત્યારે ક્યાં ગયા હતા ગઇ કાલે ઉછળતા એના સાહસિક નાગરિકો? ક્યાં ગયા કારીગર અને જમાદાર? ક્યાં ગયા મહાજનના શેઠ?

દરબારગઢમાં થયેલી કત્લે સહુનાં ભાન ક્ષણભર ભૂલાવી દીધાં. કારીગરની આજીજીઓ અત્યારે કોઇએ સાંભળી નહિ. સૌને પઠાણો પોતાની પીઠ પાછળ જ ઊભીને બંદૂકો તાકતા લાગ્યા! મહાજને ઉચાળા ભરી અંજારના રાજમાર્ગ લીધા. રૈયતમાં ચોમેર નાસભાગ થઇ રહી. બળવાવીરોનાં હૃદય ધ્રૂજી ઉઠ્યાં. હતાશ બનેલા કારીગરે પોતાની મહેનતને પાયમાલ થતી જોઇ. ક્ષુબ્ધ હૃદયે એ વીર પુરૂષે પણ અંજારના સીમાડા સાધ્યા અને પાટનગર નિર્જન, ફીક્કું અને બળહીન થઇ ગયું.

સારાયે વાતાવરણમાંથી ભય અને ત્રાસ નીતરવા લાગ્યો. સારાયે હતભાગી દેશને પોતાના હાથ નીચે પછડાતા લાગ્યા.

આ ભયંકર તકનો લાભ રાયધણે તો લીધો પરંતુ એ જ રાત્રે ચોક્કસાઈ અને વિપુલ સંખ્યાથી મિંયાણાઓ ખુદ પાટનગર ઉપર પડયા. ચાર કલાકની આગથી સળગતી તલ્વારથી લાલ રંગે રંગાએલી એમની લૂંટ દરબારગઢની રાંગ ઉપરથી રાયધણ સ્વસ્થ અને બેદરકાર શાંતિથી જોઇ રહ્યો. એના સત્તાના લોભે રાક્ષસી બનેલા હૃદયે મિંયાણાઓની ખુદ પાટનગર ઉપરની ધાડને પણ અભિનંદી. "રૈયત એજ લાગની છે" એ નરરાક્ષસ અધમ હાસ્ય સાથે બોલ્યો.

---

# પ્રકરણ ૫૧ મું.

---

## પ્રજાના પ્રાથમિક હક્કો.

ઉપરના બનાવને કેટલાય દિવસો વહી ગયા હતા.

અંજારની શેરીઓ આજે દૂરદૂરના પ્રવાસીઓથી ગાજતી હતી. કચ્છના ગામેગામના મહાજનના શેઠો આજે અંજારમાં આવ્યા હતા.

ગત પ્રકરણમાં વર્ણવેલા ઘટનાઓ પછી પાટનગરનું મહાજન ત્રાસ પામી ગયું હતું. પરંતુ એક કાશીગર ગોસાંઇ હિંમત હાર્યો નહોતો. એ અંજાર આવ્યો. મેઘજી શેઠને મળ્યો. માંડવી જઈ હંસરાજ શાહને મળ્યો. પતરીના ઠાકોર જીવાજીને મળ્યો. લખપતના થાણદાર તુર્કવાદીનાને મળ્યો. એણે આખો કચ્છ પગ તળે કાઢી નાંખ્યો. ભાયાતોને મળ્યો. ગામગામના શેઠોની એણે મુલાકાત લીધી. એના પ્રવાસ અને પ્રયાસને પરિણામે આખા કચ્છનું મહાજન અંજારમાં એકત્ર થયું.

આકાશમાં મધ્યાહ્નનો ભાનુ રેતાળ પ્રદેશમાં સાધારણ બને છે તેમ ભયંકર તાપ વરસાવતો હતો. તે વખતે મેઘજી શેઠને ઘેર બધા એકઠા થયા હતા.

"ભાઇઓ ! મહાજનના શેઠો ! કચ્છના માલીકો." કાશીગરે વાત શરૂ કરી: "આજ તમારે બધાએ એકત્ર મળીને વિચાર કરવાનો છે. આ

રાજ્ય કેવું હતું, કેવું થઈ ગયું છે, કોના પાપે એની અધમ અવદશા થઇ છે અને એનો ઉપાય શું? એ બાબતો ઉપર તમારે વિચાર કરવાનો છે."

"કારીગર!" ભૂજનો આશકરણ બોલ્યો: "આપણે સૌ જાણીએ છીએ કે રાજાના પાપે આ બધું થઈ રહ્યું છે. એ રાજાને પદભ્રષ્ટ કરવાનો પણ ભૂજના મહાજને વિચાર કર્યો હતો. પરંતુ આપણી પાસે નથી ફોજ. ભૂજના દરબારગઢમાં વાઘજી પારેખ અને એના ચાર સો માણસોની ભયંકર કત્લ થઇ ગઇ. આવા સંયોગો છે."

"તો પછી ભૂજનું મહાજન ભલે અંજાર રહે." મેઘજી શેઠ બોલ્યો.

"નહિતર ચાલો માંડવી!" હુંસરાજે પણ આમંત્રણ દીધું. એ વાત ઠીક લાગે છે. આપણે ભૂજ છોડી દેવું જોઇએ." વૃદ્ધ પુનમચંદ બોલ્યો.

"જમાદાર! ડોસલ વેણ કાકા! તમે શું કહો છો?" કારીગરે તેના તરફ જોઇને કહ્યું.

"હું શું કહું? મારી દુનિયા બધી ઉંધી વળી ગઇ છે. મને ફોજ આપશો તો પરદેશી દુશ્મનોને હું કાઢું. બાકી રાયધણને હું હવે રાજા પણ ન સ્વીકારૂં. બીજું મારાથી કશુંય ન થાય."

"તમે બધા આમ હતાશ થઇને બેઠા છો." કારીગર ધીમેથી બોલ્યો: "મહાજન તો ચૂડી પહેરી બેઠું. તમે આજ બીજા કેટકેટલા ત્રાસોમાંથી મહાજનને નામે બચી જાઓ છો. તમને બહારવટીઆ નથી રંજાડતા. રાયધણ પણ હજી સીધો હાથ નાંખવાની હિંમત નથી કરી શકતો. પરંતુ કચ્છની ગરીબ અને રાંક રૈયતનો વિચાર કરો."

"પણ—" આશકરણ બોલ્યો.

"આશા! વચ્ચે ન બોલ." કારીગર ઉશ્કેરાટથી કંપતો બોલ્યો: "જે અંજારે કર્યું, માંડવીએ કર્યું, ભાયાતોએ કર્યું તે આપણે રૈયત શા માટે ન કરી શકીએ?"

"ભાયાતો આપણી સાથે નથી. જો, કોઇ આવ્યું છે? અને ફોજ ક્યાં?" એક શેઠ બોલ્યો.

"ફોજ! ફોજ! આખી રૈયત આપણી ફોજ છે. જેને અન્યાય સાલે છે, જેમણે અન્યાય સહ્યો છે, એ સહુ આપણા સિપાહીઓ છે."

"તો પછી પાટનગરમાં જ કેમ ન ફાવ્યા ?" એક શેઠે કટાક્ષ કર્યો.

"પાટનગરમાં અમે ન ફાવ્યા તેનું કારણ એક છે. આપણામાં સાહસ છે, હિંમત છે, પરંતુ વ્યવસ્થા નથી. હું કહું છું કે તમે મને માણસો આપો. પહેલાં પારેખને આપ્યાં તેટલાં જ આપો અને જોઇ લો કે હું ફાવું છું કે નહિ? આપણને વ્યવસ્થા રાખતાં આવડતી નથી. આપણે આજ્ઞા પાળતાં શીખ્યા નથી. આપણે આગળ-પાછળનો વિચાર કરતાં શીખ્યા નથી. હું તમને કહું છું અને મારી આ વાત ઉપર ઉંડો વિચાર કરજો કે રાજાને પદભ્રષ્ટ કરવો એ પ્રજાનો પ્રાથમિક હક્ક છે. જે રાજા નથી પણ રાક્ષસ છે, જે રામ નહિ પણ રાવણ છે, ત્યાં ત્યાં આપણે બધાયે વિભીષણનું જ અનુસરણ કરવાનું છે. જો તમે અત્યારે જાહેર કરો કે કચ્છના કોઇ પણ મુલક શહેર કે ગામ ઉપર રાયધણની સત્તા હોવાનો મહાજન ઇન્કાર કરે છે તો હું તમને બતાવી દઉં કે રાયધણ સાથે કેવી રીતે કામ લેવું."

"તો પછી પહેલાં રાયધણ સાથે કામ લઇને પછી જ જાહેર કરીએ તો?" પૂનમચંદ ધીમેથી બોલ્યો.

"નહિ! તો તો આપણે દ્રોહ કર્યો કહેવાય. પહેલાં જાહેર કરો અને પછી લડો. એ લડાઇ આપણા હક્કની છે. એ ખુલ્લી લડાઇ છે. લડતી વખતે પ્રજા જાણશે કે તેની સ્થિતિ શું છે."

"કદાચ એમ માનો કે અંજાર અને માંડવીને પગલે પગલે ચાલી અલગ પડીએ તો?" મેઘજી શેઠે પ્રશ્ન કર્યો.

"તો! તો સ્વચ્છંદતાના એ વાતાવરણનાં બંધન શિથિલ થતાં રાયધણ પરદેશીઓની સહાયથી આપણને કચડી નાંખશે."

"તો એમ માનો કે તમે કહો છો એવું જાહેરનામું બહાર પાડીને રાયધણ સાથે કામ લેવાનું તમને સોંપીએ તો?" હંસરાજે જિજ્ઞાસા બતાવી.

"તો હું સંપૂર્ણ વિચારથી કામ કરીશ. મારી યોજના સાંભળો. હું લડવૈયો નથી અને યુદ્ધના સ્થાપિત અને સિદ્ધ મનાયેલા કાનુનો જાણતો નથી. એ વાત મારા લક્ષમાં છે. હું માનું છું કે કામ પાર ઉતારવામાં જ ખુલ્લા પડવામાં શ્રેય ન હોય તો ખુલ્લા પડવામાં માનતો નથી. મારા દુશ્મનો ઉપર ઘા કરવામાં માનું છું. મારા માણસો ન મરે અને દુશ્મનના

માણસો ત્રાસી ઉઠે, એવી રીતે હું કામ લેવાનો છું. હું વાઘજી પારેખની માફક કપાવાનો નહિ, ફસાવાનો નહિ. હું વ્યવસ્થાને માનું છું. વ્યવસ્થા વગર એક પણ કામ સાંગોપાંગ પાર ઉતરતું મેં જોયું નથી. મારી આજ્ઞા અક્ષરશઃ પાળે એવા માણસો મને આપો."

"પછી ?"

"તમે બન્ને અહીં રહો. તમારી નજરે તમે જોઇ શકશો કે જગતમાં જેને શૂરવીરતા, સાહસિકતા અને ફતેહ કહેવાય છે તે માત્ર સંગીન વ્યવસ્થાનાં જૂદાં જૂદાં સ્વરૂપો જ છે."

"તો ભાઈઓ !" મેઘજી શેઠે કહ્યું : "મારો એ મત છે કે કાશીગર મહારાજને આપણે એ માગે એટલા માણસો આપીએ."

"ક્યાંથી ?"

"હું મારી પાસેથી આપીશ. તે દરમ્યાન આપણે આખા દેશને જાહેર કરીએ કે રાયધણને અમે પદભ્રષ્ટ કર્યો છે. કાશીગર મહારાજ જો ફાવે તો આપણે આખા રાજ્યનો બંદોબસ્ત ઉપાડી લેવો. ન ફાવે તો ભૂજના મહાજનને અને બીજા જે જે કોઇ ઇચ્છે તે સૌને અંજાર કે માંડવીમાં રહેવાની મારે કે હંસરાજે સગવડ કરી આપવી."

"હા, એ વાત ઠીક છે. કાશીગર મહારાજના સમાચાર આવે ત્યાં-સુધી આપણે બધાએ અહીં જ રહેવું.

"હા, એ ઠીક છે મહારાજ ! જાઓ, અને મા આશાપુરા તમને ફતેહ આપે !"

## પ્રકરણ પર મું.

### આખરે ગીરફતાર !

દરબારગઢને ચોતરફથી ઘેરી લઇને કાશીગર ગોસાંઇ દરબારગઢની દિવાલોથી થોડે છેટે પોતાની છાવણી નાંખી પડ્યો હતો. દરબારગઢનો બહારનો સર્વ વ્યવહાર તેણે તોડી નાંખ્યો હતો. સાથે સાથે પાટનગરના પ્રજાજનોમાંથી તેણે જુવાનીયાઓ તૈયાર કર્યા હતા. તેઓ પાટનગરમાં

ચોકી કરતા, લોકોના જાનમાલનું રક્ષણ કરતા અને શહેરના કિલ્લાના દરવાજાઓ સાચવતા હતા.

કાશીગરે દરબારગઢનો નીચેનો ભાગ પણ કબજે કર્યો હતો. પોતાના પઠાણો સહિત રાયધણ ઉપરના ભાગમાં કબજે થઇ ગયો હતો. અત્યારસુધી રાયધણ કે મસુદ એમાંથી કોઇને ખાસ ગભરામણ ન હતી. કાશીગરના માણસોને વાઘજી પારેખના લોહીઆળ માર્ગે મોકલી દેવાની તેઓએ દરેક દગાખોર અને ખૂની તૈયારી કરી.

પરંતુ જ્યારે કાશીગર કોઈ પ્રકારની સીધી લડાઇને આમંત્રણ નહિ આપતાં માત્ર કબજે કરેલા દરબારગઢ ઉપર સખત પહેરો રાખીને બેઠો રહ્યો ત્યારે રાયધણને મુંઝવણ થઈ.

ઉપરથી નીચે આવવાના તમામ માર્ગો ઉપર કાશીગરના માણસોના ચોક્કસ પહેરા લાગી ગયા હતા. ઉપરથી નીચે અવાય તેમ ન રહ્યું.

હવે મસુદે ઉપરના ભાગમાંથી ગોળી બાર કરવાની આજ્ઞા આપી. કાશીગરના માણસોએ દરબારગઢની પરશાળમાં, ઓરડામાં આશ્રય લીધો પણ મસુદના ગોળી બારનો કોઇએ જવાબ આપ્યો નહિ.

આમ એકાદ દિવસ ચાલ્યું અને રાયધણને પોતાના ભયંકર નાગપાશમાં સપડાવ્યો હતો તેમાંથી મુક્તિ મેળવવાનો માર્ગ કાઢવા એણે પઠાણોને કેસરીયાં કરવાં સૂચવ્યું.

પણ દુશ્મનોનો સામનો કેવી રીતે કરવો? નીચે ક્યાંથી જવું? એવો એક પણ માર્ગ નહોતો, એવી એક પણ છૂપી જગ્યા ન હતી, કે જ્યાં કાશીગરના માણસોના પહેરા ન હોય! હવે શું?

કાશીગરના માણસો ઉતાવળા થતા હતા, તેઓ ઉપર ચડી જવા માંગતા હતા, પણ કાશીગરની મક્કમ આજ્ઞાએ એમને રોક્યા.

"ભાઈઓ!" તેણે સખત અવાજે કહ્યું: "આંબા ઉપર કેરી છે. કાચી તોડીએ અને ખાઇએ તો દાંત ખાટા થાય. પાકશે એટલે એની મેળે પડશે."

રાયધણે કાશીગર પાસે એક દૂત મોકલ્યો. કાશીગરને લાલચ આપીને ફોડવાને માટે દરબારગઢના ચોકમાં એ દૂતને કાશીગરે લટકાવી દીધો.

ઉપર અનાજ ખૂટયું. પાણી પણ ખૂટયું. કેરી પાકવા આવી. રાયધણના સમાધાનીના સંદેશાની પરંપરા વધવા લાગી.

અને કાશીગરે જવાબ દીધો: "સમાધાન કરવાનું મારા હાથમાં નથી. હું તો પહેરેગીર છું. સમાધાન જેને કરવું હશે તે આવશે."

રાયધણ અને મસુદે મસલત કરી. અત્યારે એ બન્નેને વ્યક્તિગત સલામતીની એટલી તો ઇંતેજારી હતી કે એ બે વ્યક્તિઓ હવે એક આંખે જોઈ શકે એમ ન હતું! એ મસલતનું પરિણામ કાંઇ ન આવ્યું.

મસુદ પોતાની સ્થિતિ વિચારતો હતો. રાયધણ ગિરફતાર થાય પણ પોતાનું શું? તેણે આચરેલા અનેક ત્રાસો જોતાં પ્રજા તેને જીવતો મૂકે ખરી?

આખરે એની મનોમીમાંસાના નવનીતરૂપે એણે જાતે કાશીગરની મુલાકાત માંગી અને બન્ને એકત્ર મળ્યા. મસુદે પોતાને સલામત જવા દેવાની શરતે પોતાના પઠાણો સહિત દરબારગઢ છોડી જવાની ઇચ્છા જાહેર કરી.

હર્ષ જેના હૃદયને સ્પર્શ કરી શકતો જ ન હોય એવા કાશીગરે મસુદની માંગણી સ્વીકારી અને એ જ મધરાતના અઘોર પહોરમાં સર્વત્ર સૂની શાંતિ છવાઇ ગઇ હતી અને ઇશ્વરનું રચેલું આ જગત જાણે જડ થઇ ગયું લાગે એવા સમયે મસુદ અને તેના પઠાણોની ટોળી દરબારગઢ છોડીને ચાલી ગઇ. તેમને સલામત જવા દેવામાં આવ્યા. દરબારગઢમાંથી નીકળેલી એ આખી ટોળી પોતાના ભયંકર અને રાક્ષસી નાયક સાથે ઇતિહાસના તિરસ્કારભર્યા અંધકારમાં ઓગળી ગઇ.

અંજારમાં સમાચાર પહોંચ્યા અને પોતાની શિરબંદી સાથે મેઘજી શેઠ આવી પહોંચ્યો. દાદર ગોઠવી દેવાયો. ઉપરના ભાગમાં મેઘજી શેઠની લડાયક યોદ્ધાઓની આખી શિરબંદી ગોઠવાઇ ગઈ. મધ્ય ખંડમાં રાયધણ બેઠો હતો. તેની પાસે મેઘજી શેઠ અને કાશીગર ગોસાંઇ ગયા.

મખમલના મુલાયમ આસન ઉપર પોતાના હાથની મરણમુઠ્ઠી વાળી રાયધણ એકલો બેઠો હતો! ઉજ્જડ બની ગયેલા એના સફેદ ચહેરામાંથી એની આંખ ઉન્માદ અને ધૂનનો અંગાર વરસાવતી લાગી. આખી રાતની મનોવ્યથાથી એણે પોતાના હોઠો દાંત વચ્ચે ખૂબ જોરથી દબાવ્યા

હતા. એમાંથી નીકળતા લાલ લોહીથી એનાં વસ્ત્રો રંગાયાં હતાં ! નિરાશા, પરાજય અને હારેલા જુગારીની પત્થરની જડ પ્રતિમા સમો એ મૂક-મૂઢ બેઠો હતો. તે બેઠો જ રહ્યો. કોઇએ તેને બોલાવ્યો નહિ. કોઇને તેણે બોલાવ્યા નહિ. પોતાની શિરબંદીને રાયધણની સોંપણી કરી મેઘજી શેઠ તેના તરફ ફરીને શાંત નિર્લેપતાથી બોલ્યો:

"રાયધણ ! તમે અત્યારથી મારા કેદી છો. તમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા છે. આ જ દરબારગઢમાં તમને અલગ રાખવામાં આવશે. રાજ્યનો વહિવટ હવે અમે અમારે હાથે કરી લેવાના છીએ."

પછી તે કાશીગર તરફ બોલ્યો: "ચાલો મહારાજ! આપણે હજી ખૂબ વિચારણા કરવાની છે. તેમાં અમને તમારી સલાહની જરૂર છે."

મેઘજી શેઠ અને કાશીગરને એક સાથે ચાલ્યા જતા જોઇ રાયધણે એક ઉંડો નિઃશ્વાસ મૂકયો. એ બન્ને એના મહાન શત્રુઓ હતા. એ દેખાતા બંધ થયા એટલે એના મુખમાંથી નીકળી ગયું: "અલ્લાહ ! અલ્લાહ ! તોબાહ ! તોબાહ ! દયા કર !"

કચ્છનો પદભ્રષ્ટ રાજવી બેભાન થઇ પોતાના દિવાનખાનામાં પડયો.

---

## પ્રકરણ ૫૩ મું.

---

### બાર ભાયાનો કારભાર.

સારાયે કચ્છમાં દાવાનળની માફક વર્તમાન ફરી વળ્યા કે આખરે રાયધણને ગિરફતાર કરવામાં આવ્યો છે. ચોમેરથી પ્રજાજનો પાટનગરની યાત્રાએ જવા ઉપડયાં. ચોમેર ઉત્સાહ, આનંદ અને વિજયની ભાવના છવાઇ ગઇ.

સારાયે દેશના અગ્રગણ્યો પાટનગરમાં મેઘજી શેઠની સૂચનાથી એકત્ર થયા. આમ વર્ગની એ સભામાં મેઘજી શેઠે વાત માંડી : "ભાઇઓ ! આજે કચ્છ કલંકમુક્ત થયો છે. આજે રાયધણ કેદ થયો છે. એની સત્તા હવે રહી નથી, હવે રાખવાની પણ નથી. તેના સૈયદ મહમદ અને મસુદે

એને સાથ આપ્યો નથી. એઓ સૌ આ દેશ છોડી ચાલ્યા ગયા છે. હવે આ કચ્છનું રાજ્ય કેવી રીતે ચલાવવું એ આપણે નક્કી કરવાનું છે."

"રાયધણના ભાઇને બેસાડો ગાદીએ." એક શેઠે સૂચના કરી.

"દિવાન આપણે કહીએ તેને નીમે." બીજાએ સુધારો સૂચવ્યો.

પોતાના આસન ઉપરથી છલંગ મારી કાશીગર ઊભો થઇ બોલ્યોઃ "નહિ, એમ નહિ બને. હું કહું છું કે રૈયતે પોતાનો કારભાર હવે જાતે કરવો જ જોઇએ. શામાટે આપણે રાજા રાખવો જોઇએ ? "

"પણ કાશીગર—" આશકરણ બોલ્યો.

"નહિ, એમાં 'પણ' નહિ અને 'બણ' નહિ. શામાટે પાંચ લાખ માણસની જીવનદોરી અને આબરૂની સાચવટ આપણે એક રજપૂતના હાથમાં મૂકવી ? રાયધણનો ભાઇ તો બાળક છે. એ જનાનખાનાની બાઇઓ કહેશે એમ ચાલશે અને પાંચ લાખ કચ્છીઓ ઉપર ત્રિયારાજ ચાલશે. તમે જ વિચાર કરો કે તમારી દુકાનોનો, તમારા વેપારનો અને તમારા ઘરનો વહિવટ તમે સારી રીતે કરી શકો કે બીજા ? તો પછી તમારા દેશનો વહિવટ પણ તમારા સિવાય બીજો કોણ કરશે ?"

"પણ રાજા વગર તો રાજ્ય ચાલે કેમ ?" હમીર ભટીએ પ્રશ્ન કર્યો.

"તમારા નામધારી રાજાએ જ આજ દિવસ સુધી કેવો વહિવટ ચલાવ્યો છે તે જુઓ. ઇતિહાસમાં જુઓ કે જ્યારે જ્યારે કોઇ રાજાએ દેશના વહિવટમાં નામ કાઢયું છે ત્યારે ત્યારે એ બધો પ્રતાપ તેના સલાહકારો અને તેના દિવાનોનો છે. એ દિવાનો અને સલાહકારો પ્રજામાંથી જ પાકે છે. શું વસિષ્ઠ ઋષિ વગરના દશરથ, વિશ્વામિત્ર મુનિ વગરના રામ, શ્રી કૃષ્ણદેવ વગરનો યુધિષ્ઠિર મહારાજ, રાજા બીરબલ વગર અકબરશાહ, દેવકરણ વગરનો દેશળ તમે ક્ષણભર પણ કલ્પી શકો છો ? આ જ રાયધણનો કારભાર એક વખત આરંભકાળમાં કયાં વખણાયો નહોતો ? એ દિવાન દેવચંદનો પ્રતાપ. રાજા એ તો નામધારી પ્રાણી છે. લોકોના ધનમાલ ઉપર જીવનારી એક ભયંકર જળો છે. શા માટે આપણે આપણા હાથે આપણા પગ ઉપર પડનારી કુહાડીમાં એક હાથો નાંખવો જોઇએ ? રાજ્યનો ખરો કારભારી દિવાન છે. એવા લાયક દિવાનને તમે નીમો. એ દિવાન ઉપર દેખરેખ રાખવા, સલાહ આપવા આખા દેશના

સારા અને લાયક માણસોનું એક સારું મહાજન તમે નક્કી કરો અને તમને ખાત્રી થશે કે એ મહાજનનો વહિવટ ઘણો સરસ નિવડશે."

સમસ્ત રાજસત્તા ઉપર કુઠારાઘાત કરતા આ વાણીપ્રવાહને આખીએ સભા ક્ષણભર મંત્રમુગ્ધ બની સાંભળી રહી. કાશીગરે દર્શાવેલી નવીન રાજપદ્ધતિથી એમનાં પ્રજ્ઞાચક્ષુ ઉઘડી ગયાં અને એમને એક વિરાટ શક્તિ તથા અદ્દભુત સૃષ્ટિનું ભાન થયું. દરેકના હૃદયમાં મંથન થવા લાગ્યું: "શામાટે નહિ? કાશીગરની વાત ખોટી શી છે?"

કાશીગરે જોયું કે તેના વક્તવ્યની સહેજ અસર થઇ છે. તેથી તે ધીમેથી પરંતુ મક્કમ પગલે સભાની બરાબર વચમાં આવ્યો.

"હું જોઇ શકું છું કે તમારા સૌના અંતરમાં મનોમંથન થઇ રહ્યું છે અને મારી વાત ઉપર તમે બધા ઉંડો વિચાર કરજો. વર્ષોથી, સૈકાઓથી રાજપદ્ધતિ ચાલી આવી છે. એક માણસે લાખો માણસની જીવનદોરી પોતાના હાથમાં રાખી છે અને ધર્મ તથા રૂઢિનું પ્રાબલ્ય સ્થાપ્યું છે. એ ભયંકર અંધારી કે જેથી તમારી આંખો સાથે તમારી બુદ્ધિ પણ બંધ થાય છે તેને ઉતારી નાંખો. જુના ઇતિહાસનાં પાનાં આજ ઉકેલો."

શાસ્ત્રી હરિહર જોષી ઊભા થયા અને બોલ્યા: "મહારાજ! શાસ્ત્રોની વાતો તમે અતીત શું સમજો? રાજશાસન તો મનુસ્મૃતિમાં છે. પુરાણોમાં રામ અને કૃષ્ણને આપણે અવતારો માનીએ છીએ. એ પણ રાજાઓ હતા. મનુસ્મૃતિના આદ્ય પ્રણેતા મનુ ભગવાન પણ રાજા હતા. સર્જનકાળથી ચાલી આવેલી પ્રણાલિકાને અવખોડો મા!"

"કાશીગર! તારી આ છેલ્લી વાત તો હૈયે નથી જ બેસતી હોં! અલબત્ત, કોઈ રાજા જુલ્મી હોય તો એને પદભ્રષ્ટ કરવાનો રૈયતને અધિકાર છે. આપણે એ અધિકારનો ઉપયોગ પણ કર્યો છે. પણ સમૂળ રાજા વગર જ રાજ્ય ચલાવવાનો પ્રયોગ સફળ થાય કે નહિ એ વાત વિચારવા જેવી છે." અંજારના મહાજનના મુખી વૃદ્ધ ટોકરશી ધીમેથી બોલ્યા.

"ભાઇઓ! મને ધીરજથી સાંભળજો. એક ભાઇ એમ કહે છે કે રાજપદ્ધતિ તો સર્જનજુની છે. મનુભગવાન પણ રાજા હતા. આ શાસ્ત્રીજીને જ પૂછું છું કે શું સૃષ્ટિના ઉત્પત્તિકાળમાં જ કોઇ રાજા તરીકે જન્મ્યો

હતો ખરો ? શું મનુ ભગવાનને ઇશ્વરે રાજા તરીકે જન્મ આપ્યો હતો ? શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते। જન્મથી સહુ માનવજાત સરખી છે. કોઇ ઉંચ નથી, કોઇ શ્રેષ્ટ નથી. કોઇ રાજા નથી, કોઈ વિદ્વાન નથી. જન્મ પામેલાઓ જન્મને અંગે સ્થાન પામતા નથી. એના સંસ્કારબળે એ દ્વિજ થાય છે. જે શાસ્ત્રોની આજ્ઞાથી જન્મથી બ્રાહ્મણ કે વાણીયા થવાતું નથી તે જ શાસ્ત્રોને આધારે જન્મથી રાજા કેમ થઇ શકાય ?"

શાસ્ત્રીજી વચમાં બોલ્યા: "એ શ્લોક મૂળ ગીતામાં છે અને તેનો અર્થ—"

"શાસ્ત્રીજી !" કાશીગર બોલ્યો: "તમારી વ્યાકરણલીલા અને ભાષાછળ રહેવા દો. હું કહું છું તેવો અર્થ તેનો થઈ શકે કે નહિ ?"

"અર્થમાં વ્યાકરણનો તો દોષ નથી." શાસ્ત્રીજીએ નાખુશ મને સ્વીકાર્યું.

"તો બસ ! તમારામાં બુદ્ધિ છે, તો મારામાં પણ છે. પુરાણીઓના મનસ્વી તરંગો પ્રમાણે કે બ્રાહ્મણોના વાક્છળ અને શબ્દજાળમાં વિંટાળેલા અર્થો હું સ્વીકારતો નથી. હું કહું છું કે ખુદ પુરાણો જ કહે છે કે લોકોએ મનુ મહારાજને રાજા તરીકે પસંદ કર્યા. આમ આદ્ય પ્રણાલિકા લોકોની સ્વેચ્છામાંથી જ ઊભી થઇ છે. લોકો સ્વેચ્છાએ તેનો નાશ કરી શકે છે."

પછી તે મહાજન તરફ ફરીને શાંતિથી બોલ્યો :

"ભાઇઓ ! તમારે તો આજ વિચાર કરવો છે કે કચ્છનું રાજ્ય હવેથી રાજા વગર ચલાવવું કે નહિ. જે જુલમ વસતીએ સહ્યો છે, જે ત્રાસનો ભયંકર સન્નાટો આજ પ્રજાને મૂઢ બનાવે છે, જે ભયંકરતા તમે આજે વિદારી છે તે સૌને તમે ફરીથી તમારા લોહીના સિંહાસન ઉપર પુનરંકિત કરો તે પહેલાં વિચાર કરજો. જો લોકોમાં જાગૃતિ હોય, ચેતના હોય તો આપણે આપણો કારભાર ચલાવી શકીએ. એમાં વ્યવસ્થાશક્તિનો વિકાસ થશે. જંગબાર, સિંહલદ્વીપ, માડાગાસ્કાર અને અરબસ્તાન સુધી વેપાર કરનારા વેપારીઓમાં એ શક્તિ ન હોય એમ કેમ મનાય ?"

અંદર અંદર ગરમાગરમ ચર્ચા ચાલી. ભાયાત પક્ષ, લશ્કરી પક્ષ અને ખુદ જમાદાર ડોસલ વેણને પણ આ વાત ન રૂચી. પ્રજાવર્ગ, વેપારી વર્ગ સૌને આ વાત ગમી ગઇ.

એક પક્ષના હૃદયમાં કારીગરની દલીલો આરપાર ઉતરી ગઇ હતી. મહાજનના શેઠોને પોતાના વર્ચસ્વની વાત રૂચી ગઇ હતી. વિરોધ પક્ષમાં ભાયાતો, લશ્કરી જમાદારો અને રાજ્યની નોકરી કરી જીવન વીતાવે છે એ પક્ષને પોતાના સિદ્ધ શિરોમણીનું આસન ખાલી રહે એ ન રૂચ્યું.

આખરે આ ચર્ચા બહુ વધી પડી અને ગંભીર ચર્ચા ઉપરથી ગરમ ચર્ચા થવા લાગી. માંડવીનો વહિવટદાર હંસરાજ શાહ ઉઠયો અને બોલ્યો: "ભાઇઓ! આમ અકળાયે કામ નહિ સરે. આપણે તડજોડની જ વાતો કરો. મારી વાત સાંભળો. આપણે કારીગર ભાઈ કહે છે એમ પાંચ વરસ કારભાર ચલાવીએ. આઠ મહાલના મહાજનના આઠ જણ, એક દિવાન, એક દિવાનનો કારભારી, એક લશ્કરનો સરદાર અને એક ભાયાતો તરફથી આમ બાર માણસોનું મંડળ નીમો."

"આમાં તમે શું તડજોડ કરી?" હમીર ભટ્ટી ક્રોધથી ગર્જી ઉઠયો.

"હજી મારી વાત પૂરી સાંભળો. આપણે બે પક્ષમાં વહેંચાયા છીએ. બન્ને પક્ષને કામ કરવાની તક મળે માટે હું કહું છું કે મંડળનો ઉપરી રાખો જમાદાર ડોસલ વેણુને. કોઇને એની તરફ કચવાટ નથી. એ હિંમતવાન છે, બહાદુર છે; એની નિષ્ઠા અને પ્રમાણિકતા નિ:શંક છે. દિવાન તરીકે નીમો મેઘજી શેઠને. એના કુટુંબે રાજ્યની જૂની સેવા બજાવી છે. આપણી આ ચર્ચામાં પણ મેઘજી શેઠે કશીય ભાગ લીધો નથી. એ તટસ્થ છે. એ દિવાન તરીકે સમર્થ કામ કરશે, કારણકે સમર્થ દિવાન દેવચંદ શેઠના એ સહોદર છે. આટલું અમે નમતું આપીએ છીએ પરંતુ સૌથી વધારે નમતું તો અમે આપીએ છીએ લશ્કરનો સરદાર નીમવામાં. અમે કહીએ છીએ કે ફોજનો સરદાર નીમો જાડેજા પૃથ્વીરાજને:"

"અરે શાહ!" કેટલાક આશ્ચર્યના અવાજો ચોપાસથી ઉઠયા.

"એમાં શું?" શાંતિથી મંદ હાસ્ય કરતા હંસરાજે કહ્યું: "પૃથ્વીરાજ રાયધણનો ભાઇ છે એટલું જ કે બીજું? એમાં બે લાભ છે. એક તો આ પંચાયતી કારભાર પાંચ વર્ષ સુધી પ્રયોગ દાખલ આપણે કરવો છે. જો સારૂં ચાલશે તો એ વહિવટ નિભાવવો.

નહિ ચાલે તો તમારે રાજા જોઇશે; તો રાયધણના ભાઇને જ તૈયાર કરવામાં ખોટું શું? એની બુદ્ધિ, શક્તિ, ન્યાયબુદ્ધિ અને દયાભાવ બહુ વખણાય છે. એક તો એને સારો અધિકાર મળ્યેથી ખટપટ નહિ થાય અને બન્ને પક્ષ રાજી રહેશે. ભાયાતો તરફથી હમીર ભટીને રાખો. અમે અમારા જણ નક્કી કરી દઈએ. બોલો, આ વાત તમારે કબૂલ છે?"

"તમારી વાતમાં ખોટું નથી લાગતું." બે–ચાર વિરોધપક્ષી આગેવાનોએ કહ્યું.

"શાસ્ત્રો—" હરિહર જોષી બોલ્યા.

"હવે તારાં શાસ્ત્રોની વાત છોડને!" કાશીગર બોલ્યો: "જેની પાસે શસ્ત્ર હોય તેની જ ગુલામી તારાં શાસ્ત્રોએ આજસુધી કરી છે."

"કેમ કાશીગર! તમને આ વાત રૂચે છે?" હંસરાજે પ્રશ્ન કર્યો.

"હા! મને આ વાત સર્વાંગ સ્વીકાર્ય છે. આપણે તો મૂળ પદ્ધતિના ગુણદોષ જ તપાસવાના છે. આપણે તો એ જ તપાસવાનું છે કે લોકો પોતાનો કારભાર શામાટે નથી કરી શકતા? હું માનું છું કે આપણામાં વ્યવસ્થા નથી અને સામાને નિરર્થક પ્રસન્ન રાખવામાં આપણે ધર્મ જ માન્યો છે: એ સૌ દૂષણો પ્રજાના સ્વભાવજન્ય હોય તો તો એક શાસનપ્રણાલિકા આજ નહિ તો વર્ષો પછી જ આવવાની. તો પછી એ પ્રયોગ આજ જ્યારે આપણને સંપૂર્ણ અનુકૂળતા છે ત્યારે શામાટે ન કરવો? જમાદાર મંડળના ઉપરી હોય, પૃથ્વીરાજ સરદાર હોય, કે મેઘજી દિવાન હોય એમાં મને ખોટું નથી લાગતું. મારે તો જોવું છે એ કે એ લોકો દેશના હિતમાં જ પોતાનું હિત સમજે છે કે નહિ? મને વ્યક્તિ પરત્વે દ્વેષ નથી, વિરોધ નથી; હું તો સંસ્થાનો વિરોધી છું. મારા મતનો પ્રમાણિકપણે અમલ કરે, એની સામે મને વિરોધ ન જ હોય."

"સાબાશ! કાશીગર! તમારી કેટલા સમયની મહેનત આજ સિદ્ધ થઇ છે. હવે તમને અમે આ બાર ભાયામાં રાખવા માંગીએ છીએ." મેઘજી શેઠે કહ્યું.

"ના! હું તો બહાર રહીશ. છૂટો રહીશ. પ્રજાને જાગ્રત રાખીશ. વ્યવસ્થિત બનાવીશ. કચ્છની પ્રજાને તમારા વહિવટ ઉપર જીવતી ચોકીએ બેસારીશ."

"જણ તો ભડ છે!" "એને કંઇ લોભ જ લાગતો નથી." "આવો પુરૂષ કાંઇ રોજ પાકતો નથી." ચોમેરથી પ્રશંસાના ધ્વનિ ઉઠયા.

આમ ઇસ્વી સનની અઢારમી સદીમાં પણ બાર ભાયાના કારભારનાં પ્રજાકીય શાસનના સમારંભ મંડાયા. બાકીની જગાઓ માટે કોને કોને નીમવા તે માટે અંદર ચર્ચા ચાલતી હતી તે દરમ્યાન કાશીગર બહાર આવ્યો.

બહાર માનવીનો મહાસાગર માઝા મૂકી ઉલટયો હતો. ચોમેરથી કાશીગર માટે પ્રચંડ જયગર્જનાઓ ઉઠી. ક્ષણભર એ એનને શાંત રીતે જોઇને ચિત્રવત્ ઊભો રહ્યો.

એનું હૈયું અત્યારે અદમ્ય ઉત્સાહના પ્રચંડ વેગથી ધબકી રહ્યું હતું. એની છાતીમાં ભયંકર મુંઝારો આવ્યો. એ બેભાન થઇ પડયો. થનગનતી એની કાયા જડ થઇ ગઇ. પોતાના સિદ્ધાંતના સંપૂર્ણ વિજયની ઘડીએ કચ્છી ઇતિહાસના એક મહાયુગનો ભાગ્યવિધાતા જે માનવ બંધુઓની સેવા માટે એણે સર્વસ્વ માયાનો ત્યાગ કર્યો હતો તેના ચરણમાં અંતિમ નમસ્કાર કરતો પડયો. કૃતકૃત્ય થયેલો એનો અમર આત્મા ઉડી ગયો! નિશ્ચેષ્ટ એનો દેહ એકલો જ મૃત્યુની શાંતિભરી જડતામાં બંધાઇને ભોંય ઉપર રહ્યો! કાશીગર ગોસાંઇ સ્વર્ગસ્થ થયો!

* * * *

ચોપાસ શાંતિ વ્યાપી રહી હતી. એ વિશાળ માનવમેદની આતુરતાથી ઊભી રહી હતી. તેમને આશા હતી કે કાશીગર કાંઇક બોલશે. એ તીખા અને તેજ સ્વભાવના ભાવનાશીલ માનવીની બુદ્ધિભ્રમ વિદારનારી વાણી સાંભળવાને તેઓમાં ઉત્કટ ઇન્તેજારી હતી.

પરંતુ ત્યાં તો એકાએક કાશીગરને ભોંય ઉપર પડતો તેની આસપાસના માણસોએ જોયો. ઉતાવળથી તેઓ આગળ આવ્યા અને કાશીગરને ઉંચકી લીધો. આસપાસ પ્રતિક્ષણ પડતી ભીડને તેઓએ દૂર કરી અને તેને એક ઓટલા ઉપર સુવાડયો. ટોળામાંથી એક વૈદ આગળ

આવ્યો. કાશીગરની નાડ હાથમાં લીધી. તરત જ મૂકી દીધી. છાતી ઉપર હાથ રાખીને પાછો લઇ લીધો. એના જર્જરિત વદનની રેખાઓ એકદમ નરમ બની ગઈ. એની આંખ શોકથી ઘેરાઇ. ધીમેથી તે બોલ્યો: "હરિ હરિ! હે! રામ!"

વૈદ્યના મુખપરિવર્તનથી, એના આ ઉદ્‌ગારોથી એની આસપાસનો માનવસમાજ જડવત્ બની ગયો. પાછળના માણસોને કાશીગર પડ્યો એની પણ ખબર નથી; પરંતુ એમને લાગ્યું કે "આગળ કાંઇક થયું છે." એટલે "શું થયું?" ના ધીમા પરંતુ અવિરત કોલાહલ વચ્ચે તેઓએ આગળ આવવાના પ્રયાસો કર્યા. ભીડ વધી ધક્કામુક્કી થવા લાગ્યાં.

આગળના ભાગમાથી એક માણસ ઓટલા ઉપર કૂદીને આવ્યો. તેણે ઘેરા અવાજે ત્રાડ મારી: "શાંતિ! શાંતિ!"

એકાએક થયેલી આ સૂચનાથી ક્ષણભર શાંતિ વ્યાપી રહી અને તે મનુષ્યે ફરીથી કહ્યું: "ભાઇઓ! કોલાહલ ન કરશો. કાશીગર મહારાજ બિમાર થઇ ગયા છે."

"હવે એને બિમારી શું? ભાઈ!" વૈદ્ય ધીમેથી બોલ્યો: "મહારાજ તો ગયા!"

"શું?"

"ભાઇઓ! ખેલ ખલાસ, બાજી સંકેલાઇ ગઇ. કાશીગર મહારાજ તો સ્વર્ગે ગયા. એમનો જીવ ઉડી ગયો છે."

માથા ઉપર વિજળીનો ફટકો પડવાથી માણસ જેમ મૂઢ બની જાય છે, એવી મૂઢતાથી સમસ્ત મેદની ક્ષણભર જડ બની ગઇ.

મકાનની અંદર બાર ભાયાના કારભારની બધી વિગતો ચર્ચાતી, ગોઠવાતી હતી, ત્યાં અંદર સમાચાર મળ્યા. સૌએ સભાજનો ઉતાવળા ઉતાવળા બહાર આવ્યા. કાશીગરના મૃતદેહને તેઓએ નીરખ્યો. એમનાં હૈયાં રૂંધાયાં.

"બિરાદરો!" અવિરત સરતાં આંસુને દબાવવાને મિથ્યા પ્રયાસો કરતો જમાદાર ડોસલ વેણ બોલ્યો: "આજ આપણો સાચો મિત્ર ગયો છે કચ્છનો મુકુટ વગરનો સાચો રાજવી આજ ચાલ્યો ગયો. એનું જીવન તમે જાણો છો. એ જીવનનું એક એક કાર્ય એની મહત્તા જણાવે છે,

ત્યાં એની મહત્તા હું શું વર્ણવું? ભાઈઓ! એના આત્માને શાંતિ ઇચ્છો!"

"ભાઇઓ!" હંસરાજ શાહ બોલ્યો: "આ વીરલ મૃત્યુ ઉપર કોઇ શોક કરશો નહિ. મહારાજની ઉગ્ર અને ભવ્ય ભાવનાઓ આજ સાકાર થઇ છે, એ વખતે મહારાજ કૃતકૃત્ય થઇને જીવનસાફલ્યની ઘડીએ સ્વર્ગે ગયા છે! પ્રજાનો એ સાચો શુભેચ્છક હતો. એણે જ બીજા વિશ્વામિત્રની માફક નવી સૃષ્ટિ રચી છે. એણે જ આપણને નૂતન વિચારો, નૂતન ભાવનાઓ અને નૂતન ઉદ્દેશો આપ્યા છે. એ સૌ આપણા જીવનમાં ઉતરે એમ પરમાત્મા પાસે યાચો."

આખીએ માનવમેદની મંત્રમુગ્ધ બની આ વચનો જડ ધ્યાનથી સાંભળી રહી હતી. કાશીગર મહારાજ સ્વર્ગે ગયા! સહુને પોતાનો નિકટનો સંબંધી સદ્દગત થયો હોય એમ લાગ્યું. મેદનીની વચ્ચેથી કોઈ કોઇના ડુસકાં સંભળાયાં અને આખાયે વાતાવરણમાં શોક વ્યાપી રહ્યો.

વાયુના વેગથી સારાયે પાટનગરમાં કાશીગરના મૃત્યુના વર્તમાન ફરી વળ્યા. ચોપાસથી માનવસમાજ ઉભરાવા લાગ્યો.

એની શ્મશાનયાત્રાની તૈયારી થઈ. એની શબવાહિની તૈયાર કરવામાં આવી. એના જ્ઞાતિજનોએ એના મૃતદેહને નનામીમાં ઉંચકયો. એક હાંડલીમાં દેવતા લેવાયો અને એના જ્ઞાતિબંધુઓએ શ્મશાન તરફનો માર્ગ લીધો.

"રામ બોલો, ભાઇ રામ!" તોલડી ઉચકનારાએ ઉપાડયું અને એની પાછળ એ અંતીમ કાળના ચરણને ઉપાડી લેતી સમસ્ત માનવમેદની ચાલી નીકળી.

સારાયે વાતાવરણમાં "રામ! રામ!" ના શોકસૂચક પડઘા ફરી વળ્યા. ક્ષણેક્ષણે ડાઘુઓની વિશાળ સંખ્યા વિશાળતર થતી હતી. શેરીએ શેરીએ અસંખ્ય માણસો આંસુ સારતી આંખે નરવીરની અંતીમ યાત્રા મૂક બની નિરખી રહ્યા હતા.

ડાઘુઓની પાછળ કાળા સાજ સજીને નગરનારીઓ ધીમી અને લાંબી હલકથી રાજીયા ગાતી હતી. શ્રીમંત અને ગરીબ, સ્વામી અને સેવક સૌ એને છેલ્લી વિદાય દેવા ચાલી નીકળ્યા હતા.

શ્મશાન આવ્યું. ચિત્તા ખડકાઇ અને એના દેહને મૃત્યુલોકની છેલ્લી પથારી ઉપર સુવાડવામાં આવ્યો.

જમાદર ડોસલ વેણ છેટે ઊભો હતો. તે સહેજ નજીક આવ્યો. તેણે કહ્યું: "ભાઇઓ! હવે આ ચિતા પાસેથી દૂર ખસી જાઓ. જેને ઇચ્છા હોય તેને એનાં છેલ્લાં દર્શન કરવા દો."

કાશીગરના જ્ઞાતિજનો દૂર ખસી ગયા. તે પહેલાં બે ચાર લાકડાં દૂર ખસેડી શબનું મુખ તેઓએ ખુલ્લું કર્યું. એક પછી એક માણસે એના મુખનાં છેલ્લાં દર્શન કર્યાં.

એના મુખ ઉપર આછું હાસ્ય હતું! જીવનના પરિશ્રમથી કંટાળેલો માનવી જાણે કે આરામની નિદ્રા લેતો હોય એવો એનો દેખાવ હતો.

લોકસમાજનાં હૈયાં ઉપર અત્યારે ભાર હતો. એમની આંખો આંસુથી ઘેરાયલી હતી. છાતી દબાયલા નિઃશ્વાસોથી રૂંધાતી હતી. પોતાનો આપ્તજન ચાલ્યો ગયો હોય એવી ગભરામણ સૌને થતી હતી.

એણે-સદ્‌ગતે પ્રજાનો પક્ષ મરણ સુધી લીધો હતો. એના જ ભગીરથ પ્રયાસે રાજસત્તાની જડ ઉખડી ગઇ હતી. એણે જ રાયધણને પકડ્યો હતો અને મહમદ પનાહ જેવા જાદુગરને નમાવ્યો હતો. એણે જ મસુદ અને તેના પઠાણોને હાંકી કાઢ્યા હતા. લોકોના સુખ અને શ્રેય માટે એણે શું નહોતું કર્યું? કચરાયેલી, રિબાયેલી પ્રજાને એણે જીવનના અમોઘ મંત્રો શીખવ્યા હતા. ઇશ્વર! આજ તે ચાલ્યો જતો હતો! સારીયે પ્રજાનું જીવતર આજ આ ચિતામાં સળગતું હતું. પ્રજાની દાઝ જેને હૈયે હોય, સેવાની સાચી ભાવના જેના હૈયાને ભીંજાવતી હોય એવો બીજો હવે કોણ મળશે?

એક પ્રહર સુધી લંબાયેલો દર્શનવિધિ સમાપ્ત થયો અને દહન દેવાયું. જળહળ કરતી સુવર્ણરંગી જ્વાળાઓ ઉઠી. ચોપાસ ધુમાડો ઘેરાવા લાગ્યો. પોતાનું સમસ્ત સુખ ફના થતું હોય એવી ભયંકર એકલતાથી, શોકથી દરેક માણસે એ નરમેધને જોયો. દરેકના હૈયામાંથી દુઃખનો આર્તનાદ ઉઠીને સમાપ્ત ગયો. આંખોમાંથી આંસુની ધાર નીકળવા લાગી અને સુની આંખોએ સૌએ ભોંય તરફ જ જોયા કર્યું.

# પ્રકરણ ૫૪ મું.

## વિપત્તિનાં વાદળ.

સ્મશાનમાં ચિતા જળતી હતી. એની ચંપકવર્ણી જ્વાલાઓ પવનના વહી જતા સુસવાટામાં ગાજતી ચક્રાકારે નાચતી હતી. કરમાયેલા સફેદ ગુલાબ જેવો એનો શ્વેત શ્યામલતાભર્યો ધૂમાડો ઉંચે અને ઉંચે ચડતો હતો. એવામાં લાંબા પ્રવાસથી થાકેલી લાગતી હાંફતી ઘોડીવાળો એક યુવાન સવાર એ સ્મશાનમાં આવી પહોંચ્યો.

"શેઠ ક્યાં છે? મેઘજી શેઠ અહીં છે? જમાદાર અહીં છે?"

મેઘજી શેઠે ઉંચે નજર કરી. થોડે દૂર માનવમેદનીને આરે એક માનવી ઊભો હતો. એની વય વીસથી પચીસ વર્ષની વચ્ચે હશે. મેઘજી શેઠે કદિ આ નવયુવાનને જોયો નહોતો. એની સમીપ જ જમાદાર ડોસલ વેણ બેઠો હતો. આંખ ઉપર હાથ રાખી વૃદ્ધ જમાદારે આગંતુકને જોયો. ઊભો થઇને તે બોલ્યો: "ભા! કેમ શું છે? તને મેં ક્યાંક જોયો છે. ક્યાં એ યાદ આવતું નથી."

"જમાદાર! હું ફતેહમહમદ નોતીયાર! મને ન ઓળખ્યો?"

"અરે, કોણ ફતેહમહમદ? આવ! આવ! માફ કરજે હોં, તને ન ઓળખ્યો. તેં તો મારો જીવ બચાવ્યો છે, ભા! પણ હવે અવસ્થા થઇ. જોને, આ કારીગર મહારાજ જેવા જીવવા જોઇએ તે ચાલ્યા ગયા અને મારા જેવો નકામો ડોસો બેઠો છે. મેઘજી શેઠ! આ જુવાન બહુ સાહસિક અને ચાલાક છે. એને સાચવવા જેવો છે હોં!"

મેઘજી શેઠે વૃદ્ધ જમાદાર ડોસલ વેણની ભલામણનો માથું નમાવી મંદ સ્મિતસહ સ્વીકાર કરી કહ્યું: "ઠીક ભા! પણ જુવાન! તારે શું કામ હતું? હું જ મેઘજી શેઠ."

"શેઠ! હું લખપતના કિલ્લેદાર તુર્ક વાદીનાનો જમાદાર છું. એમની ગેરહાજરીમાં લખપતનો કિલ્લો મારે સાચવવાનો હતો. મારે તમને જ સમાચાર આપવા છે. પણ તે મારે એકાંતમાં કહેવા છે."

"જરૂરી છે?"

"હા!"

"તો ચાલો, જમાદાર ડોસલ વેણુ!" કહીને મેઘજી શેઠ આગળ ચાલ્યો. પાછળ જમાદાર પણ ચાલ્યો. થોડે દૂર તેઓ શાંતિથી ચાલ્યા. "બોલ શું છે?" મેઘજી શેઠે આતુર અવાજે પ્રશ્ન કર્યો.

"શેઠ! કાબુલની ફોજ રાયધણને સહાય કરવાને બ્હાને કચ્છમાં પેઠી છે."

"હેં!" મેઘજી શેઠ બોલ્યો.

"હા; મને લખપતમાં બાતમી મળી એટલે પછી મેં વિચાર્યું કે મારે એક વાર એ ફોજને નજરે જોવી અને હું તે તરફ ગયો. ફોજ નરાના મેદાન આગળ પડાવ નાંખી પડી છે. આશરે વીસથી ત્રીસ હજાર સૈનિકો છે. પાદશાહ એની સાથે નથી, પણ સિંધના તાલપુરા એમની સાથે છે. મીર બાહેરઅલી કે જેને રાયધણે કચ્છમાં આશ્રય આપ્યો હતો, તે પણ અત્યારે જુનાં વેર ભૂલીને પાદશાહની ફોજને જઇ મળ્યો છે. ફોજનો સરદાર કોઇ શમશેરઅલી ખાન છે."

આ આફતના વર્તમાનથી મેઘજી શેઠ જડ સમો બની ગયો. તરત જ જમાદાર આગળ ચાલ્યો. એની આંખ સળગી ઊઠી હતી. શૌર્યના થનગનતા આવેશે એના વૃદ્ધત્વની કરચલીઓ વિખેરી નાંખી. ગરૂડના જેવા સખત અને પ્રતાપી ચહેરાવાળો લાગતો જમાદાર મક્કમતાથી પરંતુ ધીમેથી બોલ્યો:

"ફતેહમહમદ! લખપતનો કિલ્લો તો તારે છોડવો પડશે. એ કિલ્લો અત્યારના સંયોગોમાં નકામો છે. સાંધણનો કિલ્લો તું સાચવી શકશે? જેવો હોય તેવો જવાબ આપજે."

"હા!"

"તો જા, આજથી બાર ભાયાના કારભાર વતી તને સાંધણનો કિલ્લો સોપ્યો. હું તને થોડાક માણસ આપીશ, પણ યાદ રાખજે કે એ કિલ્લો તમારે બધાએ ટકાવવાનો છે."

"સારૂં, હું એ વાત યાદ રાખીશ."

"તો જા! થા તૈયાર! હું તને માણસો કાઢી આપું છું."

મેઘજી શેઠના બોલાવ્યા બાર ભાયાના કારભારીઓ એક પછી એક

ઉઠ્યા. સૌને કાંઇ અસાધારણ બનાવની સંભવિતતા ભાસી. સૌએ કારભારીઓને નગર તરફ ઉતાવળા ઉતાવળા જતા જોઇ રહ્યા.

* * * *

જમાદાર ફતેહમહમદ પોતાને મળેલી આજ્ઞાનો અમલ કરવા ત્યાંથી એકદમ સાંધણ તરફ ઉપડી ગયો.

આ દરમ્યાન બાર ભાયાના કારભારીઓ આ અચાનક પ્રકટી નીકળેલા દાવાનળને પહોંચી વળવાનો વિચાર કરતા હતા. બધાએ દૃઢતાથી સામે થવાનો નિશ્ચય કર્યો. ચોમેર ભાયાતોને નિમંત્રણ આપવાના નિશ્ચય ઉપર સૌ આવ્યા.

આ દરમ્યાન દોડતા કાસદો ભૂજ તરફ પૂરના અધીરા વેગથી દોડ્યા આવતા હતા. હજી તો કાબુલની ફોજનો વિરોધ કરવાના ઠરાવની વિગતો રચાતી હતી, સંધાતી હતી, તેને માટે જોઇતા લશ્કરની ગોઠવણ થતી હતી, ત્યાં તો એક કાસદે રાધનપુરની ફોજે કચ્છમાં પ્રવેશ કર્યાની, બીજાએ કાળજુના શત્રુ મોરબીની ફોજની ચઢાઇની, ત્રીજાએ કંપની સરકારના ખાસ ફરમાનથી ડીસા કેમ્પને માર્ગે આવતી અંગ્રેજી પલ્ટનના કચ્છ તરફના ધસારાની વિગતો જણાવી.

જેમ જેમ આ વિગતો બહાર પ્રકટ થઈ, તેમ તેમ ભય, ત્રાસ અને જડતાનું ગમગીન વાતાવરણ ઘેરાવા લાગ્યું. અધૂરામાં પૂરૂં કરવા નવાનગરના જામની ફોજ પણ કચ્છના કાંઠા તરફ રવાના થયેલી જણાઈ. આખા કચ્છમાં ભયંકર એકલતા વ્યાપી રહી.

કચ્છની ચાર જૂદી જૂદી દિશામાંથી ચાર જૂદા જૂદા દુશ્મનો દોડતા ધસતા આવતા હતા. પૂર્વથી કાબુલી ફોજ, ઉત્તર તરફથી રાધનપુરની ફોજ અને કંપની સરકાર, પશ્ચિમ તરફથી મોરબીનો ઠાકોર અને દક્ષિણ તરફથી નવાનગરનો વજીર કચ્છના રાયધણને સહાય કરવા ચડી આવતા હતા.

બાર ભાયાનો વડો કારભારી જમાદાર ડોસલ વેણ બહાદુર લડવૈયો હતો. પરદેશીઓ સામે લડવામાં એની શક્તિ દીપી ઉઠી. મેઘજી શેઠ સમર્થ દિવાન હતો. એકે ફોજો ઊભી કરી, બીજાએ દ્રવ્ય અને ભંડારની જોગવાઈ

કરી; ભયનું, ત્રાસનું અને અનાથતાનું મોજું એક વાર ઊઠયું એવું શમી ગયું અને કચ્છી પ્રજા મરણીયો નિર્ધાર કરી લડવાને સુસજ્જ બની ગઇ.

કાબુલની ફોજની સામે ભાયાતી લશ્કર લઇ તુર્ક વાદીના લડવા ગયો. કંપની સરકારની બટાલીયનો હજી રણમાં અટવાતી હતી, એટલે મોરબીની ફોજ સામે જમાદાર ડોસલવેણ પોતે ચડી ગયો. રાધનપુરની શીરબંદી સામે કચ્છની ફોજ લઇ જમાદાર મોડજી નામે એક ચતુર યોદ્ધાને રવાના કરવામાં આવ્યો.

ધીમે ધીમે રણક્ષેત્રો ઉપરથી લડાઇના વર્તમાનો આવવા લાગ્યા. તુર્ક વાદીનાને પાછળ હટવું પડયું હતું. લખપત મીર બાહેરઅલીને શરણ થયું હતું. જમદાર ડોસલ વેણ હજી મોરબીની ફોજ જોઇ શકયો નહતો. મોડજીને રાધનપુરની ફોજનો ભેટો થઇ ગયો હતો અને લડાઇ ચાલતી હતી.

પછી તો આશા અને આતુરતામાં દિવસો વહી જવા લાગ્યા, પણ સમાચાર મળ્યા નહિ. કચ્છના ભાગ્યનાં પલ્લાં કઇ બાજુએ નમતાં હતાં તે કોઈ કલ્પી શકતું ન હતું.

એકાએક વીજળી પડે એમ સમાચારો આવ્યા. નાસતા સિપાઇઓના મુખમાંથી, એમના લોહીઝરતા જખ્મોમાંથી, નાસતી રૈયતના કકળાટમાંથી, કચ્છના પરાજય પામતા સરદારોની બાતમી ચોપાસ વ્યાપી રહી!

ધીમે ધીમે કેટલીક વાતો સ્પષ્ટ થતી જતી હતી.

તુર્ક વાદીનાની ભાયાતી ફોજ સખ્ત પરાજય પામી હતી. જમાદાર મોડજીને રાધનપુરી આરબો અને કોળીઓએ નસાડી મૂકયો હતો. જમાદાર ડોસલ વેણ આધોઈના કિલ્લામાં મોરબી અને રાધનપુરની બન્ને ફોજોના સંમિલિત પ્રયાસથી પૂરાઇ ગયો હતો.

આમ ચોમેરથી પરાજયના વર્તમાન સાંભળી કચ્છી પ્રજાની આંતરિક મનોદશા શી થઇ હશે? પરંતુ બાર ભાયાના કારભારીઓએ લડવાનો નિશ્ચય કર્યો હતો. એ નિશ્ચયની પાછળ પ્રજાનું બળ હતું. અહોનિશ ભરતી થતી જતી હતી. પાટનગરના બચાવ માટે મજબૂત તૈયારીઓ થઇ રહી હતી અને પાટનગરના ઉંચા ઉંચા કિલ્લા ઉપરથી દુસ્મનોના દળની રાહ જોતો કચ્છનો સમર્થ દિવાન અહોનિશ દેશના રક્ષણની ચિન્તા કરતો ઊભો હતો.

આ સૌ નિરાશાનાં ઘેરાતાં વાદળમાં સાંધણના કિલ્લાનો બચાવ આશાની એકલી જ્યોત સમો હતો. જમાદાર તો મશહુર યોધ્ધો હતો અને લોકોએ આધોઈના મક્કમ બચાવની આશા રાખેલી જ. એ બાજુનો એમનો ભય કાબુલના ભય જેટલો પ્રબળ ન હોય. તુર્ક વાદીના અને હમીર જેવા અથંગ યોદ્ધાઓ પરાજયનું કલંક વહોરી પાછા ચાલ્યા આવ્યા હતા. અત્યારે જ તેઓ પાટનગરના બચાવની સર્વ તૈયારીઓ કરતા હતા.

પરંતુ સાંધણના કિલ્લાએ કાબુલનો આગળ વધતો માર્ગ રોકયો. ફતેહમહમદ અને એની સાથે મરણીઆ બનેલા મુઠ્ઠીભર સહાયકોએ સાંધણનો કિલ્લો ત્રીસ ત્રીસ દિવસ સુધી ટકાવી રાખ્યો. આખીયે પ્રજા હર્ષના ઉન્માદથી સાંધણના કિલ્લા તરફ જોઈ રહી હતી. ફતેહમહમદનું નામ લોકોના મુખ ઉપર રમી રહ્યું હતું.

એમ ને એમ દિવસો વહી ગયા અને વધારે ભયંકર સમાચાર આવ્યા કે આધોઈ પડયું ! જમાદાર ડોસલ વેણ જેવો યોદ્ધો પરાસ્ત થયો. તે પણ રાધનપુર અને મોરબીની ફોજોથી ! ત્યારે સિન્ધને જીતનારો કાબુલનો ધણી હજીયે કેવો હશે !

હવે તો મોરબીની અને રાધનપુરની ફોજ ધસમસતી ચડી આવી. દુર્જય ગણાતા કિલ્લાઓ એને હાથ પડવા લાગ્યા. લોકોની નિરાશાને ભયંકરતાની પરિસીમા ઉપર મૂકનારા વર્તમાન છેવટે આવ્યા કે કંપની સરકારની અંગ્રેજી પલ્ટન કપ્તાન જેમ્સ મેકમર્ડોની સરદારી નીચે રણને લગભગ ઓળંગી ગઇ છે. બે ચાર રોજમાં એ તોપો વાટે મોત વેરનારા ધોળા સિપાઇઓ કચ્છ ઉપર પહેલો પ્રવેશ કરશે. અત્યારસુધી અણુનમ રહેલું કચ્છ છેવટે નમશે !

ચોમેર મરણ પામીને પણ વિજય મેળવવાનો ઉન્માદી ભાવ એકદમ પ્રજ્વલી ઉઠયો. થોકબંધ લોકો હથિઆર લઇ આવી ચડયા. પરાજયની આફતમાં આખો દેશ ઊભો થઇ ગયો.

સાંધણના કિલ્લાના બચાવને લગભગ ચાલીસ દિવસ થયા ત્યારે આ સ્થિતિ હતી. ત્યારે જમાદાર ફતેહમહમદનું નામ દેશવ્યાપી થઈ રહ્યું હતું. આછી આશાની એકલ જ્યોત સમો સાંધણનો એક પૂરો કિલ્લો હજી અભંગ ઊભો હતો !

---

## પ્રકરણ ૫૫ મું.

### ભયંકર પરિસ્થિતિ!

"હવે ત્યારે, જમાદાર! શો વિચાર કરો છો!"

પાટનગરના એક મકાનમાં હમીર અને તુર્ક વાદીના એકલા બેઠા વાતો કરતા હતા.

"હમીર ભા! મને બીજો અફસોસ નથી. મને અફસોસ એક રાંક પ્રજાનો જ છે. કેટકેટલી મહેનતે આ કામ પાર ઉતારેલું. યા ખુદા! આ દિન આવશે એવી કોને ખબર હતી? અલ્લાહ! મદદ કર!"

સાવધ શિકારીની નજરથી હમીર તુર્ક વાદીના સામું જોઇ રહ્યો. એ રણપંડિત અને શૂરવીર જવાંમર્દની આંખમાંથી આંસુની અવિરત ધાર ચાલતી હતી. એના મુખ ઉપર પશ્ચાત્તાપથી, પરિતાપથી જલતા આત્માની શ્યામતા છવાઇ ગઇ હતી. કેટલીક વાર તે નીચું જોઇ રહ્યો. આખરે પોતાના આંસુ લૂછી તે બોલ્યો. શબ્દે શબ્દે તેનું હૈયું ભાંગતું હોય એવું લાગ્યું.

"મારો પરાજય થયો તેનો મને અફસોસ નથી. યુદ્ધની તો એ એક અપરિહાર્ય શરત છે. એક જીતે અને બીજો હારે; પરંતુ મારા એ પરાજયે કચ્છ ઉપર આફતનાં વાદળ છૂટાં મૂક્યાં. હું હાર્યો ત્યારે જ આધોઇ પડયું. ત્યારે જ જમાદાર ડોસલ વેણ જેવા નરકેસરીને પણ નમવું પડયું. અલ્લાહ! ગુલામશાહને નમાવનારો, મોરબીને ધ્રુજાવનારો આજ એ જ મોરબી અને રાધનપુર જેવા રાજ્યથી હાર્યો! એની ઉજ્જવલ કારકીર્દીને કલંક બેઠું."

"જમાદાર! હવે ગઇ ગુજરીનો અફસોસ શો?"

"ગઈ ગુજરી? હમીર ભા! હવે આજ તમારા હનુમાનજીની માફક છાતી ફડાતી નથી. નહિતર બતાવત કે આ વાત મારે મન ગઇ ગુજરી નથી. આ તો મારા હૈયામાં જીવતી હોળી જ ખડકાઈ છે. ખુદા! ખુદા! મને રણમેદાનમાં મરણ પામવાની સદ્‌બુદ્ધિ કેમ ન સૂઝી?"

"જમાદાર!" હમીર બોલ્યો: "રણમેદાન ઉપર પરાજય પામ્યા પછી

કપાઈ મરવું એમાં શો લાભ ? એથી કાંઇ દેશ ઉપરનું દુઃખ થોડું દૂર થાય છે ! કહેવત છે ને કે જીવતો નર ભદ્રા પામશે."

"હમીર ભા ! દાઝ્યા ઉપર ડામ ન દો. એવી કાયરોની કહેવતો હવે કેમ યાદ કરાવો છો ?"

"તુર્ક ! જે વસ્તુ આપણે ન સમજીયે તે વસ્તુ સમજવાયોગ્ય નથી એમ ન હોય. તમે જો એ કહેવતનું પૂરેપૂરૂં તારતમ્ય સમજતા હોત તો કદિ એમ ન કહેત. ઉલટું તમને તમારો પરિતાપ સહેવાનું જોમ મળત."

"એવું તે શું છે એમાં ?"

"એ તો તમે વિચાર કરો તો તમને સમજ પડે. પરંતુ ઘણી વાર અમુક માન્યતાઓ આપણે સ્વીકારીએ છીએ, પછી એ માન્યતા સાચી કે ખોટી છે એનો વિચાર જ આપણે કરતા નથી. આમાં પણ એમ છે. હું પૂછું છું કે તમે કદાચ મરી ગયા હોત અથવા હવે આપઘાત કરો તેથી શો લાભ ?"

"લાભ ! દેખવું નહિ ને દાઝવું નહિ. મારો ધર્મ પૂરો થયો ગણાત. મારી કીર્તિ સચવાત."

"જો તમારો પરાજય થવાનો જ છે એમ તમને સૂઝી આવે તો પછી તમે મૃત્યુને નોતરો એમાં કાયરતા કે નામર્દાઇ નથી ?"

"મરવામાં કાયરતા ? મૃત્યુમાં નામર્દાઈ ? હમીર ! તમે રજપૂત ઉઠીને આમ બોલો છો ?" જમાદારનો ચહેરો આશ્ચર્યભર્યા તિરસ્કારથી સળગી ઉઠ્યો.

"જમાદાર ! વિચાર કરો. બસ અહીં વિચાર કરવાની જરૂર છે. તમારા મૃત્યુથી દેશનું દુઃખ દૂર થશે ખરૂં ?"

"ના !" જમાદાર વિચારમાં પડી ગયો.

"તો પછી જે માણસથી દેશનું ભલું થઇ શકવાનું છે, જે માણસમાં દેશને ઉગારવાની શક્તિ છે, જેને માત્ર દેશની સેવા જ કરવાની છે, તે માણસ દેશ ઉપર આફત શરૂ થતાં જ આપઘાત કરીને મરે એમાં એની કીર્તિ કેમ અકલંકિત રહે ? તમે મરી ગયા હોત તોય આધોઈ પડવાનું

હતું. તમે મરી ગયા હોત તો આજ જે પરિસ્થિતિ છે, આજ જે ભયંકર વાદળાં ઘેરાયાં છે, તેમાંથી શું ન હોત તે કહો. માટે જ હું કહું છું કે "જીવતો નર ભદ્રા પામશે" એટલે કે તમે જીવતા હશો તો આ દેશને ઉગારવામાં સહાયભૂત થઇ શકશો, પરદેશીઓને આ ભૂમિમાંથી પાછા વાળી શકશો અને આ વિપત્તિમાંથીય દેશને તારીને તેને સુખી કરી સુખી થઇ શકશો. સાચો યોધ્ધો તો તે જ કે જેને પોતાની કીર્તિનીયે કામના ન હોય અને દેશને માટે બધું હોમવા તૈયાર થાય. જે વિઘ્નો અને પરાજયોથી પણ અપરાજિત રહી છેવટ સુધી ઝઝુમે, સાચું કામ કરતાં કરતાં મૃત્યુ આવે તો ડરે નહિ પણ મૃત્યુને નોતરે નહિ, છેવટ સુધી ટકી રહે, હિંમત ન હારે અને કામને પાર પાડે. જગતમાં એવું કોઇ કાર્ય નથી કે જે કાર્ય હિંમતવાન અને પ્રયત્નશીલ માનવીથી પાર ન ઉતરે."

હમીરના આ લાંબા પ્રસ્તાવથી જમાદાર ક્ષણભર મૂગો બન્યો. આજ એ લડવૈયાની દૃષ્ટિ સમક્ષ હમીરે તદ્દન નવી જ વિચાર–સરણી રજુ કરી. એ વિચાર-સરણીની ભવ્યતાથી જમાદાર પણ મુગ્ધ બન્યો. છેવટે એ બોલ્યો :

"હમીર ભા ! તમારી વાત સાચી છે. સંયોગો આકરા છે. પરિસ્થિતિ ભયંકર છે. ચોમેરથી ઝંઝાવાત આફત સમી ઉતરી આવે છે. હવે ત્યારે કરવું શું ?"

"પવનનો સપાટો આવે ત્યારે ઘાસ નમી જાય છે–તે બચે છે. ઝાડ નમતું નથી–તે તૂટે છે."

"એટલે ?"

"અત્યારે મારો તો વિચાર છે કે નમી પડીએ."

"કઇ રીતે ?" તુર્કવાદીનાએ સખ્ત અવાજે પૂછ્યું.

"સાંભળો ! આપણે રાયધણને છોડી દઇએ. એને પાછો ગાદીએ બેસાડીએ."

તુર્કવાદીનાના કઠોર ચહેરા ઉપર સખ્તાઇ છવાઈ રહી. એની આંખો ખેંચાઇ. ભાવહીન અવાજે તે બોલ્યો : "એથી શો લાભ ?"

"લોહાર લોઢું કૂટી લેશે. આ બધા રાયધણના બોલાવ્યા આવ્યા છે. રાયધણ એને ગમે તેમ પાછા કાઢશે."

" પછી ? "

" પછી, આપણે છીએ ને રાયધણ છે. સમજી લઈશું. તેમ હવે રાયધણના ઉદમાતિયા આપમતલબી સલાહકારો વાઘજી, મહમદ, મસુદ કોઈ છે નહિ."

" એમ કરીએ તોપણ રાયધણ આ પરદેશીઓને મદદના બદલામાં મુલક આપે તો ? "

હમીર હસીને બોલ્યો: "सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः। બધું જવા બેઠું હોય ત્યાં સચવાય એટલું તો સાચવવું જોઇએ ને ! "

તુર્ક વાદીના ક્ષણભર ચૂપ રહ્યો. રાયધણને છોડી દેવાય તો આખીએ આફત એકદમ વિખરાવાનો સંભવ પૂરો હતો, એમાં તો શંકા નહિ. રાયધણના દુષ્ટ સલાહકારો પણ હતા નહિ. ખરેખર હમીરભાનો વિચાર તદ્દન હસવા જેવો કે ભયંકર ન હતો. આ મડાગાંઠ છૂટવી બહુ જ વિષમ હતી. કદાચ છૂટે તોયે સંપૂર્ણ મુશ્કેલી પછી જ છૂટવાની સંભવિતતા હતી. બુદ્ધિના એક જ ઝટકાથી તૂટે એવી આ વાત હતી. એ ઉપાય પણ અજમાવી જોવામાં શો વાંધો ? એ ઉપાય સફળ ન થાય તો પછી હવે વધારે તો શું બગડવાનું હતું ?"

જમાદાર વિચારપરંપરામાં ચડ્યો. ક્ષણ પ્રતિક્ષણ આ ઉપાય એને સરલ અને વધારે સફળ હોય એમ લાગ્યું. હમીરે તેને તેની વિચારનિદ્રામાંથી સાવધ કર્યો.

---

## પ્રકરણ ૫૬ મું.

---

### કાવતરૂં.

" હમીરભા ! તમારી વાત મને રૂચે છે. આપણે બાર ભાયાને બોલાવી, એ વાત રજુ કરીએ તો કેમ ? " તુર્ક વાદીના બોલ્યો.

" જમાદાર ! તમે જ્યારે મારી વાત સ્વીકારો છો ત્યારે તમને કહું છું. મેઘજી શેઠ ઉપર ભરોસો કરવા જેવું નથી. "

" કેમ ? મેઘજી શેઠ જેવા માણસ ઉપર આવું આળ હોય ? "

" તમે હજી એ લુહાણાને ઓળખતા નથી. એણે ગઇ કાલે જ મને અને બીજા બે-ચારને ઝેર દેવાનો પ્રપંચ કર્યો હતો. "

" કારણ ? "

" કારણકે મેઘજી શેઠની દાનત સારી હોય એમ મને લાગતું નથી. મને લાગે છે કે મેઘજી શેઠ ખાનગી મસલત કરી પરદેશીઓ જોડે સમાધાન કરી કચ્છની ગાદી પચાવવા માંગે છે. "

" અલ્લાહ ! અલ્લાહ ! હમીરભા ! આ તમે શું કહો છો તે જાણો છો ? "

" હા ! જ્યાંસુધી કારીગર ગોસાંઇ જીવતા હતા ત્યાંસુધી તો એમનું ચાલે એમ ન હતું. ત્યારે એમને માત્ર દિવાનગીરીથી જ સંતોષ લેવો પડયો હતો; પણ એ શેઠની મૂળથી જ વાત જુઓને. સૌથી પહેલવહેલો રાયધણથી સ્વતંત્ર થનાર મેઘજી શેઠ. સૌથી પહેલવહેલો મહાલ દબાયો તે અંજાર દબાવ્યો એણે. "

" પણ—પણ— " ક્ષુબ્ધ બનેલા જમાદારે કહ્યું.

" જુઓ, આ લાડુ ! ગઇ કાલે એણે જે મીજબાની આપી તેમાં મને આપ્યો હતો તે. તમારી જ નજરે તમે મને આ લાડુ છૂપાવીને રાખતાં જોયો હતો કે નહિ ? તમે મને આંખવતી પ્રશ્ન પણ કર્યો હતો. મેં તમને આંખવતી જવાબ પણ દીધો હતો કે પછી કહીશ. મને ખબર મળેલી કે મને લાડુમાં ઝેર દેવાનું છે. એટલે હું ઘેરથી ખાસ લાડુ કરાવી છૂપાવી લાવેલો. તે લાડુ મેં ખાધા. મને મેઘજી શેઠે જે લાડુ મુકાવ્યા હતા તે માંહેનો એક આ. "

"હા ! એ તો લાડુની અદલાબદલી કરતાં તો મેં તમને જોયેલા ખરા."

" તો જુઓ આ ! " એમ કહી હમીરે લાડુનો ટુકડો કરી એક બિલાડી ત્યાં હતી તેના તરફ ફેંકયો. બિલાડીએ ઝડપથી લાડુ ખાધો. તરત જ એનું અંગ ખેંચાઇ ગયું. બિલાડી મરી ગઈ. તુર્ક વાદીનાનો ચહેરો સખ્ત બની ગયો. એને મેઘજી શેઠ સાથે પિછાન હતી. હમીર તેનો મિત્ર હતો. હમીરની જીંદગી ઉપરનો એ પ્રયત્ન એને ભયંકર લાગ્યો.

" ભલે ! હું કબુલ છું. આપણે આપણી જવાબદારી ઉપર જ રાયધણને છોડાવવો અને પરદેશીઓને હાંકી કાઢવા. " હમીર ઉઠયો. જમાદાર ત્યાં જ બેસી રહ્યો.

" ઠીક ત્યારે, આજ સાંજે જ કરી નાંખીયે. " હમીરે પૂછ્યું.

"ભલે."

હમીર બહાર ગયો. એના મુખ ઉપર અવર્ણનીય સંતોષ અને ન કલ્પાય એટલો તિરસ્કાર છવાયો. "આખરે તો સિપાહીજને! સાવ બણુચક છે. એનું ય કાટલું કાઢતાં વાર લાગે એમ નથી."

હમીર દરબારગઢ તરફ ગયો. બાર ભાયાનો એ પણ એક કારભારી હતો. તેને જવાની મનાઇ ન હતી. તે સીધો રાયધણ પાસે ગયો.

જે રાજમહેલમાં એના શબ્દે એક વાર લાવલશ્કર એકત્ર થતું, જે દિવાનખાનું એની મધરાતના અઘોર પહોરની મદ્ય અને માનિનીઓની મહેફીલોથી ગાજી રહેતું, તે જ દિવાનખાનામાં કચ્છનો એક વારનો રા' રાયધણ આજ અનાથ, અસહાય પડ્યો હતો. એના મુખ ઉપરનું ક્રોધ-ભર્યું લાગતું નૂર આજે કોઇ બીજા જ ભાવોથી ભરપુર હતું. અહોનિશ રોષ અને આવેશથી સળગતી રહેતી એની આંખોમાંથી કોઇ અગમ્ય વેદના–કોઈ અભેદ બેદરકારી અને કોઇ ન કળાય એવી ઉગ્રતાનો એકત્ર બનતો સંભાર જળતો હતો. ન વર્ણવી શકાય, ન સમજી શકાય એવી કોઈ ઉંડી ઉંડી ભયંકરતા તેના ઉજ્જડ અને કાંઇક અપાર્થિવ મુખ ઉપર પ્રજ્વલતી હતી. એની લાંબી દાઢી, એનો કાળો ઝભ્ભો, ગળામાં પહેરેલી મોટા મોટા મણકાવાળી પીળી પીળી માળાઓ આદિ સમેત બેઠેલી એ પડછંદ અને પહેલવાન આકૃતિ એની સ્વચ્છંદ સત્તાના યુગમાંય સૌને ડારતી હતી. આજની એની નિરાધાર અને અસહાય અવસ્થામાં પણ જોનારને ત્રાસ પમાડતી હતી.

હમીર બારણાના ઉંબર ઉપર ઊભો રહ્યો. રાયધણની પહોળી મોટી લાલ આંખો તેના તરફ નોંધાયેલી હતી. છતાંય હમીર જોઈ શકયો કે રાયધણ તેને જોઇ શકતો ન હતો. એ ત્રાસોત્પાદક પહેલવાનને જોઇને હમીરને ક્ષણભર વિમાસણ થઇ. "આ બધા કહે છે કે રાયધણ ઉન્માદી છે, ચિત્તભ્રમના વ્યાધિથી પીડાય છે, એ સાચું લાગે છે." એ વિચાર એના ક્ષણભર ભારથી દબાયેલા હૈયામાં આવ્યો. આવ્યો અને તેણે એ વિચારને એકદમ ઉતારી પણ નાંખ્યો.

"અરે એ તો લોકો કહે! બાકી ગાંડો હોય તો આમ શાંતિથી બેસે? એણે તો પોતાના વાળબાળ પીંખી નાંખ્યા હોય, કપડાં ફાડી નાંખ્યાં હોય! લોકોને તો નિન્દાની ટેવ પડી છે."

એની બુદ્ધિ આ વાત કબુલ ન કરતી હોય એમ એના ચહેરા ઉપરથી જ દેખાતું હતું. છતાં પ્રયાસે એ વાત તેણે હૈયે સ્થિર કરી. તે આગળ વધ્યો. રાયધણની તદ્દન નજીક ગયો. રાયધણના હોઠ ફફડતા હતા. ધીમો–અતિ ધીમો અવાજ કાન ઉપર અથડાતો, હવામાં ધ્રૂજતો ભાસતો હતો. હમીરના સરવા કાનોને લાગ્યું કે રાયધણ "અલ્લાહ ઇલ્લીલ્લાહ" કે એવો જ કોઇ મુસ્લીમ મંત્ર ભણી રહ્યો છે.

હમીરે ધીમેથી રાયધણના ખભા ઉપર હાથ મૂક્યો. રાયધણે ચમકી તેના સામું જોયું. હમીર તરફ જોઇને તેણે હાસ્ય કર્યું. એ હાસ્ય માત્રના દર્શનથી હમીર ચાર કદમ પાછો હઠી ગયો. એનું અંગે અંગ ધ્રૂજી ઉઠયું! એ ભયંકર હાસ્યમાંથી પૃથ્વીનું પાતાળ ફાટી નરકનું દર્શન પોતાને થતું હોય એમ હમીરને એક કંપારી આવી ગઇ.

પરંતુ પોતાના વ્યક્તિગત સ્વાર્થ આગળ એ સૌએ ભયકારી ચિન્હોને વિસારી દેતો હમીર ધીમેથી બોલ્યો:

"બધું તૈયાર છે! મેં કેટલાક માણસોને હાથમાં લીધાં છે."

"એમ! કોણ કોણ?"

"ઘણાખરા તો લશ્કર માંહેના જમાદારો અને હવાલદારો જ છે. બાર ભાયામાંથી હું અને તુર્ક વાદીના લાલ બે છીએ."

"તો પછી હવે શું વાર છે?"

"હવે આપની અનુમતિની જ વાર છે."

"મારી અનુમતિ છે. કહો પછી?"

"તો સાંભળો! આજ સાંજે બાર ભાયાના જેટલા કારભારી અહીં છે તેને પકડી લઇશું. શહેરમાં ચોમેર આપણા હથિઆરબંધ માણસો ગોઠવી દઇશું. આપને રા' તરીકે જાહેર કરીશું. પછી પરદેશી ફોજો સાથે વિષ્ટિ ચલાવીશું."

"બાર ભાયામાંથી અહીં કોણ કોણ છે?"

"જમાદાર ડોસલ વેણ એક બહાર છે. હું અને તુર્ક વાદીના આપના પક્ષના છીએ. બાકીના સૌને કેદ કરવામાં આવશે."

"ઠીક! પણ પેલા મેઘજી શેઠને તો પકડીને મારી પાસે જ લાવજો હોં!" રાયધણ ભયંકર સૂચકતાથી બોલ્યો.

હમીરે જવાબ ન દીધો. એના મૌનને રાયધણે અનુમતિ તરીકે સ્વીકાર્યું. રાયધણ આગળ બોલવા લાગ્યોઃ "મારી શરત તમારા ધ્યાનમાં છે ને?"

"બાવા! હમણાં એ વાત–"

"નહિ! એ વાતને જવા દેવાનું તો જરા પણ બનશે નહિ. તમે મને એટલો મૂર્ખ ન સમજજો કે તમારા બધાનાં માપ હું ન લઈ શકું. હમીર! તમે મને છૂટો કરો છો, મને મારા બાપદાદાનું રાજ્ય પાછું સોંપવાની ખટપટ કરો છો, તેનું કારણ તમારી મારા પ્રત્યેની રાજભક્તિ નથી. તમારે સત્તાનો લોભ છે. તમને મેઘજી શેઠ અને જમાદાર ડોસલ વેણની ઈર્ષ્યા છે. મને મુક્ત કરી તમે પોતે એ સત્તા હસ્તગત કરવા માંગો છો. કેમ ખરૂં ને?"

"બાવા! મારી રાજભક્તિ—"

"તમારી રાજભક્તિ પતરીના પ્રસંગમાં મેં ક્યાં જોઇ નથી?" રાયધણ સ્વસ્થ ભયંકરતાથી બોલ્યોઃ "પણ તમે કે ગમે તે એ સત્તા વાપરો એમાં મારો વાંધો નથી. હું સત્તાલોભી હતો નહિ. હવે થવાનો નથી. માત્ર મારી શરત એક જ છે કે મને તમારે ઇસ્લામ ધર્મ પાળવા દેવો. ઇસ્લામનો પ્રચાર કરવા દેવો. હિન્દુઓનાં મૂર્તિભર્યાં મંદિરો તોડવા દેવાં. તમને પોતાને એ કાર્ય કરવા મારો આગ્રહ નથી. પછી કાંઇ?"

"તો બાવા! આપ તો ધણી છો. આપ ચાહે તે કરી શકશો."

"તો બસ. તમે મેઘજી શેઠને પકડીને મારી પાસે લાવજો. બીજાનું ગમે તે કરો. હું આજ સાંજે તમારી રાહ જોઇશ."

હમીર બહાર ચાલ્યો ગયો. તે વખતે બપોરનો સૂર્ય નમતો હતો. સાંજ પડવા આવી હતી. હમીર પોતે આદરેલી સ્વાર્થની ખટપટને સાંગોપાંગ પાર ઉતારવાની વેતરણ કરતો કરતો શહેરના મધ્ય ભાગ તરફ ચાલ્યો.

# પ્રકરણ ૫૭ મું.

## આંતરવિગ્રહની જ્વાલા.

વળતા દિવસની પ્રભાતે પાટનગરમાં ભયંકર વાતો ત્રાસ અને ભીતિ ફેલાવતી ઉડી રહી હતી.

ગઇ કાલ સાંજે જ્યારે શહેરીઓ સૌ–સૌના ઘર તરફ જતા હતા ત્યારે તેઓએ રસ્તાઓ ઉપર ઠેકઠેકાણે હથિઆરબંધ લશ્કરી સિપાઇઓની ટુકડીઓ ગોઠવાયેલી જોઇ હતી. સૌ તે સમયે સમજ્યા હતા કે કદાચ કોઇ વિદેશી ફોજના ધસારાની બાતમી આવી હોય અને શહેરનો વધારે વ્યવસ્થિત બચાવ ગોઠવવાની બાર ભાયાને ફરજ પડી હોય. લોકો આ ગોઠવણ સંબંધે વાતો કરતા કરતા રાત્રિના સૂઇ ગયા હતા.

પરંતુ એ ગોઠવણની પાછળ એક રાતમાં ખેલાયેલા ભયંકર પ્રપંચની વિગતો સવારમાં સમજાઈ.

ગઇ આખી રાત કાવતરાખોરોએ ઉંઘ લીધી ન હતી. રાયધણના વિરોધીઓને વીણી વીણીને પકડવામાં આવ્યા હતા. લશ્કરના કેટલાક જમાદારોને પણ રાતોરાત જ પકડવામાં આવ્યા હતા. કેટલાક શેઠીઆ પણ પકડાયા હતા. બાર ભાયાના કારભારીઓ પકડાયા હતા. ભૂજની ગાદી એક રાતમાં રાયધણે ફરીથી કબજે કરી લીધી હતી.

જેમ જેમ સૂર્ય મહારાજ ચડતા ગયા તેમ તેમ કેટલીક વાતો વધારે અને વધારે સ્પષ્ટ થતી ગઇ.

બારભાયાના કારભારીઓમાં જ ખટપટ અને ઇર્ષ્યા જાગી હતી. હમીર અને તુર્ક વાદીના ફરી ગયા હતા. એમણે જ આ કાવતરૂં કર્યું હતું. મહાપ્રયાસે અને મૃત્યુના દાંતની કરાલ હાર વચ્ચેથી મેઘજી શેઠ નાસી છૂટ્યો હતો. એ ક્યાં ગયો એ કોઇ જાણતું ન હતું. પણ ચોમેર એની પાછળ શિકારીઓ છૂટી ગયા હતા. એ છૂટો હોય ત્યાંસુધી વિજયી કાવતરાખોરોને સુખે ઉંઘ ન આવે એ સૌ સમજી શકતું હતું.

જમાદાર ડોસલ વેણને પકડવાને રાતોરાત માણસો દોડાવવામાં આવ્યા હતા.

અંજાર, માંડવી, મુંદ્રા આદિ મોટાં શહેરો અને બીજા મહાલોને રાયધણના રાજ્યાભિષેકના સમાચાર જણાવી એની સત્તા સ્વીકારવા માટે અપાયેલા નિમંત્રણની સાથે કોઇ પણ માનવી ઉપર કશો પણ પ્રતિકાર નહિ લેવામાં આવે એવી ખાતરી આપવામાં આવી હતી.

આખા રાજ્યની વસતીને રાયધણની પુનઃ સ્થાપિત થયેલી સત્તા સ્વીકારવા સૂચવવામાં આવ્યું હતું. પાછલાં બધાં સ્ખલનોની સૌને ક્ષમા આપવામાં આવી છે પરંતુ નવા રાજદ્રોહને અને રાયધણની સત્તાના અસ્વીકારને સહન કરવામાં નહિ આવે એમ જાહેર કરવામાં આવ્યું હતું.

વિદેશીઓ સાથે સમાધાનની વાટાઘાટ પણ શરૂ કરવામાં આવી.

આમ એક જ રાતમાં સ્વચ્છંદ સત્તાને નિભાવવાનાં ચક્રો પૂરવેગથી ચાલુ કરવામાં આવ્યાં હતાં.

પાટનગરમાં ઠામ ઠામ મજબૂત લશ્કરી પહેરો ગોઠવાઇ ગયો હતો. અચાનક પડેલા આ ફટકાથી રૈયત દબાઇ ગઇ.

દરેક પક્ષના મનમાં પ્રશ્ન એ હતો કે કચ્છના મહાલો, શહેરો અને ભાયાતો રાયધણની સત્તા સ્વીકારશે કે નહિ? એ ન સ્વીકારે તો વિદેશીઓ આ ભૂમિ ઉપર છે એની સાથે રાયધણ મળી જાય કે નહિ? રાયધણની અને વિદેશીઓની ફોજો સામે કચ્છની પ્રજા ટકી શકે કે નહિ? આ પ્રશ્નનો જવાબ પાટનગરની પ્રજાએ નિરાશાથી દીધો. અધૂરામાં પૂરૂં કરવા બે ચાર મહાલોના મહાજને રાયધણનો અમલ સ્વીકાર્યો પણ ખરો. માંડવી, અંજાર, મુંદ્રા, વાગડ અને દૂર દૂરના મહાલોએ રાયધણની સત્તાનો અસ્વીકાર કર્યો. આંતરવિગ્રહની જ્વાલા ભભૂકી ઉઠી. પરદેશીઓ હજી તો આ દેશના ચારે સીમાડા ઉપરથી દોડયા આવતા હતા. એકંદર રાયધણની, બાર ભાયાની, પ્રજાની કે રાયધણના પક્ષકારો કોઈની સ્થિતિ નિશ્ચિત ન હતી. સૌને આશા રહેતી, નિરાશા ઉપજતી અને એમ ને એમ સાત દિવસ વહી ગયા.

# પ્રકરણુ ૫૮ મું.

## સાંધણના કિલ્લામાં.

ચોમેર લીલા હરિયાળા મેદાનના સીમાડા દેખાતા હતા. એ સીમાડાને પેલે પાર ઉજ્જડ ધરતી ઉપર નાચતા સૂર્યનાં કિરણોના વક્રીભવનથી આંખ આગળ ઝાંઝવાં નાચતાં દેખાતાં હતાં. ચોમેરથી જમીન સ્હેજ ઉંચી સપાટી ઉપર થતી થતી એક ઉંચા મેદાનમાં સાંધણનો મજબુત અને નાનો કિલ્લો ઊભો હતો.

એ માત્ર પત્થરનો કિલ્લો ન હતો; પરંતુ કચ્છના અણનમ શૌર્ય અને કેસરભીનાં સાહસની કીર્તિકથાની સજીવન પ્રતિમા હતી. દોમ દોમ લશ્કરી દોર સાથે કચ્છ ઉપર વિનાશના વંટોળીયા સમો આવેલો ગુલામશાહ એ કિલ્લા આગળ પોતાના શૂરવીર સેનાપતિ દરિયાવખાનને લોહીઆળ પથારીમાં સૂતો મૂકી પાછો ફર્યો હતો. ઝારાના વિનાશક સંગ્રામ પછી ગુલામશાહ કલોરાના ભયંકર વિજયને ક્ષણમાત્રમાં પરાજયમાં પરિવર્તિત કરનાર એ પત્થરના અભંગ કિલ્લાની આસપાસ અફઘાનોનો નાગપાશ વિંટળાઈને નિરર્થક નિવડ્યો હતો. ચોમેર ગર્જતા અફઘાનના માનવસાગરનાં કાળમોજાં વચ્ચે એ કિલ્લો અણનમ રહ્યો હતો. આખરે એક દિવસે કાબુલની ફોજ થાકી. લશ્કર અનાજ વગર હેરાનપરેશાન થતું હતું. પાણીની ભીષણ તંગીથી જનાવરો મૃત્યુવશ થતાં હતાં. છતાં સાંધણ હજી પડ્યું નહતું, પડે એમ લાગતું નહતું. અફઘાન સેનાપતિએ ઘેરો ઉઠાવી લીધો. સિંધમાં પરિસ્થિતિ વિકટ બનતી હતી. કચ્છનો સંગ્રામ આ હિસાબે તરત પૂરો થાય એમ ન હતું. નગરઠઠ્ઠામાં રહેલા કાબુલના પાદશાહે પોતાની ફોજને પાછી બોલાવવા કાસદો દોડાવ્યા.

સાંધણના કિલ્લાની રાંગ ઉપર જમાદાર ફતેહમહમદ ઊભો હતો. એની પાછળ એને જીવનના અંત સુધી સાથ દેનારા મરણીયા કચ્છી યોદ્ધાઓ ઊભા હતા. દૂર દૂર ક્ષિતિજમાં એક ધૂળના નાના અને નાના થતા વાદળ તરફ તેઓ એકી નજરે જોઈ રહ્યા હતા. એ વાદળની પાંખ ઉપર તેમની કીર્તિ પણ ઉડતી ચોમેર ફેલાતી હતી. અફઘાન ફોજ સિંધ તરફ પાછી ફરતી હતી.

સૌ એ વિદાય થતા શત્રુઓ તરફ જોઇ રહ્યા હતા. એકાએક એક યોદ્ધો બૂમ પાડી ઉઠયો: "આ કોણ આવે છે?"

સૌની નજર તે આગંતુક તરફ ફરી.

દૂર દૂરથી એક ઘોડેસવાર દોડયો આવતો હતો! એનો ઘોડો વારંવાર ઠોકર ખાતો લાગતો હતો. ઘોડેસવારની પાઘડી ઉડી ગઇ લાગતી હતી. જીવને હાથમાં લઇ ઘોડો અને તેનો સવાર પંથ કાપતા હોય એમ કિલ્લા તરફ દોડતા આવતા હતા.

સૌ એ તરફ જોઇ રહ્યા. ઘોડેસવાર વેગ ધીમો કરવાને બદલે પોતાના થાકેલા ઘોડાને વધારે વેગવાન કરવાને મથતો હતો. નજીક અને નજીક એ ઘોડેસવાર પવન સાથે શરત કરતો દોડતો આવતો લાગ્યો!

એકાએક એ ઘોડેસવારની પાછળ ધૂળનું નાનું વાદળ દેખાયું! વાદળ વિખરાતાં ચારપાંચ ઘોડેસવારો દેખાયા! તરત જ આગનો નાનો લીસોટો ક્ષણભર ચમકયો! એક આછા અવાજનો પડઘો સંભળાયો. આગળ નાસતા ઘોડેસવારથી સહેજ પાછળ ગોળીના પછડાટથી જમીન ઉપરથી ધૂળનો થોડોક ગોટો ઉડયો! પાછલા ઘોડેસવારોએ કરેલો લોહીતરસ્યો પોકાર સંભળાયો. બીજા બે ચાર બંદુકોના અવાજો સંભળાયા–શમી ગયા અને કિલ્લા ઉપરના પ્રેક્ષકોએ આગળના અને પાછળના સવારોને મોતની શિકારી શરતના ખેલ માંડતા જોયા. આગલો ઘોડેસવાર થાકતો લાગતો હતો. પાછલા ઘોડેસવારો તસુ તસુએ તેની નજીક અને નજીક આવતા હતા.

ક્ષણભર આશ્ચર્યથી મૂઢ બનેલા જમાદાર ફતેહમહમદે પોતાના એક સાગ્રીતને કહ્યું: "ખોલી નાંખો કિલ્લાના દરવાજા. તોપ ભરીને પેલા ઘોડેસવારો તરફ એકવાર ચેતવણીના ગોળા ફેંકો. છતાંય ન અટકે તો એમને ફૂંકી દો! પેલા ઘોડેસવારને આશ્રય આપો. એક માણસ પાછળ ચાર જણાં! શું કચ્છમાં કોઇનું રાજ્યબાજ્ય છે કે જે ફાવે તે ગમે તેને લૂંટી અને આમ ધોળે દહાડે બંદુકો ફેંકી શકે છે?"

થોડી વાર પછી "ધનનન" કરતો તોપનો ઘેરો ગંભીર અવાજ હવામાં પડછંદ જોરથી ગાજી ઉઠયો. આગનો સચેતન સળગતો દડો હોય એમ સુસવાટા કરતો તોપનો લાલચોળ બનેલો ગોળો હવામાં પોતાની વિનાશક મુસાફરીએ ઉપડયો! આગલા ઘોડેસવાર અને પાછલા સવારોની

બરાબર વચમાં પડ્યો ! પરંતુ પાછળના ઘોડેસવારો જોકે ક્ષણભર સ્તબ્ધ બન્યા તોય પાછા ફર્યા નહિ. એ સવારો આગળ વધે છે ત્યાં બીજો ગોળો ભયંકર જોરથી એક સવાર ઉપર પડયો. ગોળાના વજનથી, વેગથી તે સવાર અને ઘોડો જમીન ઉપર શબ થઈ પડ્યા. એના સાથીતો ત્યાં થંભી ગયા.

તે દરમ્યાન આગળનો ઘોડેસવાર આશાભર્યા વેગથી કિલ્લાના દરવાજા સમીપ આવી પહોંચ્યો. એ ઘણો જ નજીક આવ્યો અને જમાદાર ફતેહમહમદે આશ્ચર્યની એક બૂમ મારી. એ બૂમમાં સ્હેજ ભયનો પડઘો હતો.

"કોણ ? જમાદાર ડોસલ વેણ ?"

ધબ ધબ કરતો ચાર ચાર પગથીયાં એક સાથે કૂદતો ફતેહમહમદ નીચે દોડયો. એની પાછળ એના સાથીતો દોડ્યા. દરવાજા પાસેના ચોગાનમાં જમાદાર ડોસલ વેણ આવીને ઉતર્યો તેવો ફતેહમહમદ તેને ભેટી પડયો !

"કોણ ફતેહમહમદ ?" ડોસલ વેણે આનંદભર્યા આશ્ચર્યનો ઉદ્દગાર કાઢ્યો. એ વૃદ્ધ લડવૈયાની આંખમાંથી આંસુની ધાર વહી નીકળી.

ઘડીભર એ વૃદ્ધ સેનાપતિ અને એ યુવાન યોદ્ધો એકબીજાને ભેટી રહ્યા, જાણે કે અસ્ત પામતી અને ઉદિય થતી ક્ષત્રિયવટ એકબીજાને ભેટતી હોય !

પોતાના વૃદ્ધ અને ધ્રૂજતે હાથે આંસુ લૂછતો જમાદાર ડોસલ વેણ આખરે બોલ્યો: "ભાઇ ! મને થોડુંક પાણી દે ! આ અવસ્થાએ હવે સવારી થઈ શકે એવું નથી."

તરત જ પાણી હાજર થયું. ડોસલ વેણ બેઠો અને પાણી પી થાક ખાઇને સ્વસ્થ થયો. પછી ફતેહમહમદ બોલ્યો:

"ડોસલ ભા ! આ શું બન્યું ? કચ્છમાં તમારા ઉપર બંદુકોના ઘા કરવાની કોની હિંમત ?"

"બાપ ! હવે એ વાતો શું કરવી ? હવે તો 'દિન પલટયો, પલટી ઘડી, પલટી હથ્થ કમાન' જેવા દિવસ દેખવાના આવ્યા."

"કાં !"

"ભૂંડી થઈ છે. હમીર અને તુર્ક વાદીના ફરી ગયા. બાર ભાયાના

કારભારીઓને પકડી લીધા. મને પકડવાને માણસો મોકલવામાં આવ્યાં હતાં. પણ હું તો ભાગી છૂટચો અને તારા કિલ્લામાં આવી ભરાયો છું."

"રાયધણ છૂટો થયો !"

"હા! રાયધણને પાછો ગાદીએ બેસાડવામાં આવ્યો છે."

ફતેહમહમદ વિચારમાં પડી ગયો. ઊભી થયેલી પરિસ્થિતિ અનેક રીતે ગુંચવણભરી હતી. એણે એક મુદ્દાનો પ્રશ્ન કર્યો: "પરદેશીઓની ફોજ સાથે હવે કોણ લડશે ?"

"એ મને ખબર નથી. પણ તુર્ક છે. એ લડવૈયો છે."

"બીજા બધા પકડાયા હોય તો ઠીક પણ મેઘજી શેઠ પણ પકડાયા છે ?"

"પકડાયા જ હશે! મને કાંઇ પૂરી બાતમી નથી."

એવામાં વરધી મંગાવી બહારથી એક નાયક જેવો લાગતો સિપાઈ અંદર આવ્યો. ફતેહમહમદ તરફ જોઇને તે બોલ્યો:

"ફતેહમહમદ ભા ! અમે રા' રાયધણના મોકલ્યા આવ્યા છીએ."

"એમ ? શું છે, કહો !"

"અમારે તમને બે વાત કહેવાની છે. એક તો એ કે જમાદાર ડોસલ વેણ ઉપર રાજદ્રોહનું તહોમત છે. એટલે અમારો કેદી અમને તરત સોંપી દો. બીજું એ કે રા' રાયધણનું ફરમાન છે કે તમારે એમને વફાદાર રહેવાના સોગંદ લેવા."

ડોસલ વેણ અને બીજા બધા ફતેહમહમદ સામું જોઇ રહ્યા.

ફતેહમહમદ ક્ષણભર ઊંડા વિચારમાં પડચો. એના યુવાન કપાળ ઉપર કરચલીઓ પડી. આખરે તે ધીમેથી બોલ્યો:

"ભલે ભા ! તમારો કેદી તમે લઇ જાઓ પાછો! એમાં કાંઇ તમને ના કહેવાય ? અને હુંય રા' નો નોકર જ છું ને; એમાં વળી ફરમાન શાં ?"

સૌને માથે વિજળી પડી હોય એમ જડ બની ગયા ! ડોસલ વેણ ક્ષણભર મૂઢ બની ગયો !

ડોસણ વેણ સામું નજર કર્યા સિવાય ફતેહમહમદ પોતાના સિપાઇઓ તરફ ફરીને બોલ્યો: "ભાઇઓ ! ડોસલ વેણને જાપ્તામાં લઇ લો !"

ડોસલ વેણુ એક શબ્દ પણ બોલ્યો નહિ—બોલી શક્યો નહિ. ચાર સિપાઇઓ એનો હાથ ઝાલી બહાર ગયા.

ફતેહમહમદે આગંતુકને પૂછ્યું: "ભા! તમારૂં નામ?"

"મારૂં નામ ચાંદ."

"તો ચાંદમીંયા! તમે તમારા સાથીઓને અહીં બોલાવો જરા આરામ કરો. પછી ભૂજની વાત કરો. પછી નિરાંતે જજો વાળુમાળુ કરીને."

ચાંદનો આત્મા પ્રસન્ન થયો. તેણે બહાર ઊભેલા પોતાના સાથીઓને બોલાવ્યા. રોટલાની તૈયારી થઇ અને ભોજન કરતાં કરતાં ફતેહમહમદ અને ચાંદ વાતોએ વળગ્યા.

"મિયાં! આ ઓચીન્તું શું થઈ ગયું? રા' છૂટયા કયારે, ગાદીએ બેઠા કયારે?"

જવાબમાં ચાંદ હસ્યો. તેણે જવાબ દીધો: "ભા! એ તો બધું રાતોરાત પતી ગયું. મૂળ તો હમીરભા ને મેઘજી શેઠને બનતી નહિ. એમાં જ બધું સળગ્યું. મેઘજી શેઠ ગમે તે ભોગે પરદેશીઓ સાથે અંત સુધી લડવા માંગતા હતા. હમીરભાને સમાધાન જોઇતું હતું. પછી હમીરભા ને તુર્ક એક બીજા સાથે ભળી ગયા!"

"પણ એ કેમ બન્યું?"

"અરે, એ પણ એક મજા છે! હમીરભાએ તુર્ક વાદીનાને સમજાવ્યું કે મેઘજી શેઠ બાર ભાયાના કારભારીઓને ઝેર દેવાનો છે. મેઘજી શેઠને ત્યાં કાંઇ પ્રસંગ હતો. સાંજના સૌને જમવાનું કીધું હતું. હમીરે તુર્ક વાદીનાને સમજાવ્યું કે મેઘજી શેઠ ભોજનમાં બધાને ઝેર દેવા માંગે છે."

"પણ એ વાત સાચી કે નહિ?"

ચાંદે ચૂંચી આંખ કરી લુચ્ચાઇભર્યું હાસ્ય કર્યું. "સાચી હોય કે ન હોય પણ તુર્ક વાદીનાએ તો સાચી માની. બાકી તો હમીરભા પોતાને ઘેરથી જ ઝેરના બે લાડુ બનાવી લઈ ગયા હતા. લાડુ મેં બનાવ્યા હતા. એ લાડુ હમીરભાએ તુર્કને બતાવ્યા. તુર્કે પણ વધારે તપાસ કર્યા વગર વાત સાચી માની! તુર્ક ફર્યો, એટલે ફોજ પણ ફરી ગઇ. બાર ભાયાના કારભારીઓને રાતોરાત પકડયા. પણ એક જણુ નાસી ગયો!"

"કોણ ડોસલ વેણુ !"

"ના રે ના! ડોસલ વેણુ તો ભૂજમાં હતાય નહિ. એને પકડવા તો વળતી સવારે મને મોકલ્યો. પણ રાતોરાત નાસી છૂટચો તે તો મેઘજી શેઠ."

"કોણ મેઘજી શેઠ નાસી ગયો ?"

"એ જ વાત છે ને ! રા' ના પછાડા જુઓ તો જાણે ધરતીકંપ ! રા' ને તો મેઘજી શેઠનું માથું જોઇએ છે !"

"ત્યારે મેઘજી શેઠ નાસી છૂટચો એમ ?"

"હા! એ ક્યાં છૂપાયો છે એ પણ ખબર છે, પણ એમ તરત પકડાય એમ નથી. હવે તો આ પરદેશીઓ સાથે સમાધાન થયા પછી વાત. પરદેશીઓ સાથે સમાધાન થશે એમ લાગે છે."

"એમ ? કેવું ?"

"મોરબી અને રાધનપુરને થોડોક મુલક જોઇએ છે તે આપીને અને સિંધને લખપત આપીને. કંપની સરકારની સહાયકારી શરતો કબુલ કરી જામીન બદલ માંડવી અને અંજાર મહાલ સોંપી દઇને."

ફત્તેહમહમદની આંખમાં ક્રોધનાં પૂર આવ્યાં તેવાં શમી ગયાં. મીઠાશથી તેણે પૂછ્યું: "ચાલો, એમ આફત ટળી ગઇ. હવે રા'નું કેમ છે ?"

"રા' ને તો ઇસલામના પ્રચાર વગર બીજું શું જોઇએ ? એને તો ઇસલામ ફેલાવવાને ગામનાં મંદિરો ભાંગવાં એ એની છૂટ હોય તો બાકી આપણે શું કરીએ છીએ એની પરવા ઓછી છે."

"એમ ? ઠીક ! ઠીક ! પણ તમે કહેતા હતા કે મેઘજી શેઠ ક્યાં છૂપાયા છે તેની બાતમી રા' ને મળી છે. તો શેઠ ક્યાં છૂપાયો છે ?"

"શેઠ ? શેઠ તો છૂપાયો છે સરસમાં સરસ ઠેકાણે ! હાલ જ્યાં રા' નું બળ ન પહોંચે ત્યાં. બલિયારીના મિયાંણાનો એણે આશ્રય લીધો છે."

"સારૂં! હવે તમે આરામ કરશો ? હું ય જરા આડે પડખે થઉં!"

## પ્રકરણ ૫૯ મું.

### ફતેહમહમદ ભૂજ જાય છે.

જમાદાર ડોસલ વેણની મનોદશા અત્યારે કોઇને જરા પણ અદેખાઇ ન ઉપજે એવી હતી. ફતેહમહમદમાં એણે જે વિશ્વાસ મૂક્યો હતો તે તેને હવે અપાત્ર સ્થાને મૂકાએલો લાગ્યો. હમીર અને તુર્ક ફરી ગયા. મેઘજી પકડાઇ ગયો. આશકરણ શેઠ રાતોરાત જીવ લઇને ભાગ્યો અને પોતે હવે પકડાવાની અણી ઉપર છે. એના જીવનની રેતીના છેલ્લા દાણા એક પછી એક ભયાનક પડઘા કરતા પાતાળમાં પછડાતા હોય એમ જમાદારને લાગ્યું. એ વૃદ્ધ હૃદય વિચારે ચડયું. એનું હૃદય ઉંડા વિચારની આગમાં સળગવા લાગ્યું.

જાણે કે એ કેદખાનાની ઓરડીમાં ગુલામશાહ કલોરો, સિંધના સેનાપતિઓ, મારવાડના મહારાજા આદિને એણે સદેહે ધરતીનું પેટ ફાટી સજીવ બનતા જોયા! "જમદાર! દેખ! આ એ જ રાજા કે જેની તેં સેવા કરી હતી. અરે! જમાદાર! તેં તારા અલ્લાને આટલી બુતપરસ્તી કરી પૂજ્યો હોત તો તું પેગંબર બની જાત. અત્યારે તારે માટે જહન્નમની આગ સળગે છે! જમાદાર! જમાદાર! જમાદાર!"

આખી ઓરડીનું વાતાવરણ જાણે કે કાળી ચીસોથી સૂસવાતું હોય એમ જમાદાર ડોસલ વેણને લાગ્યું. એના હૃદયમાં, એના કાનમાં, એની એકેક એક નાડીને ધબકારે જાણે કે આ દેશની પાયમાલી સદેહે ગાજતી હોય એમ ધગધગતા અંગારા જેવું લોહી ધસવા લાગ્યું. એના અંગેઅંગમાં મનોવેદનાના વીંછીના ચટકા જેવા ડામ દેવાવા માંડયા અને જાણે કે આખો ઓરડો કોઇ ઘેરી રાતે જામતી ભૂતાવળથી ખદબદતો હોય, જાણે કે અનેક ભૂતો પોતાનું તાંડવ કરી જમાદારના દેહને આગમાં સેકી સેકીને ખાતાં હોય એમ ચોમેર કાળી કિકિયારી અને હૂ હૂ હૂ હૂ કરતા હોકારા વાતાવરણમાંથી એના કાને સંભળાવા લાગ્યા.

એકાએક એ ઓરડાનું બારણું ઉઘડયું અને અંદર ફતેહમહમદ અને ચાંદ દાખલ થયા. "ચાંદ! આ તમારો ચોર! ચાલો એને બાંધી લઇએ!"

જમાદાર ડોસલ વેણ કાંઇ બોલે તે પહેલાં તેના વૃદ્ધ દેહને દોરડાંથી બાંધી દેવામાં આવ્યો. ચાંદ ફતેહમહમદને અભિનંદન આપતો બોલ્યો :

"ખરેખર ફતેહમહમદ! રાયધણની સાથે મળી જઇને તમે એક કહાપણનું કામ કર્યું છે. રાયધણ પોતાના મિત્રોની કદર કરી શકે છે."

"જરૂર! ગમે તેમ હોય તોય રા'સાહેબ રાજ્યના ધણી છે. એના પગની ધૂળ પણ માથે ચડાવવી જોઇએ. એટલા માટે જ રા'બાવાની સેવામાં મારી સેવા સમર્પણ કરવા હું જાતે મારી ફોજ લઇને આવું છું ને!"

"હા! અત્યારે ફોજ પણ ખૂબ ઉપયોગી થઇ પડશે. રાં બાવાને એક ખડી ફોજની તો ઘણી જ જરૂર છે."

દોરડેથી મજબૂત બાંધેલા જમાદારને એક ઉંચી તોખમની કચ્છી ઘોડી ઉપર એકલો લાધવામાં આવ્યો અને એની એક બાજુ ચાંદ અને બીજી બાજુ જમાદાર ફતેહમહમદ સવાર થઇ ચાલવા લાગ્યા.

આખેય માર્ગે તેઓએ કચ્છની પલટાયેલી રાજકીય સ્થિતિ ઉપર વાતો કરી. જમાદાર ફતેહમહમદ રા' રાયધણનો નવો મિત્ર થઇને આવતો હતો, એટલે એને તમામ વાતથી વાકેફ કરવાનો ચાંદે પોતાનો ધર્મ માન્યો. હમીર અને તુર્ક વાદીના રાયધણના હિતમિત્રો થઇ ગયા હતા. બદલામાં હમીરને ૨૪ ગામનો સુવાંગ ગરાસ અને તુર્ક વાદીનાને રાજની વજીરાત અને ફોજની સરદારી મળવાનાં હતાં. મેઘજી શેઠ માંડમાંડ નાસી છૂટ્યો હતો અને બલીયારીમાં જઇ ભરાયો હતો. આશકરણ રણ ઉતરી ગયો હતો. રાં રાયધણના રસ્તા બાર ભાયાના કારભારીઓએ આમ મોકળા કરી દીધા હતા.

પરદેશી આફતને ચાંદ કશીયે ગણતરીની લેખતો ન હતો. કંપની સરકારના સહાયકારી કોલકરારનો ખરીતો લઇને કપ્તાન જેમ્સ મેકમર્ડો રણને માર્ગે બટાલીયનો દોડાવતો કચ્છના સીમાડા તરફ આવતો હતો, પરંતુ એ કંપની સરકાર માટે કચ્છના ખર્ચે એક નાનીશી ફોજ નિભાવવાના બદલામાં કંપની સરકાર રા' રાયધણ અને તેના વંશવારસોને કચ્છની ગાદી ઉપર સલામત રાખવાનું માથે લેતી હોય તો પછી રા' રાયધણને તો એ શરતો સામે વાંધો શો હોય? મોરબીને અધોઇ દઇ દેવામાં આવે તો મોરબીની ફોજ પાછી ચાલી જાય અને રાધનપુરનેય એની તરફનો થોડો મુલક દેવાશે એટલે એય પાછો જશે. નવાનગરની ફોજ હજી દેખાતી ન હતી. બાલંભા જામનગરને દેવાનું લગભગ ચોક્કસ

થયું છે. આમ કચ્છના ત્રણ બાજુના સીમાડા કાપી નાખીને રા' રાયધણ કચ્છને પરદેશની આફતમાંથી બચાવવા મથતો હતો. સિંધના નાસેકુ મીર આહેરઅલીને લખપત આપવું કે નહિ તે હજી ચોક્કસ ન હતું. કચ્છનું આ રાજપ્રકરણ જમાદારે જાણ્યું. જમાદારે એ પણ જાણ્યું કે બીજી કોઇ રીતે પરદેશી આફતમાંથી ઉગરવાનો ઉપાય નથી કેમકે રા'ની પોતાની પાસે ખડી ફોજ નથી અને રાજ્યના ભાયાતો ફોજ મોકલે કે નહિ એ હજી શંકાસ્પદ હતું.

આ બધી વાતો જેમ જમાદાર ફતેહમહમદ માટે નવી હતી તેમ જમાદાર ડોસલ વેણુ માટે પણ એટલી જ નવી હતી. એ વૃદ્ધ સરદારના માથા ઉપર તો એક એક શબ્દે જાણે કે હથોડાના પ્રહારો એક પછી એક પડતા લાગતા હતા.

રાજખટપટના ત્રાસથી જાણે કે સૂર્યનારાયણે પોતાના પેટમાં કટાર હુલાવી હોય અને એનો તેજસ્વી દેહ જાણે કે પોતાના લોહીના લાલ રંગે રંગાયો હોય અને એ લોહીની છોળો આકાશને લાલ લાલ રંગતી હોય એમ સંધ્યાકાળ થવા આવ્યો. આથે આઘેના કોઈ સમુદ્રમાં ભગવાન સૂર્યનારાયણ જાણે કે જળસમાધિ લેતા હોય એમ ક્ષિતિજની પાછળ ડૂબ્યા અને સાથોસાથ રાતનાં અંધારાં જગત ઉપર ઉતરવા લાગ્યાં.

એક નાના ગામડામાં તેઓએ રાતના પડાવ નાંખ્યો, વાળુપાણી કર્યાં અને મોડી રાતે બધા સૂતા.

જમાદાર ડોસલ વેણુને ચાંદ અને ફતેહમહમદની વચ્ચે સુવાડવામાં આવ્યો હતો. મધરાતના અઘોર પહોરે કોઇએ જમાદારનો હાથ પકડી તેને ઉંઘમાંથી જાગ્રત કર્યો. જમાદાર ઝબકીને જાગી ગયો. તેણે જોયું કે ગાઢ અંધારામાં કોઇ માણસ એની પથારી પાસે બેઠો છે.

"કોણ છે એ?" જમાદારે પૂછ્યું.

"કાકા! ધીમે ધીમે! હું ફતેહમહમદ!"

"ફતેહમહમદ!" જમાદારના ધીમા અવાજમાં પણ સળગતો રોષ જાણે કે ગાજવા લાગ્યો: "તું આપમતલબી! બોલ શું છે?"

"કાકા! મને નાહક ન નિંદશો. હું જેવો છું તેવો, પણ તમે હવે ભાગવા માંડો. બહાર તમારી ઘોડી મેં તૈયાર રખાવી છે. પાયગામાં બંદૂક અને વાટખર્ચી છે."

"હું હવે ભાગવા માંડુ? આ દેશનું નખ્ખોદ નીકળ્યું અને હું સીત્તેર વર્ષનો ડોસો મારો જાન વહાલો કરૂં?"

"કાકા! મારૂં માનો! બલીયારીમાં મેઘજી શેઠ છે. તમે ત્યાં જાઓ. શેઠ અને તમે આ આફતમાંથી કાંઇ રસ્તો શોધી કાઢજો."

"હું શો રસ્તો કાઢું?"

"તમે નહિ તો મેઘો કાકો જરૂર કાઢશે અને એક વાત ધ્યાનમાં રાખજો કે ફતેહમહમદ તમે ધારો છો એટલો દેશ પ્રત્યે બેવફા નથી."

"પણ તું ભૂજ—"

"કાકા!" ફતેહમહમદ ધીમેથી હસીને બોલ્યો: "મેં જાણ્યું, તમે સમજશો; હું જાઉં છું ભૂજ પણ રા'ને વશ કરવા, હમીર અને તુર્કથી છૂટો પાડવા."

"એમ? ત્યારે તો અલ્લા બેલી!" કહીને જમાદાર ડોસલ વેણ ઉઠયો. એની વૃદ્ધ અને જર્જરિત કાયામાં જુવાનીનું જોર સિંચાયું. ડોસાએ ભેટ બાંધી અને ગુરૂ શિષ્ય બન્ને બહાર નીકળ્યા. ડોસલ વેણે કહ્યું: "છોકરા! દેશના ઇતિહાસમાં તારૂં નામ અમર અક્ષરે લખાવનારૂં તારૂં ભાગ્ય આજે તારી સામે રમે છે. એને દગો મ દેજે. ભૂજના સમાચાર વહેલા વહેલા મોકલજે."

આંગણામાં તરવરીયો તોખાર હાવળ દઇ રહ્યો હતો. જમાદાર એક કુદકે સવાર થઇ ગયો અને જોતજોતાંમાં તો એના ઘોડાની પડઘીઓ પણ રાતના શાંત અંધકારમાં ઓગળી ગઈ.

---

## પ્રકરણ ૬૦ મું.

---

### બલીયારીનો મિંયાણો.

બલીયારીના માટીયાળ કિલ્લાની રાંગ બહાર ચોતરફ ખુલ્લું મેદાન છે. ક્યાંય પણ ગાઉના ગાઉ સુધીમાં ઝાડનું કે ખેતીનું જરાયે નિશાન નથી. દુશ્મનો ચડી આવે તો દશ ગાઉથી દેખાય એવું ચોતરફ ખુલ્લું ને ઉજ્જડ મેદાન છે. એ મેદાનમાં શકરાના શિકારી માળા જેવો મિંયાણાઓનો બલીયારીનો નામચીન અભેદ્ય કિલ્લો આવ્યો છે.

કિલ્લાના દરવાજાની બહાર પાંચસો મિંયાણા જુવાનીયા થનગને છે. કોઈ ઘોડાં કેળવે છે, કોઇ ઊંટને કેળવે છે, કોઈ સામસામા કુસ્તી કરે છે અને નજીકમાં જ આવેલા પનઘટ ઉપરથી માટીનાં બેડાંથી જળ સારતી પનિહારી મિંયાણીઓ ટહુકતી અને જુવાનોને ટોકતી જાય છે. કોઇ શ્યામ સુંદર મિંયાણી આકર્ષણ કરી ક્ષણભર એ આખા ડાયરાની નજરબંધી કરી લે છે અને ફરી વાર પાછા ગામડાંનાં ધૂળીયા આનંદના આકાશે ચડે છે. મિંયાણા જુવાનીયા આમ ગામને પાધર રંગની છોળ ઉડાવી રહ્યા છે.

દૂર દૂરથી એક થાકેલી ઘોડીનો રેતીથી ખરડાયલો સવાર દોડયો જાય છે. એકે આંગળી નોંધી કહ્યું: "અલ્યા જુઓ! જુઓ!"

પનિહારીની હેલો થંભી ગઈ. રમતો થંભી ગઇ. સૌ એ ઘોડીને જોઇ રહ્યા. ઘોડી વારંવાર ઠોકર ખાતી હતી. એક વાર તો ભોંય પર પડી સવારે કૂદી જઇને ફરી ઘોડીને ઉઠાડી અને ફરી ડગલે ડગલે પગની ઠોકરથી ધૂળ ઉરાડતી ઘોડી હાંફતી હાંફતી આગળ ચાલી.

બરાબર ગામનો ઝાંપો સામો આવ્યો. એક બાજુ પાંચસો જુવાનીયા છે, બીજી બાજુ દશવીસ પનીહારી જોઇ રહે છે અને ઘોડી પડી. પડતી ઘોડી ઉપરથી ઉતાવળી ફલાંગ મારી સવાર નીચે કૂદી આવ્યો.

"ઉઠ! બાપ! ઉઠ! હજી તો પંથ લાંબો છે ને તું કાં અધવચ અટકી જાય?" ઘોડીને આર્જવતાથી છલકાતા અવાજે તે મુસાફરે ઘોડીને કહ્યું.

પરંતુ એ ઘોડી તમામ સમજાવટ અને આજીજીથી પર ગઇ હતી. એના થાકેલા દેહમાં હવે પ્રાણ રહ્યા ન હતા. ઘોડીએ એક નજર કરી મુસાફર સામે છેલ્લો શ્વાસ લીધો. એ શ્વાસ જાણે કે તોલદાર બનીને ધરતી ઉપર પડયો. એના મોઢા ઉપર લોહીનાં પાતળાં ફીણ આવ્યા અને એ જાતવંત ઘોડી એના સવારને પરભોમમાં છોડીને ચાલી નીકળી.

સવારના લોટ ફાકતા મોઢા ઉપર અપાર ગમગીની છવાઈ ગઇ. તે ભોંય પર પડયો અને ઘોડીની નિષ્પ્રાણ ગરદનને બે હાથે વળગી પડી મરેલી માતાની જેમ વળગી પડી એક બાળક જેમ રડે તેમ છાતીફાટ રોયો. "હાય રે! મારી લખી! મારી માઢી! હાય રે! હાય રે!" એની આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યાં.

પાંચસોયે જુવાનીયાની રમત થંભી ગઇ. એક જાડા જેવો જુવાન

ખડખડાટ હસી પડ્યો: "જુઓને! આ મૂરખ! ઘોડી ઉપર રૂએ છે! સાવ અક્કલ ગુમ થઇ છે ને? હાય! હાય!" એણે એ મુસાફરના ચાળા પાડ્યા અને બીજા બધા જણ ખડખડાટ હસી પડ્યા.

"એ મૂરખ!" જુવાનીયા ભૂસો મારતા ગયા અને હસતા ગયા. જાણે કે જગત આખાની આંખોથી બહાર વસતો હોય એમ એ મુસાફર ઘોડી ઉપર ઊનાં આંસુ વરસાવવા લાગ્યો.

"અલ્યા!" એક જુવાનીયો બોલ્યો: "જણ કોક જાડો માતો લાગે છે. આંચકી લ્યો એની પાસે હોય તે."

પનઘટ પરની પનિહારીઓ આ બધું સાંભળી રહી હતી. એક જુવાન જાજરમાન લાગતી છોકરી આગળ આવીને બોલી: "ખબરદાર!"

જુવાનીયા થંભી ગયા. એ મિંયાણી આગળ આવી. મુસાફરના ખભા ઉપર હાથ મૂકીને બોલી: "માડુ! કયાં જઇશ?"

મુસાફરે નજર ફેરવી. વહેતાં આંસુની છાલકમાંથી એક શ્યામસુંદર મ્હોં જોયું અને તે બોલ્યું: 'જવું તો કચ્છડો ઉતરી જાવા! મારી બ્હેન! પણ આ મારી લખી અહીં દટાણી!"

"આ તારી ઘોડી ઉપર આટલો વિલાપ કાં કરે, મારા ભાઇ?"

"બ્હેન! આ મારી ઘોડી તો જાતવંત! હાથનાં આંગળાં કરડાવી ઉછેરી છે."

"પણ મારા ભાઇ! ત્યારે તારે કચ્છડો કાં છોડવો પડ્યો?"

"કચ્છ તો આજ સારા માણસને કયાં લાયક રહ્યો છે? બાવાની બીક કાંઇ ઓછી છે?"

મિંયાણીએ પોતાનો પાલવ પહોળો કરીને કહ્યું: "તો મારા ભાઇ! મારા ગામને પાદરથી કોઇ ભૂખ્યો માણસ જતો નથી. મારે ઘેર રોટલા ખાઇ લે."

"અરે બ્હેન! મારી પાછળ તો કટક છૂટયાં હશે! રાયધણ બાવાને ખબર પડે તો કટકોય ન મૂકે."

"બાવાની બીક હોય તો બહારવટીયામાં રહે, ભાઇ! આંહી બાવાની આણ વરતતી નથી."

બહારવટીયાનું નામ સાંભળી મુસાફર ચમક્યો. એની આંખમાં એક

ચમક આવી. તેણે કહ્યું: "આ જ બલીયારી ! મિંયાણાનું બલીયારી તે આ જ ?"

"હા, કેમ ? તું તારે ભય રાખ્યા વિના હાલ્યો આવ ! તારો વાળ વાંકો થાય તો મારો જીવ કાઢી નાંખું."

"મહમદ સેતા પોતે અહીં છે ?"

"તું ક્યાંથી ઓળખે ? મહમદ સેતો મારો ખાવીન્દ થાય ! એ અહીં જ રહે છે."

"તો એક આદમીને મોકલીને વાવડ દેવરાવોને કે મેઘજી શેઠ આવ્યો છે."

"તે તું જ મેઘજી શેઠ ?" હાકલ મારી બાઇએ એક જુવાનને દોડાવ્યો. મેઘજી શેઠ જેવો મહેમાન આવવાના સમાચાર દેવા જુવાન પવનની પાંખ ઉપર દોડ્યો.

થોડી વારમાં જ દોડતાં દોડતાં પાઘડીના આંટા બાંધતો એક સશક્ત અને ભીમકાયો પહેલવાન મિંયાણો દેખાયો. આવીને મેઘજી શેઠને વળગી પડ્યો: "ભલે આવ્યો ! ભલે આવ્યો ! હવે ગામમાં ચાલ ને રોટલા ખા."

"પણ મહમદભાઈ ! તમને ખબર છે કે મારી પછવાડે દરબારની વહાર દોડતી હશે !"

"ભા ! દરબારની વહારોએ મિંયાણાને કોદિ એના ધંધામાં કે પરોણાગતમાં રોકયા છે ? માટે બોલ્યાચાલ્યા વગર આગળ થઇ જા. નહિતર વળી કાંક કહેવું પડશે !" કૃત્રિમ રોષથી હસતાં હસતાં મિંયાણાએ મેઘજી શેઠનું કાંડું પકડ્યું.

"પણ આ મારી ઘોડી !"

મિંયાણાએ ઘોડી સામું જોઇને ત્રાસથી કહ્યું: "અરર ! ઘોડી તો મરી ગઇ છે અને આ ઘોડી તો દેવકરણની ઘોડીની ઓલાદની લખી ! કચ્છને ગામડે ગામડે જેની જાતનાં વખાણ થાય છે એ ! ભાઇઓ ! આ ઘોડીને બરાબર દફન દેજો હોં ! માથે રેશમના રેજા પાથરજો ! એ ઘોડીની ઓલાદ તો કચ્છના શૌર્યનો ઇતિહાસ છે, હોં."

મેઘજી શેઠ અને મહમદ બે હાથમાં હાથ નાંખી ગામના ઝાંપામાં બેઠા. થોડી વાર તો મહમદ સેતાની ડેલીએ અફીણના કસુંબાની છાકમછોળ

થઇ રહી. ધીમે ધીમે મિંયાણાનો ડાયરો ભરાયો. કચ્છના રા' ને ખુદને કેદમાં નાંખનાર કચ્છી નરને જોવાને ભીડ જામી રહી.

"શેઠ! ભુજમાં થયું શું છે? આમ ભાગ્યો કેમ!"

"મહમદ! થયું છે તે ભૂંડું થયું છે. હમીર, રા' ને તુરક ફરી ગયા ને રા' ને છૂટો કર્યો."

"હા!" રા' બંધાયો હોય કે છૂટો હોય એમાં આ રણવગડામાં રહીને આપજોરે લૂંટફાટથી કમાતી કોમને કાંઇ સીધો સ્વાર્થ ન હતો.

"અને માથે પરદેશી ચડી આવ્યા છે."

"કચ્છ માથે પરદેશી!" મિંયાણો ચમકયો.

"હા! બાપ!" મિંયાણા સામે તાકીને મેઘજી બોલ્યો: "મિંયાણા ભીયાં કકલે છ છ છોકરાના બલિદાન દઈ પરદેશીઓને તગડયા. મિંયાણાએ હજારો માણસોના ભોગ આપી ગુજરાતના મોગલ સુબા શેરબુલંદખાનને નસાડયો, મિંયાણાએ સેંકડોનો ભોગ આપી ગુલામશાહ અને સરફરાજ કલોરાને રણમાંથી કાઢયા; પણ આજ તો કચ્છનાં પાણી ઉતર્યાં ને કચ્છ પારકે દેશ વેચાવા બેઠો."

મિંયાણા કોમના કચ્છના ઇતિહાસમાં શૂરવીર જાતિ તરીકેના ભવ્ય સ્થાનના એક એક દાખલે મહમદ સેતાની કસ ફાટફાટ થતી હતી. એની બંડીના જાણે કે ટાંકા તૂટતા હોય એમ એનું અંતર આવેશથી ફૂલતું હતું.

"બસ! શેઠ, બસ! આખો દેશ જ્યાં રંડાયો ત્યાં એક મિંયાણાને શો દોષ દેવો? પણ તું કામ બતાવ. હું મિંયાણો છું. બોલ!"

મેઘજી શેઠ ઘૂંટણભર બેઠો થયો. અણધાર્યા સાંપડેલા તકદીરે તેની મહત્ત્વાકાંક્ષાના ઓઘ પાછા સજીવન કર્યા. ખુંખારો ખાઈ હુક્કાની ફુંક લઇને તે બોલ્યો: "ભાઇઓ મારા! મરેલા પ્રેત ઉપર ગીધ બાઝે તેમ આજે ચોમેરથી આ દેશને તમે પરદેશી ગીધોથી ચીરાતો જુઓ છો. તમે લૂંટારા તોય આ દેશના! તમે ગમે તેવા તોય મિંયાણા! તમે આજે તમારા હાથનાં ઝેર રૈયત ઉપર નહિ પણ પરદેશી ઉપર ઉતારો. જે દિવસ મિંયાણો આમ બહાદુર બનશે તે દિવસ તમારી કોમનો ઉદ્ધાર છે, તમારી નોકનો ઉદ્ધાર છે, સાથે સાથે તમારા દેશનોય ઉદ્ધાર છે.

"આજે આ દેશ બે પક્ષોથી રીબાઇ રીબાઇને મરે છે. એક પક્ષે રાયધણ અને તેના પ્રપંચી પાસવાનો સ્વચ્છંદ સત્તા જમાવવા માંગે છે, હિન્દુઓ ઉપર ભારબોજે ઇસલામ લાદવા મથે છે, રૈયતનાં રૂપ અને રૂપાને લૂંટવા મથે છે; બીજી બાજુ પરદેશીઓ આ કચ્છના બગીચામાંથી માલ–મેવા લૂંટવા આવે છે. જે ફાવશે તે રૈયતને મારશે. રૈયતનો આ બેમાંથી કોઇયે ધણી નથી. તમે ખૂબ લૂંટફાટો કરી. ખૂબ રૈયત ઉપર કેર ગુજાર્યા, પણ આજ તો કોઇ અનેરા ખેલ ખેલી બતાવો. આજ તો એવું કરો કે તમારી ભૂતકાળની બદફેલી ભૂંસાઈ જાય, માત્ર એક કામ ઇતિહાસમાંથી બહાર ઝળકી ઉઠે! બોલો, મા આશાપુરાની જય!"

"જય આશાપુરા! અલ્લા બેલી!" કરતા પાંચસો જુવાન તગતગતી આંખોથી બેઠા થઇ ગયા: "બોલ શેઠ! કામ બતાવ! મેણાં રહેવા દે."

"ચાર દિવસ ખમી જાઓ! ચાર દિવસમાં મનફાવી મોજ માણો. પાંચમે દિવસે હું તમને મોતના મારગ બતાવીશ." મેઘજીએ કહ્યું.

ત્રીજે દિવસે જમાદાર ડોસલ વેણ પણ બલીયારીમાં આવી પહોંચ્યો. મિંયાણાની તૈયારી જોઇ એ વૃદ્ધ સરદારનો આત્મા આભારથી છલકાઇ ઉઠ્યો.

એની અને મેઘજીની રોજ રોજ મોડી રાત સુધી મસલતો ચાલવા માંડી.

---

## પ્રકરણ ૬૧ મું.

---

### કચ્છનો ભાગ્યવિધાતા.

ફતેહમહમદ અને ચાંદ વળતી સવારે ઉઠ્યા. જમાદાર ડોસલ વેણ ભાગી ગયેલો દેખાયો. ચાંદ ખૂબ ધમપછાડા કરવા લાગ્યો. જમાદાર ફતેહમહમદના ધમપછાડાએ ખુદ ચાંદને પણ ધ્રુજાવી મૂક્યો. એણે ગાઉના ગાઉ સુધીના મથકમાં ઘોડેસવારો દોડાવ્યા. ઘોડેસવારોને ખૂબ ગાળો દીધી. રા' બાવા ખૂબ ગુસ્સે થશે એવો ભય બતાવ્યો; પરંતુ જમાદાર ડોસલ વેણુનો પત્તો ગમે તેટલા ધમપછાડા કરતાંય લાગે એમ

ન હતું. એટલે ચાંદની સાથે જમાદાર પોતાની હયદળ ફોજ લઇને ભૂજ તરફ ચાલી નીકળ્યો.

ત્રીજે દિવસે તેઓ ભૂજના દરવાજામાં પેઠા. ચાંદ સીધો રાયધણુને મળવા ગયો અને જમાદાર ઉતારે રોકાયો. "તમે આવાને મારી બધી વાત કરજો ને હું આ મારાં માણસોના ઉતારાનો બંદોબસ્ત કરી આવું છું. પાછળ મને વાર લાગે તો બોલાવજો."

ચાંદ સીધો દરબારગઢમાં ગયો. જ્યાં ચારસો શહીદોનાં લોહી રેડાયાં હતાં, જ્યાં જગા મહેતા ને દેવચંદ શેઠનાં ખૂન થયાં હતાં, તે ઓરડામાં રા' રાયધણુ લાલપીળા મણુકાની તસબી પહેરી બેઠો હતો. ચાંદને જોઇને તે ઘેરે અવાજે બોલ્યો: "કેમ ડોસલાને પકડી આવ્યો ?"

"ડોસલાને પકડ્યો'તો પણ ડોસલો વચમાં નાસી ગયો-"

રા' રાયધણુની આંખમાંથી ખૂન ઝરવા લાગ્યું. "કેમ કરીને નાઠો ?"

ચાંદે પોતાની મુસાફરીનો આખો ઇતિહાસ સંભળાવ્યો. હજારેક માણસની ફોજ લઇને જમાદાર ફતેહમહમદ પોતાના પક્ષમાં મળ્યો છે એ વાત જાણી રા'ને સંતોષ થયો. ડોસલ વેણુને જીવતો પકડી તેની ખાલ ઉતારવાની વાત તે ભૂલી ગયો અને આતુરતાથી બોલ્યો:

"ક્યાં છે ફત્તો જમાદાર ?"

"બાવા ! એ પોતાના માણસોનો બંદોબસ્ત કરવા રોકાયો છે. હમણાં આવશે."

ત્યાં ધબધબ કરતો કચ્છના ઇતિહાસમાં લોહીયાળ કીર્તિ ભોગવતો 'રાજદરબારી' જમાદાર ફતેહમહમદ દાદર ચડીને દિવાનખાનામાં આવ્યો. તેની પાછળ દસ-પંદર હથિઆરબંધ સિપાહીઓ હતા.

રાયધણુની સામે તેણે નજર ન કરી. ચાંદની સામે તેણે જોયું પણ નહિ. પોતાનાં માણસો તરફ ફરીને તે બોલ્યો: "આ બન્ને તમારા કેદીઓ ! બાંધી લ્યો !"

પલકારામાં માણસોએ ચાંદ અને રાયધણુને બાંધી લીધા ! રાયધણુ ફાટી આંખે જોઇ રહ્યો. "ચાંદ ! લુચ્ચા ! દગો ! દગો !" એટલું જ તે બોલી શક્યો.

ચાંદની આંખ આગળ લાલપીળા તારા નાચવા લાગ્યા. ભમભમી તિરસ્કારથી તે હસ્યો અને બોલ્યો: "કુત્તા! આટલો દગો! આટલી નીચતા!"

"દગો! તમે દગાખોર લોકો મારા આ દગાથી ભડકો છો? બાર ભાયાતને ઝેર દેવાનું મેઘજી શેઠને માથે તદ્દન જૂઠું આળ ઓઢાડનાર કોણ હું હતો? આધોઇના કિલ્લા બાબત પરદેશીઓને બાતમી આપી દેનાર કોણ હું હતો? કચ્છ દેશના ભાગલા પાડી એનું જાહેર લીલામ કરનાર કોણ હું હતો? ખબરદાર! કાનફટા! દગો શબ્દ તારા મોઢામાં શોભતો નથી અને આ કચ્છનો ધણી! ફકીરફકરાં ને ધૂતારાને હાથે આ દેશનું નખ્ખોદ વાળનાર આ રાયધણને હું નમું? મેઘજી શેઠ જેવા દોસ્તને છોડી, ડોસલ વેણ જેવા સરદારને તરછોડી આ હમીર અને તુર્કના ગુલામ જેવા નામર્દ રાયધણના પગમાં શું મારી સમશેર ધરૂં?"

જુનાગઢમાં તોફાન કરી નાસી આવેલો કાનફટો ચાંદ ક્ષણભર જબાનબંધ થઇ ગયો. રાયધણની સાપના જેવી ઝેરીલી આંખો માત્ર ફત્તેહમહમદને એકી ટસે તાકી રહી. એનું મગજ કોઇ દિવસ સ્થિર તો નહોતું. વેરઝેરથી નીતરતી એની બાજી, કાગળના કિલ્લાની માફક માત્ર રમનારાને દફનાવતી એના માથા ઉપર આમ અચાનક તૂટી પડવાથી એનું મગજ બહેર મારી ગયું હતું. એક ઘડી પહેલાં ફોજ વગરના રાં'ની નિગેહબાનીમાં હજારની ફોજ ધરનાર જમાદાર માટે એના અંતરમાં પ્રેમનો ક્ષણજીવી આવેશ ઉભરાયો હતો; બીજી જ ક્ષણે તે ફરી વાર ગિરફતાર થયો હતો! બબ્બે વાર રૈયતને હાથે કેદ થનાર રાજાને પોતાના જીવનની આ છેલ્લી અને ત્રીજી ગિરફતારીમાં કાળની નોબત વાગતી સંભળાઇ. એની રમત સંકેલાઇ હતી. વિધિએ એના મ્હોં સમક્ષ જે જામ ધર્યો હતો તે જામમાં દૂધ નહિ પણ હળાહળ ઝેર હતું એમ તે સમજી શક્યો. તે ચૂપ જ રહ્યો. કચ્છનું ભાગ્યસર્જન કરવાની એની ભાવનાઓ બધીયે ફના થઈ હતી.

ચાંદ ક્રોધથી બૂમ પાડવા લાગ્યો: "હમીર! તુર્ક! બધા ક્યાં છે? ક્યાં છે દરબારી દોઢીના દરવાનો? આ હરામખોર બેવફા આદમીને પકડી લ્યો ને હાથીપગે કરી નાંખો."

જમાદાર ખડખડાટ હસ્યો: "બોલાવો હમીરને અને તુર્કને." તેણે પોતાના એક માણસને આજ્ઞા કરી.

દોરડાથી મજબૂત બંધાયેલા હમીર અને તુર્ક વાદીનાને અંદર લાવવામાં આવ્યા. આ બંદીવાન થયેલાઓ સામું કાનફટો મૂઢ જેવો જોઇ રહ્યો.

"ચાંદ જમાદાર! અમે બધા ને આપણા બધા આદમી પકડાઇ ગયા છીએ." હમીરે પગના અંગુઠાથી ધરતી ખોતરતાં કહ્યું.

"બસ! હવે તમારી જોડે હોંસાતોંસી કરવાનો મને વખત નથી, પણ એક વાત યાદ રાખો કે રૈયત જીવે છે ત્યાંસુધી બાર ભાયા પણ જીવે જ છે. હું બાર ભાયા વતી તમને બધાને બંદીવાન રાખું છું અને એનો હુકમ થશે તે પ્રમાણે અમલ કરીશ. ત્યાંસુધી ચાંદ, હમીર અને રાયધણને દરબારગઢમાં કેદ રાખીશ અને તુર્ક વાદીના! તું આ કાવતરામાં? ફટ્ છે તારી જનેતાને!"

"જમાદાર! થયું તે ના થવાનું નથી, પણ મેઘજી શેઠે જો રાજ્યની સત્તા હાથમાં લેવાનું કાવતરૂં ન કર્યું હોત તો—"

"તુર્ક વાદીના! તું તો સિપાઇ તે સિપાઇ જ રહ્યો. મેઘજીના કાવતરાની આખી વાત જ કોઇક તરકટીએ બનાવી કાઢી છે. પણ જો સાચી હોત તોયે પાડાને વાંકે પખાલીને ડામ હોય? એક માણસના વાંકે આખો દેશ પરદેશીને ત્યાં ગીરો મૂકવા બેઠો?"

તુર્ક વાદીના નીચું જોઇ સાંભળી રહ્યો. વિચારવંત ગણાતા પોતે કાવતરામાં જોડાવામાં ભૂલ ખાધી હતી. હમીરે તેને કહેલી વાત બનાવટી જ હતી એમ તેને એકદમ લાગી આવ્યું. પણ સાચી હોય તોયે પોતે લીધેલું પગલું તેણે લેવું જોઇતું ન હતું એમ પણ તેને સમજાયું. તેણે કહ્યું: "જમાદાર! ગઇ ગુજરી જવા દે! હવે મારી એક વાત સ્વીકાર."

"શું છે?"

"મને મારી જાતે મરવા દે!"

જમાદાર ફતેહમહમદ થોડી વાર ચૂપ રહ્યો. માનસશાસ્ત્રના અથંગ અભ્યાસી તરીકે, અનેકવિધ માણસો સાથે અનેકવિધ રીતે કામ લેનાર પાકા મુત્સદ્દી તરીકે જેની કીર્તિ ભવિષ્યના એક દાયકામાં જ ઠેઠ કલકત્તાના ઝાંપા સુધી જામવાની હતી, તે જુવાન જમાદાર ફતેહમહમદ તુર્ક સામે જોઇને બોલ્યો: "તું સિપાહી છે—તારા દીલમાં પાપ નથી. હું તને એક તક આપું છું. મારા અખત્યારમાં જ્યાંસુધી જે વાત છે એ હું કરી છૂટું છું. પછી તું જાણ અને તારૂં તકદીર જાણે."

"શું ?" તુર્કે આતુરતાથી પૂછ્યું.

"તું જા ! અત્યારે જ ઉપડ ! બલીસારીમાં મેઘજી શેઠ અને જમાદાર ડોસલ વેણુ છે એમને અહીં બોલાવી લાવ. એમને મારા સલામ સાથે કહેજે કે રાયધણુ ફરી પકડાયો છે અને ફતેહમહમદ બાર ભાયા તરફથી ભૂજનો જાપ્તો રાખી બેઠો છે."

જમાદારે પોતાના માણસને સંજ્ઞા કરી. તરત જ તુર્ક વાદીનાના પાકા બંધ છોડી નાંખવામાં આવ્યા અને એક પણ શબ્દ બોલ્યા સિવાય તુર્ક વાદીના ત્યાંથી ચાલ્યો. એની પાછળ ચાંદ આશાભરી દૃષ્ટિથી જોઇ રહ્યો. જમાદાર તે જોઇ બોલ્યો: "તું આખરે હજુરી ને ! એટલે બધું હજુરીની નજરે જુએ છે. હું સિપાહી છું ને સિપાહીની નજરે જોઉં છું. તું એમ માને છે કે તુર્ક વાદીના છૂટો થયો એટલે બહારથી મદદ મેળવી તમને બધાને છૂટા કરશે. હું કહું છું કે તુર્ક ગમે તેમ તોય સિપાહી બચ્ચો છે, એ એને સોંપાયેલું કામ ઉઠાવશે."

જમાદાર ત્યાંથી ચાલ્યો ગયો. થોડી વારમાં દરબારગઢમાં નીચેના ઓરડાઓમાં ત્રણ જણને–રાયધણ, હમીર અને ચાંદને–અલગ અલગ પૂરી દેવામાં આવ્યા. કચ્છના રાજમહેલમાં ફરી વાર બાર ભાયાના ચોકીપહેરા બેસી ગયા.

જેની પાછળથી દોમદોમ સાહ્યબી જામવાની હતી, જે પાછળથી કચ્છમાં એક ચક્રે નિરંકુશ અમલ ચલાવવાનો હતો, જેનાં કટક રાજકોટના સીમાડા સુધી ભમીભમીને દૂર દૂર સુધી તાપ ફેલાવવાનાં હતાં અને જેની અમાપ શક્તિ અને લશ્કરી મુત્સદ્દીગીરી આગળ સિન્ધ, રાજપુતાના ને કાઠીયાવાડી રાજામહારાજાઓના હાથ નીચે પડવાના હતા તે જવાંમર્દ જમાદાર ફત્તેહમહમદે પોતાના ભાગ્યની ગગનવિહારી સીડી ઉપર આ રીતે પહેલું પગથીયું માંડ્યું. સાંધણનો કિલ્લો બચાવી અફઘાન કટકને પાછું વાળી તેણે ભાગ્યની સીડી પાસે ઉભવાનો અધિકાર મેળવ્યો હતો.

---

# પ્રકરણુ ૬૨ મું.

## મડાગાંઠ કપાઇ.

આખા ભૂજ શહેરમાં વિજળીની સચોટતાથી સમાચાર પડચા કે સાંધણના કિલ્લેદાર જમાદાર ફતેહમહમદે ભૂજમાં બાર ભાયાની સત્તા સ્થાપી છે અને રાયધણ તેમજ કાવતરાંખોરોને તેણે પકડી લીધા છે. કચ્છના મહાલોમાં સંદેશા પહોંચી ગયા કે બાર ભાયાની સત્તા પાકી જામી છે, કચ્છનું રાજસુકાન હાથ લેવા મેઘજી શેઠ પાછો ભૂજ આવે છે, રાયધણ પાછો કેદ થયો છે, ફરીથી રૈયત નિર્ભય બની છે.

ત્રીજે દિવસે મેઘજી શેઠ અને જમાદાર ડોસલ વેણ ભૂજમાં આવી પહોંચ્યા. પ્રજાએ તેમને આનંદથી વધાવ્યા. ગામના મહાજને સામૈયું કરીને એમને ગામમાં તેડચા.

મેઘજી શેઠ ભૂજમાં રહ્યો. જમાદાર ફતેહમહમદને રાધનપુરની અને મોરબીની ફોજ સામે મોકલ્યો.

ભૂજથી ચોબારી સુધીના માર્ગમાં જમાદાર ફતેહમહમદના કટક સાથે દશ હજાર માણસ જઇ ચઢયું. ખેડૂતે હળ છોડી તલવાર બાંધી. વાણીયાએ હાટ છોડી હથિઆર લીધાં. માર્ગમાં આવતાં ગામેગામમાંથી જુવાનીયો માત્ર દેશને ખાતર મરણીયો મહાવીર બની જમાદાર સાથે ચાલી નીકળ્યો.

ચોબારીના મેદાનમાં જમાદાર ફતેહમહમદ અને રાધનપુર તથા મોરબીની સંયુક્ત ફોજોનો ભેટો થયો. બાર કલાક લડાઇ ચાલી. હજારો માણસો કપાયાં ને લોહીની નીક ચાલી. ચોબારીના મેદાનમાં પરદેશીઓ ભયંકર ખુવારી સાથે હાર્યા. જમાદાર નાસતી ફોજોની પાછળ પડચો. આધોઇ કબજે કરી કાઠિયાવાડને કાંઠે ઉતર્યો. બાલંભા સર કર્યું. નવાનગરને ભારી ભય પહોંચાડી ફાવતી સમાધાની કરી લીધી અને કચ્છના કાંઠાને પરદેશીઓથી નિર્ભય બનાવી પાછો કચ્છ તરફ ફર્યો.

મિંયાણાઓને મેઘજી શેઠનો ઉપદેશ હૈયે વસી ગયો હતો. મહમદ સેતો આગેવાન થયો. પાછળ પાંચસોથી વધારે મિંયાણા ચાલી નીકળ્યા. કાંઠાથી થોડે

દૂર રણમાં કંપની સરકારની બટાલીયનો અને તેનો નાયક કપ્તાન મેકમેર્ડો પડાવ નાંખી પડ્યો હતો. મધરાતના અઘોર અંધારામાં મિંયાણા છાવણી ઉપર પડ્યા. બધો સામાન લૂંટી લીધો. બંદૂકોના ધડાકા ભડાકા કર્યા. કોઇનેય ઇજા તો ન થઇ પણ કપ્તાન ભાગ્યો અને એની પાછળ એની બટાલીયનો પણ ભાગી !

આમ કચ્છ નિર્ભય થયો. બાર ભાયાનું જોર ફરીથી જાગ્યું.

* * *

ભૂજના રાજદરવાજા આજ આસોપાલવથી મઢાયા છે. ઘરઘરનાં નરનાર બહાર નીકળી ગયાં છે. આજે ભૂજમાં અણમોલો ઉત્સવ છે. સમરવિજેતા ફતેહમહમદ અને એનું કચ્છી સૈન્ય ભૂજમાં પાછું આવે છે; વિજયો મેળવીને, કચ્છની યશરેખા વધારીને, મેઘજી શેઠ મહાલોના રાજતંત્રની પુનર્ઘટના કરીને, પાકો બંદોબસ્ત કરીને પાછો ભૂજ આવે છે; જાણે કે પ્રજાની વ્યવસ્થાશક્તિ તથા સમૂહશક્તિ સદેહે પાટનગરમાં આવતી હોય !

ધડાંગ ધંગ ધીજાંગ ધીજાંગ ધક્ ધક્ માંડવીને નાકેથી મરફો થયો. રસ્તાઓ ઉપર લોકોની જામેલી મેદની પગના અંગુઠા ઉપર ઊભી રહી જોવા લાગી. તોપોના ઉપરાઉપર ધૂમાડાભર્યા અવાજો ગાજવા લાગ્યા. હજારો માણસો જમીનપર એક સાથે ચાલતા હોય એવો પગના ઘસારાનો અવાજ આવ્યો અને કચ્છનું વિજયી સૈન્ય પાટનગરમાં પ્રવેશ કરવા લાગ્યું.

લશ્કરને મોખરે ધોળી ઘોડીને રમાડતો જમાદાર ફતેહમહમદ આવ્યો. એની બાજુમાં સવાર થઇ મેઘજી શેઠ ચાલતો હતો. એની બાજુમાં જમાદાર ડોસલ વેણ હતો. પાછળ બાર ભાયાના કારભારીઓ હતા. પ્રજાજનોએ પ્રજાનાયકોને વધાવ્યા. નગરનારીઓએ મંગળ ગીતો ગાયાં. "અમે ઇડરીઓ ગઢ જીત્યાં રે, આનંદભર્યાં !"

મેઘજીએ જમાદાર ફતેહમહમદ અને ડોસલ વેણ સામે જોઈ કહ્યું: "ખરેખર ! ઈડરીયો ગઢ તો જીત્યા જ છીએ. પ્રભુ એ જીતને કાયમ રાખે એટલે થયું."

આંખમાં એક આંસુનું બિન્દુ આવ્યું તે લૂછીને મેઘજી ફરીને બોલ્યોઃ "જુઓ ફતેહમહમદ! આ હરજીવન મહેતાનું ઘર!"

"આ બળેલો ઈમલો દેખાય છે તે?"

"હા! અહીં નગરશેઠે સમાધ લીધી. અહીં એમની સ્ત્રી સતી થયાં હતાં. ચાલો! આપણે ઘોડા ઉપરથી ઉતરી જઈએ. આ સ્થાન એ તો તીર્થસ્થાન છે. એ તો મહા પવિત્ર યજ્ઞવેદી છે."

બધા ઘોડા ઉપરથી ઉતરી ગયા. મકાનનાં કાળાં ખોખાંના આધાર વગરના એક ગોખમાંથી કોઇકે ગાયુંઃ "અમે ઈડરીયો ગઢ જીત્યાં રે, આનંદભર્યા!"

મેઘજી શેઠે ઉંચું જોયું. બારીની કતારમાં હરજીવનની બાળકુંવારી કન્યા ગંગા ઊભી ઊભી મેઘજી, ફતેહમહમદ, ડોસલ વેણુ અને બાર ભાયાના કારભારીઓને અક્ષતે વધાવતી ગાતી હતી. મેઘજી શેઠે ભારે હૈયે ગંગાને નમસ્કાર કર્યાં. "છોકરી એવી છે કે જાણે પુરાણોમાંથી જીવતી પ્રગટ થઈ!" તે બોલ્યો.

ત્યાંથી આખું લશ્કર શહીદને સન્માનવા વાઘાસર ગયું. જે જગ્યાએ પ્રજાના ચારસો શહીદો રાયધણને ગિરફતાર કરવાના પહેલા પ્રયાસમાં ખુદ દરબારગઢમાં વાઘજી અને કોરા પારેખ સાથે હણાયેલા–સદાની શાંત નિદ્રામાં સૂતા હતા, ત્યાં મેઘજીએ સિંદૂરથી પૂજન કર્યું. એનું હૈયું વિજયના આ મહા અવસરે ભૂતકાળના પ્રેતોની નૃત્યભૂમિ બની રહ્યું હતું. જગજીવન મહેતા, દેવચંદ શેઠ, હરજીવન મહેતા, એમની પત્ની, માંડવીના ભ્રષ્ટ દેવાલયો, ભૂજની બજારમાં કપાયેલી ગાયો એકસામટો આર્તનાદ કરીને ચારસોયે શહીદોને હાલરડાં ગાઇ પોઢાડી રહ્યાં હોય એવો છતાં મેઘજી શેઠના હૃદયને, શ્વાસને અને પ્રાણને રૂંધતો હતો.

"અરે! કેવા કેવા લોહીના રેલા મૂકી આપણે આ ઘડી જોઇ! અરે! આજ કાશીગર ગોસાંઇ જીવતો હોત તો?" મેઘજીએ ભારે હૈયે કહ્યું.

## ઉપસંહાર.

આપણી વાર્તાના મૂળ વિષયને જેની સાથે ઓછો સંબંધ છે, એવો આછો ઇતિહાસ આ નીચે આપી દઇએ.

મેઘજી શેઠે કચ્છમાં જોરદાર કારભારથી શાંતિ અને આબાદી ઉતારી. તેણે રાવના નાના ભાઇ પૃથ્વીરાજને લશ્કરનો સરદાર નીમ્યો.

મેઘજી શેઠ અને ડોસલ વેણની જોડીએ કચ્છમાં કેટલાંય વર્ષ કારભાર કર્યો. તેમની પછી રાજ્યની લગામ ફતેહ મહમદના હાથમાં આવી.

બાર ભાયાનો કારભાર દશ બાર વર્ષ ચાલ્યો; જોકે રાવ રાયધણ પોતે તો ઇ. સ. ૧૭૮૬ થી ઈ. સ. ૧૮૧૩ સુધીનાં ૨૭ વર્ષ કેદમાં જ ગાળીને મૃત્યુ પામ્યો, પરંતુ પાછલા કાળમાં તમામ સત્તા ફતેહ મહમદે એકલે હાથે ચલાવેલી.

બાર ભાયાના કારભાર દરમિયાન આખા દેશમાં કેટલી સરસ વ્યવસ્થા હતી તેનો ઉલ્લેખ ખુદ અંગ્રેજ અમલદારો કરી ગયા છે, એટલે એ વિષયમાં આપણે નહિ ઉતરીયે કચ્છના તોફાની ઠાકોરોને એ કારભારે નમાવ્યા, કચ્છનાં બંદરો એ કારભારે વસાવી ધીકતાં કર્યાં.

ઇ. સ. ૧૭૮૬ ની સાલથી શરૂ થયેલો બાર ભાયાનો કારભાર ઇ. સ. ૧૮૦૦–૧૮૦૧ સુધી ચાલ્યો કહેવાય, પરંતુ કાંઇક પ્રજાની સ્થિતિચુસ્તતા આ પ્રથાને ન પચાવી શકી અને કાંઇક માજી રાજાના નાના ભાઇને મળેલી લશ્કરી સરદારી નાના ભાઇ પૃથ્વીરાજથી ન પચાવાઈ. ગમે તે કારણ હોય, પરંતુ બાર ભાયાના તંત્રને અવિચળ રાખવાની યોજનાશક્તિનો અભાવ તો હતો જ. કારીગર ગોસાંઈનું અકાળ મૃત્યુ કચ્છને ખૂબ જ મોંઘા મૂલ્યનું થઇ પડયું ગણાય.

પૃથ્વીરાજ અને ફતેહમહમદ વચ્ચે એક દિવસ તકરાર થઇ અને બાર ભાયાના કારભારના વિચ્છેદના ગણેશ બેઠા. ઠેઠ અઢારમા સૈકાના અંતમાં કચ્છમાં સ્થપાયેલા આ વ્યાવહારિક પ્રજાસત્તાકના પ્રજાહિતકર અખતરાને ચૌદ ચૌદ વર્ષની સફળતા પછી નિષ્ફળ બનાવવાનું પાપ પૃથ્વીરાજના એક હલકા મિત્ર જમાદાર મોડજીને ભાગે જાય છે.

રાયધણની ગિરફતારી પછી પૃથ્વીરાજ રાવ ન હતો. એ માત્ર બાર ભાયાનો નોકર—લશ્કરનો સરદાર હતો. ઇ. સ. ૧૭૮૬ માં અંકુશમાં મેલાયેલી ગજ્જેન્માદશીલ રાજસત્તા રાયધણના મૃત્યુ પછી ઇ. સ. ૧૮૧૩ માં પાછી નિરંકુશ બની. રાયધણનો કુંવર ભારમલ નામે હતો. ભારમલનો સલાહકાર અને મિત્ર જમાદાર ફતેહમહમદનો પુત્ર હુસન મીયાં નામે હતો. બન્નેએ કંપની સરકારની સહાયકારી શરતો સ્વીકારી અને એ સરકારના પીઠબળે કરીને ભારમલજી કચ્છનો રાવ બન્યો અને ઇ. સ. ૧૮૧૯ ના જાન્યુઆરી માસમાં પહેલો અંગ્રેજ રેસીડેન્ટ કેપ્ટન જેમ્સ મેકમેર્ડો કચ્છમાં આવ્યો.

આટલી આટલી લોહીઆળ યજ્ઞવેદી પ્રજ્વલેલી, છતાં એક સફળ અખતરો વધુ લાંબો ન ચાલ્યો. કેમ ન ચાલ્યો તેનાં કારણો બીજરૂપે ખુદ વાર્તામાંથીજ વાચકને મળી રહે તેમ છે.



॥ॐ॥

હિંદુસ્તાન અને દેશાવરનાં અસંખ્ય ભાઈ-બ્હેનોએ જીંદગીના અહેવાલ લખવામાં અમને જ (Specialists) સ્પેશીયાલીસ્ટ ગણીને ભેટ, બક્ષીસો અને પ્રમાણપત્રોથી અમારા કાર્યની કદર કરી છે. ખાત્રી માટે એક પોષ્ટ કાર્ડ લખી "જાહેર વિજ્ઞપ્તિ અને જાહેર મત" મંગાવો.

# મ્હારૂં શું થશે ?

તે સંબંધી

# જીંદગીનો અહેવાલ.

**શશી (નામ) ઉપરથી જીંદગીનો અહેવાલ**—માત્ર સવા રૂપીઆની ટીકીટો રજીષ્ટર પોષ્ટથી મોકલાવતાં પત્ર લખવાના ટાઈમ સાથે ચાલુ ઉમ્મર જણાવી લખો: પરદેશ માટે ત્રણ શિલીંગ. **હસ્તરેખા ઉપરથી જીંદગીનો અહેવાલ** પુરૂષે જમણા તેમજ સ્ત્રીએ ડાબા હાથની ત્રણ કોપી (શાહીથી અથવા પેડથી) છાપી મોકલાવતાં પત્ર લખવાના ટાઈમ સાથે ચાલુ ઉમ્મર જણાવી લખવું. મધ્યમ રૂપીઆ પાંચ ઉત્તમ રૂપીઆ દસ. પરદેશ માટે અનુક્રમે શિલીંગ નવ અને શિલીંગ સત્તર. **જન્મકુંડલી ઉપરથી જીંદગીનો અહેવાલ.** મધ્યમ રૂપીઆ પાંચ ઉત્તમ રૂપીઆ દસ. પરદેશ માટે શિલીંગ નવ અને શિલીંગ સત્તર. **જીંદગીનો ખાસ અહેવાલ Special Life** આ અહેવાલ મંગાવતાં પોતાના ફોટા સાથે જન્મકુન્ડલી અથવા ચાલુ ઉમ્મર સાથે પત્ર લખવાનો ટાઈમ જણાવી લખવું. કિંમત રૂપીઆ પચ્ચીસ. પરદેશ માટે બે પોંડ. **પવિત્ર જંત્ર** (તાવીજ ચાંદીનું) માત્ર એક વર્ષ માટે જ ઉપયોગી. જેથી આર્થિક, સંસારિક, વ્યવહારિક તેમજ વ્યાપારે રોજગારે દરેક પ્રકારે હોટો બે ઘણો લાભ થાય છે. કિંમત રૂપીઆ સવા પાંચ. પરદેશ માટે શિલીંગ અગીઆર. સંખ્યાબંધ કવરો ગુમ થતાં હોવાથી ગમે તેવા સંજોગોમાં પણ કવર રજીસ્ટર વગર મોકલવાં જ નહિ. આફ્રિકાના ગ્રાહકોએ આફ્રિકાના સ્ટેમ્પસ અથવા ક્રોસ ઓર્ડર મોકલવા નહિ.

**જ્યોતિષી. પી. શર્મા.**

(Predict Astrologer)

સુરત (ટી. એમ.) ઈન્ડીયા.

---



---

# લકવો.

**લકવો**—શરીરના અડધા ભાગને થાય છે, તેથી તે બાજુ-ના હાથ અને પગ રહી જાય છે. (જૂઠાં થાય છે.) અને તે બાજુનું મોં વાંકું થાય છે તેથી ચોકખું બોલાતું નથી વગેરે.

હજારો રૂપીઆ ખરચ કરતાં પણ સારૂં થતું નથી તેવા **લકવાના રોગની વનસ્પતિની દવા મારી પાસે છે, તે દવાથી સેંકડો દરદીઓ સારા થયા છે,** સર્ટીફીકેટો મળેલાં છે.

છોટુભાઇ જીવાભાઇ,

ઠે. શાહપુર, ચકલા પાસે—**અમદાવાદ.**

---




**દરેક વેપારીને ત્યાં મળે છે. એજન્ટો જોઇએ છે.**

ફક્ત પાંચજ ટીપાં!!!

# ગુપ્તાની અમી-કુપી

રજી. નં. ૧૨૬૪

ફક્ત પાંચજ ટીપાં **અમી-કુપી** લેવાથી ઉલટી, ઝાડો, કોલેરા, શરદી, સળેખમ, ચુંક, આંકડી, પેટનો દુખાવો, અજીર્ણ, વાયુ, બાદી, બદહજમી, શુળ, હીસ્ટીરીઆ, ઉટાંટીયું, દાંત કે દાઢનું કળતર વિગેરે તુરત નાબુદ કરે છે.

ફક્ત પાંચજ ટીપાં **અમી-કુપી** બહારથી ચોળવાથી હાથ પગનો દુખાવો, સોજા, કળતર રૂમેટીઝમ (વા) પવન સંધીવા લકવો, માથાનો દુખાવો, ગઠીઓ વા, આદાશીશી, પાંસળાનું શુળ, કફ, છાતીનો દુખાવો, રાંઝણ, વીંછીનો ડંખ વિગેરે દર્દોમાં તાત્કાળીક આરામ આપે છે.

ફક્ત એકજ શીશી ગુપ્તાની **અમી-કુપી** ઘરમાં તથા મુસાફરીમાં પાસે રાખો તે તમને તાત્કાળીક થઈ આવતાં ઉપર જણાવેલા દર્દોમાં કીં-તી મદદગાર થઇ પડશે. **કિંમત શીશી ૧) નો રૂા. દોઢ ૧॥**

**ત્રણ શીશીના રૂા. ૪) પો. અલગ.**

---

દરેક પ્રકારના તાવને એકજ દિવસમાં ભગાડનાર

# રાજશાહી એગ્યુનો ?

**એકજવાર અજમાવી જુઓ.**

મેલેરીઆ તાવ, હડીલામાં હડીલા તાવ, રોજ આવનારા એકાંતરીઆ, ચોથીઆ, લીવર તથા બરોળ વધી ગઇ હોય તેમાં **રાજશાહી એગ્યુનો** આબાદ અસર કરે છે.

## રાજશાહી એગ્યુનોમાં વિશેષ ગુણ શું છે?

બીજી દવાઓની માફક કાન બંધ થતા નથી, કબજીઆત થતી નથી પણ જુલાબ સાફ લાવી ભુખ લગાડી શક્તિ આપે છે.

**(કિંમત બાટલી ૧ નો રૂા. ૧) ત્રણ બાટલીના રૂા. ૨॥, પો. અલગ.**

**સી. સી. ગુપ્તા એન્ડ કું. મુ. પો. નડીઆદ.**

